

'ઘડપણની છાયા' ચિત્રકાર : રસિકલાલ પરીખ

# સાહિત્યપલ્લવ

## ભાગ બીજો

જીણાભાઈ દેસાઈ
ઉમાશંકર જોષી



વોરા ઍન્ડ કું. પબ્લીશર્સ લિમિટેડ
રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨

પ્રકાશક
મનહરલાલ કે. વોરા
વોરા ઍન્ડ કું. પબ્લીશર્સ લિમિટેડ
રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨
મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ








પંદર આના

પ્રથમ આવૃત્તિ : માર્ચ, ૧૯૪૧

# નિવેદન

'સાહિત્યપલ્લવ'નો બીજો ભાગ વિદ્યાર્થીઓ, શિક્ષકો અને સાહિત્યરસિકોના હાથમાં મૂકતાં, પહેલા ભાગના નિવેદનમાં કહ્યું છે તેથી વિશેષ અમારે ભાગ્યે જ કાંઈ કહેવાનું હોય. છતાં પુનરુક્તિનો ભય વહોરીને પણ સંપાદન પાછળના અમારા ખ્યાલો વિષે કાંઈક કહેવું અયોગ્ય નહિ ગણાય.

આ સંગ્રહોનું સંપાદન અમે શિક્ષકો તરીકે કર્યું છે. નાના મોટા વિદ્યાર્થીઓ સાથે સાહિત્ય વાંચવાની અમને ઠીક ઠીક તક મળી છે. કુમળી વયનાં બાળકોમાં પણ વસ્તુના મૂળ સુધી પહોંચી જવાની જે ઉત્સુકતા હોય છે એનાં અમને સારા પ્રમાણમાં દર્શન થયાં છે. એ ઉત્સુકતાને ભલી રીતે સંતોષવી એ કેવું દુર્ઘટ છે એ શિક્ષક તરીકે અમારા અનુભવ બહારની વાત નથી. આપણી શિક્ષણપ્રથા સગવડ આપતી હોત તો સૌથી સારી રીત તો એ ગણાય કે, પોતાના વર્ગનાં બાળકોની રુચિ, કક્ષા. ગુંજાશ, વગેરે જોઈ શિક્ષક આપણા સાહિત્યભંડારમાંથી તેમના ખપની વાનીઓ લઈ આવે, પાટિયા પર લખે, લખાવે અથવા સાઇક્લોસ્ટાઇલથી છાપીને વહેંચે. દર વરસે દરેક જુદા વર્ગ આગળ આ પ્રયોગ નવેસરથી કરવાનો રહે. પણ એ તો આદર્શ સ્થિતિ થઈ. તે સ્થિતિએ પહોંચીએ તે દરમ્યાન આવા સંગ્રહો કંઈક ઉપયોગના થઈ રહેશે એવી આશા છે. આમાંનું કેટલુંક બાળકો આગળ રજૂ કરી જોવાની અમે કાળજી રાખી છે. છતાં અમે શિક્ષકોને વિનંતી કરીએ છીએ કે આ સંગ્રહને ભૂમિકા તરીકે સ્વીકારી બીજા નમૂનાઓ પણ અનુકૂળતા પ્રમાણે પોતે આપવાના છે જ. દા. ત., પ્રથમ સત્ર શરૂ થાય, વર્ગો થાળે પડતાં પડતાં ગરમીના દિવસો વીતી ગયા હોય, ને વાદળાં દેખાવા માંડે ત્યારે આ સંગ્રહમાં જે મેઘ-કાવ્યો છે તે રજૂ કરવા ઉપરાંત બની

શકે તો બીજાં પણ આપવા પ્રયત્ન કરવો એ ખોટું નહિ. શિક્ષકનું કામ અમે કરી આપ્યું એવો આરોપ વેઠીને પણ પ્રત્યેક પાઠની આગળ નોંધ આપી છે. દૂર કસબાઓમાં શિક્ષકો પાસે પૂરતાં સાધન હોતાં નથી, એટલે માત્ર પુસ્તકોમાંથી પાઠ કાપી કાઢી ભેગા કરી છપાવી દઈને હાથ ધોઈ નાખવાનો માર્ગ અમને ઠીક લાગ્યો નથી. ઉપરાંત સાહિત્યરુચિ અને ભાષાજ્ઞાનની દૃષ્ટિએ તે તે પાઠ વિષે અમારે શું કહેવાનું છે તે ચોરી રાખવું પણ અમે પસંદ કર્યું નથી. છતાં અમે માનીએ છીએ કે ૯૦ ટકા કામ તો હજી શિક્ષકને માટે બાકી જ છે. સામાન્ય રીતે 'સાર્થ જોડણીકોશ'માં ન મળી શકે તેવા અને વિશેષ અર્થમાં વપરાયેલા શબ્દોના જ અર્થ આપ્યા છે. સ્વાધ્યાયમાં પણ ઘણુંખરું પાઠ તરફ કઈ દૃષ્ટિએ જોઈ શકાય છે તે સૂચવવા જ પ્રયત્ન કર્યો છે.

આ સંપાદન અમે વિદ્યાર્થી તરીકે પણ કર્યું છે એમ કહીએ તો કોઈ આશ્ચર્ય ન પામે. અમે આ કક્ષાના વિદ્યાર્થી હતા ત્યારે અમને આવી આવી વસ્તુઓ મળી હોત તો?—એ દૃષ્ટિ પણ અમારા ખ્યાલ બહાર ન હતી. બીજું, માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓના ભાષા-જ્ઞાનનું ધોરણ વર્નાક્યુલર ફાઈનલ કરતાં ઓછું કેમ જોવામાં આવે છે એ પ્રશ્ન પણ અમને થતો હતો. મૅટ્રિકમાં અને તે પછી કૉલેજમાં શીખવી પડતી સામગ્રી એકાએક અઘરી માલૂમ પડે છે તેનું કારણ પણ શું? માધ્યમિક શાળામાં વાર્તા અને બીજી શીરાના કોળિયા જેવી સરળ સરળ સામગ્રીથી સંતોષ મનાતો હોવાને કારણે? છતાં અમે સામગ્રી અઘરી કરી દેવાની લાલચમાં પડ્યા નથી. જૂની ગુજરાતીમાંથી વર્ણનાત્મક અને કથાત્મક નમૂનાઓ જ આપ્યા છે. પણ અમુક વસ્તુનો વિવિધ રીતે અને ઊંડાણથી કેમ આસ્વાદ લઈ શકાય એ તરફ ધ્યાન દોરવાની તક લીધી છે. ઇતર વાંચનનું સૂચન કરી, પ્રસંગ મળ્યે શબ્દ અને અર્થના સાદા અલંકારો સમજાવી, શબ્દોના શરીરમાં પણ કેમ ફેરફાર થાય છે તે બતાવી, ભાષા મારફત મળતા ઉચ્ચ આનંદના રાજમાર્ગો તરફ આંગળી

ચીંધવા પ્રયત્ન કર્યો છે. આ કે તે વિદ્યાર્થી આવા નાના અમથા ઇશારાથી પ્રેરાઈને ભવિષ્યમાં કોઈ ને કોઈ રાજમાર્ગ સર નહિ કરે એમ પણ શા માટે માનવું? ભવિષ્યના સંસ્કારી દેશજનોના સર્જનમાં યત્કિંચિત્ ફાળો આપવાની તક એ જ તો શિક્ષણના વ્યવસાયનું મોટું વળતર છે.

જૂની ગુજરાતી – 'ગુજરાતી' ગુજરાતી – ઉપર અમારો પક્ષપાત છે? હા. છતાં દયારામ પછી આપણા ગદ્યનો વિકાસ થયો છે એ જોતાં ગદ્ય અને નર્મદ પછીના કવિઓનું પદ્ય તે સંગ્રહનો ¾ ભાગ રોકે છે. જૂના ગુજરાતી સાહિત્યને માત્ર ¼ ભાગ જ મળ્યો છે. ગુજરાતી ભાષાની શક્તિ સમજવા માટે એ ભાગ તરફ જ આપણે વળવું પડશે.

આ સંગ્રહમાં પોતાની કૃતિઓનો સમાવેશ કરવાની અનુમતિ આપનાર લેખકોનો, અને મુદ્રણને આટલું શુદ્ધ અને સુઘડ બનાવવા માટે નવજીવન મુદ્રણાલયના સંચાલક શ્રી. જીવણજી દેસાઈનો સદ્ભાવ અમે ભૂલી શકીએ એમ નથી.

અમદાવાદ
૨૧–૩–૧૯૪૧

ઝીણાભાઈ દેસાઈ
ઉમાશંકર જોષી

# અનુક્રમણિકા


નિવેદન . . . . . . ૩

નરસિંહ [ ૭૬ ] . . . . . ૧–૫

૧. બેમાં સુંદર કોને કહીએ? . . . ૧

૨. ચમકાર . . . . . ૨

૩. ભોળી ભરવાડણ . . . . ૨

૪. રાસલીલા . . . . . ૨

૫. ગોકુળ વ્હેલા પધારજો રે . . . ૩

૬. સરખી મળી છે જોડી! . . . . ૩

૭. કહાનુ થયા મોહન . . . . ૪

૮. ઘડપણ કોણે મોકલ્યું . . . . ૪

મીરાં [ ૪૨ ] . . . . . ૫–૧૦

૯. દિલ તો ખોલીને દીવો કરો! . . . ૮

૧૦. વાટ જુએ છે મીરાં . . . . ૮

૧૧. બીજું બોલ મા! . . . . ૯

૧૨. રામ રમકડું . . . . ૯

૧૩. બોલે ઝીણા મોર . . . . ૯

૧૪. દર્દે દીવાની . . . . ૯

ભાલણ [ ૭૦ ] . . . . . ૧૦–૧૩

૧૫. પૂછતી હીંડી આકુલી . . . . ૧૧

૧૬. દેવકી અને કૃષ્ણ . . . . ૧૨

૧૭. જશોદાનો દેવકીને સંદેશો . . . ૧૩

નાકર [ ૫૨ ] . . . ૧૪–૧૭

૧૮. મહાભારત-યુદ્ધનો તણખો . . . ૧૫

અખો [ ૪૬ ] . . . . ૧૭–૨૦

૧૯. ભક્તનું વર્ણન . . . . ૧૮

૨૦. શાં શાં રૂપ વખાણું? . . . . ૧૯

૨૧. વારી જાઉં રંગ બન્તણિયા . . . ૨૦

**વિશ્વનાથ જાની [૯૮]** . . . . ૨૦–૨૬
૨૨. મોસાળા-ચરિત્રમાંથી . . . ૨૨
**પ્રેમાનંદ [૨૯૦]** . . . . . ૨૬–૪૦
૨૩. વિપની વિષયા . . . . ૨૭
૨૪. સુદામાના તાંદુલ . . . . ૩૨
**શામળ [૬૪]** . . . . . ૪૦–૪૩
૨૫. સર્વ સરખું નથી . . . . ૪૧
૨૬. નામ વિષે . . . ૪૨
**ધીરો [૩૧]** . . . . ૪૩–૪૫
૨૭. હોલો હોલી કહે છે રે . . . ૪૪
૨૮. કપોતની કહે છે રે . . . . ૪૪
**બ્રહ્માનંદ [૨૦]** . . . . ૪૫–૪૬
૨૯. ટેક ન મેલે રે . . . . ૪૫
૩૦. સાચા શૂરા . . . . ૪૬
**પ્રીતમદાસ [૧૨]** . . . . ૪૬–૪૭
૩૧. હરિનો મારગ . . . ૪૬
**બાપુ ગાયકવાડ [૩૧]** . . . ૪૭–૪૯
૩૨. હરિગુણ ગાય તે . . . . ૪૮
**નરભેરામ [૧૧]** . . . . ૪૯–૫૧
૩૩. નાણું આપે નરભો રે . . . ૫૦
**લજ્જારામ [૭૭]** . . . . ૫૧–૫૫
૩૪. બાળુડો અભિમન્યુ . . . . ૫૨
**દયારામ [૭૨]** . . . . ૫૫–૫૮
૩૫. મીરાં-ચરિત્ર . . . . ૫૬
**નર્મદાશંકર [૫૦]** . . . . ૫૯–૬૧
૩૬. પ્રભાત . . . . ૫૯
૩૭. શંખનાદ સંભળાયે લેશ . . . . ૬૦
૩૮. સુખ . . . . . ૬૦
૩૯. ઘટ ઘટમાં તું રામ . . . . ૬૧
**નવલરામ [૪૪]** . . . . ૬૨–૬૪
૪૦. જનાવરની જાન . . . . ૬૨

બાલાશંકર કંથારિયા [૨૪] . . ૬૪–૬૫
૪૧. બોધ . . . . ૬૪
સુરસિંહજી ગોહિલ–'કલાપી' [૫૨] . . ૬૬–૬૯
૪૨. ગ્રામ્ય માતા . . . . ૬૭
મણિશંકર રત્નજી ભટ્ટ–'કાન્ત' [૬૦] . ૬૯–૭૨
૪૩. અતિજ્ઞાન . . . . ૭૦
દામોદર ખુ. બોટાદકર [૩૨] . . ૭૩–૭૫
૪૪. ધૂમ્રને . . . . ૭૩
બલવંતરાય કલ્યાણરાય ઠાકોર [૧૪]. . ૭૫–૭૭
૪૫. જૂનું પિયેરઘર. . . . ૭૬
અરદેશર ફરામજી ખબરદાર [૧૫] . . ૭૭–૭૯
૪૬. દેવીનું ખપ્પર . . . . ૭૮
રામનારાયણ વિશ્વનાથ પાઠક–'શેષ' [૯૨] . ૭૯–૮૩
૪૭. વૈશાખનો બપોર . . . ૮૦
ઝીણાભાઈ દેસાઈ–'સ્નેહરશ્મિ' [૫૧] . ૮૪–૮૭
૪૮. ભગ્ન સ્વપ્નની નાવ. . . . ૮૫
૪૯. ડુંગર ચડું ને— . . . ૮૫
૫૦. પ્રયાણ-ઘડી . . . . ૮૬
ભાનુશંકર વ્યાસ–'બાદરાયણ' [૧૬] . ૮૭–૮૮
૫૧. તારલી . . . . ૮૭
મનસુખલાલ ઝવેરી [૫૨]. . . ૮૯–૯૧
૫૨. નોકરી . . . . ૮૯
ઇન્દુલાલ ગાંધી [૩૪] . . ૯૨–૯૩
૫૩. ભાણી . . . . ૯૨
ત્રિભુવનદાસ લુહાર–'સુન્દરમ્' [૭૯] . ૯૪–૧૦૦
૫૪. દુનિયાનો દાતાર . . . ૯૫
૫૫. બહુરૂપિણી . . . . ૯૬
કૃષ્ણલાલ શ્રીધરાણી [૭૨] . . . ૧૦૧–૧૦૪
૫૬. પૂજારી. . . . . ૧૦૧
૫૭. સર્જક શ્રેષ્ઠ આંગળાં . ૧૦૩

ઉમાશંકર જોષી [ ૬૬ ] . . . ૧૦૫–૧૧૦
૫૮. કુતૂહળ . . . . ૧૦૫
૫૯. જઠરાગ્નિ. . . . ૧૦૬
૬૦. નંગા શિખર . . . . ૧૦૮
હરિશ્ચંદ્ર ભટ્ટ [ ૨૪ ] . . . ૧૧૧–૧૧૨
૬૧. માતા . . . . ૧૧૧
૬૨. બહેન . . . . ૧૧૨
ભાનુભાઈ વ્યાસ—'સ્વસ્થ' [ ૪૨ ] . . ૧૧૩–૧૧૬
૬૩. મેહુલા . . . . ૧૧૪
૬૪. કંટક-પ્યાસ . . . ૧૧૫
નર્મદાશંકર . . . ૧૧૭–૧૨૭
૬૫. દયારામ . . . . ૧૧૮
સ્વામી દયાનંદ સરસ્વતી . . ૧૨૭–૧૩૦
૬૬. મારું જન્મચરિત્ર . . . ૧૨૭
ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. . ૧૩૦–૧૩૮
૬૭. બાલ મણિરાજ . . . ૧૩૦
આનંદશંકર બાપુભાઈ ધ્રુવ . . ૧૩૮–૧૪૪
૬૮. હૃદયનો હક . . . ૧૪૦
૬૯. દી. બ. અંબાલાલ સાકરલાલ . . ૧૪૦
મોહનદાસ કરમચંદ ગાંધી . . . ૧૪૫–૧૫૧
૭૦. કન્યાકુમારિકાનાં દર્શન . . . ૧૪૭
૭૧. આશય . . . . ૧૪૯
દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર . . ૧૫૨–૧૬૧
૭૨. ગંગાગેયા . . . ૧૫૨
૭૩. મધ્યાહ્નનું કાવ્ય . . . ૧૫૭
કનૈયાલાલ મુનશી . . . ૧૬૧–૧૬૯
૭૪. ઇંદ્રાસન . . . . ૧૬૨
રામનારાયણ વિ. પાઠક . . . ૧૭૦–૧૮૧
૭૫. અંગુલિમાલ . . . . ૧૭૨
સૈયદ અબુ ઝફર નદવી . . . ૧૮૧–૧૮૬
૭૬. કુરઆન ઈદ . . . . ૧૮૧

રમણલાલ દેસાઈ . . . . ૧૮૭–૧૯૭
૭૭. ખરી મા . . . . ૧૮૭
ઝવેરચંદ મેઘાણી . . . ૧૯૭–૨૦૨
૭૮. ઝંઝરિયો . . . . ૧૯૮
જ્યોતીન્દ્ર દવે . . . . ૨૦૩–૨૧૦
૭૯. ખર્ચાળ કરકસર . . . ૨૦૩
કેશવરામ કાશીરામ શાસ્ત્રી . . ૨૧૧–૨૨૧
૮૦. પ્રતિમા . . . . ૨૧૧
નગીનદાસ પારેખ . . . ૨૨૧–૨૨૯
૮૧. શબ્દપરિચય . . . ૨૨૩
ત્રિભુવનદાસ લુહાર–'સુન્દરમ્' . . ૨૨૯–૨૩૫
૮૨. મેસૂરનું 'વૃંદાવન' . . . ૨૨૯
પન્નાલાલ પટેલ . . . . ૨૩૫–૨૪૨
૮૩. સમો અને વખત . . . ૨૩૫
કલાદર્શન . . . . ૨૪૨–૨૪૮
દત્તાત્રેય કાલેલકર
૮૪. ઘડપણની છાયા . . . ૨૪૨
ઉમાશંકર જોષી
૮૫. ઝંઝા . . . ૨૪૪
૮૬. લાઓકોન . . . . ૨૪૬
૮૭. મેડોના . . . . ૨૪૭
૮૮. પ્રજ્ઞાપારમિતા . . . ૨૪૮

# નરસિંહ

[નરસિંહનાં આ ઊર્મિગીતો જુદા જુદા પ્રસંગો આપણી આગળ તાદૃશ કરે છે. ૧. કૃષ્ણ અને ગોપી એ બેમાં સુંદર કોને કહીએ એ મૂંઝવણ આપણા મનમાં પણ, કવિએ કરેલું સુંદર વર્ણન વાંચતાં, થાય છે. ૨. માઝમરાતે – અરધીરાતે ઝાંઝર કેવાં વાગે છે, તેનો ખ્યાલ કવિએ ભારે સરળતાથી અને કુશળતાથી આપ્યો છે. ઝાંઝરનો સુંદર અવાજ થતાં આખું નગર ઊંઘમાંથી જાગી ગયું. જાગીને જુએ છે તો કોઈ મોટી ધાડ ન હતી, કે ન હતા ઢોલતાંસાંના કાન ફાડી નાખે એવા અવાજ. હતો માત્ર ઝાંઝરનો આછો મધુર ઝમકાર. 'નાનું સરખું', 'જાગ્યું ત્યારે', 'મારા હરિને', 'બાઈ મને', 'હરની વેલ', વગેરે લાટના ઉદ્‌ગારો કેટલા કુદરતી અને સરળ છે! ૩. ભરવાડણો કૃષ્ણને વેચવા જાય છે તે દૃશ્ય જાણે કે આપણી નજર આગળ ભજવાય છે. ૪. વૃંદાવનના રાસની ગરબી છે. બહુ ગવાય છે. ૫. ઘણું જ જાણીતું અને ભજનમંડળીઓમાં તથા નવરાત્રમાં બહુ ગવાતું આ ગીત ગોકુળવાસીઓની કૃષ્ણ માટેની મમતા બતાવે છે. ૬–૭. મથુરામાં કંસની એક ખૂંધી દાસી કુબ્જા, કૃષ્ણની સેવાબરદાસ કરે છે તે હકીકત પર ટોણો મારી, ગોકુળના લોકો કૃષ્ણ કેમ પાછા આવતા નથી તેનું કારણ આપે છે. 'સરખી મળી છે જોડી'માં હાસ્ય પણ છે. ૮. આ પદ બહુ જ લોકપ્રિય છે. તેમાંની બધી વાત કેટલી સાચી છે એ નજીકમાંના કોઈ પણ વૃદ્ધની દશા તપાસતાં તરત સમજાશે.

આ કાવ્યોમાં છેડે ક્યાંક 'નરસૈંયાચો' એવો પ્રયોગ આવે છે. 'નો' ને ઠેકાણે મરાઠી પ્રત્યય 'ચો' છે. જૂના વખતમાં મરાઠી અને ગુજરાતી ભાષાને પરસ્પર વિશેષ સંબંધ હતો, તે આ ઉપરથી સમજાય છે.]

## ૧. બેમાં સુંદર કોને કહીએ?

કેસર-ભીના કાનજી, કસુંબે ભીની નાર,
લોચન ભીનાં ભાવશું, ઊભાં નંદદ્વાર.

બેમાં સુંદર કોને કહીએ વનિતા ને શ્રીજનાથ,
પરખી પરખી ધરો તમને માણેકડાં બેહુ હાથ.
વેગે કુંજે પધારિયા તો લચકે થઈ ઝગઝોળ,
નરસૈંયાચો સ્વામી ભલે મળિયો રંગતણા બહુ રોળ.

## ૨. ઝમકાર

સખી તારાં નેપૂર રે સુંદર વાગતાં રે, વાગ્યાં વાગ્યાં માઝમ રાત;
નાનું સરખું નગર રે, સૂતેલું જાગિયું રે, જાગ્યું ત્યારે ઝાંઝરનો ઝમકાર. સખી૦
વાડીમાં રે પાક્યો રે, સુંદર આંબલો રે, તેની તે મીઠી મીઠી ઊતરે સાખ;
કામિની વેડાવે રે, આરોગવા રે, મારા હરિને કહું કે ચાખ. સખી૦
આંગણિયે રોપાવું રે, સુંદર એલચી રે, ઠામઠામ રોપાવું નાગરવેલ;
નરસૈંયાચો સ્વામી રે, બાઈ મને ત્યાં મળ્યો રે, હરિ મારો શોભે ઉરની વેલ. સખી૦

## ૩. ભોળી ભરવાડણ

ભોળી રે ભરવાડણ હરિને વેચવા ચાલી;
સોળ સહસ્ર ગોપીનો વહાલો મટુકીમાં ઘાલી. ભોળી રે૦
અનાથના નાથને વેચે આહીરની નારી;
શેરીએ શેરીએ સાદ પાડે: લો કોઈ મોરારી. ભોળી રે૦
મટુકી ઉતારી, માંહી મોરલી વાગી;
વ્રજનારીને સહેજે જોતાં મૂરછા લાગી. ભોળી રે૦
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે;
ચૌદ લોકના નાથને કાંઈ મટુકીમાં દેખે. ભોળી રે૦
ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા અંતરજામી;
દાસલડાંને લાડ લડાવે નરસૈંનો સ્વામી. ભોળી રે૦

## ૪. રાસલીલા

વહાલા મારા વૃંદાવનને ચોક કે વહેલા પધારજો રે લોલ. વ૦
ગોકુળની વ્રજનાર કે વેગે બોલાવજો રે લોલ. વ૦

અમને રાસ રમ્યાના કોડ કે નાથ સંગ ખેલડી રે લોલ. વ૦
લેવા મુખડાના મુકરંદ કે મલી તેવતેવડીરે લોલ. વ૦
રૂડો વંશીવટનો ચોક કે કુંજ શોભા ઘણી રે લોલ. વ૦
રૂડું જમનાજીનું તીર કે ત્રટ રળિયામણું રે લોલ. વ૦
મળિયો વ્રીજવીનતાનો સાથ કે તાલી દે હાથશું રે લોલ. વ૦
રૂડી શરદ પૂનમની રાત કે, સુંદર સોહામણી રે લોલ. વ૦
જોવા મળિયા ચૌદે લોક કે ઇંદ્ર ત્યાં આવિયા રે લોલ. વ૦
રૂડાં પારિજાતકનાં પુષ્પ કે પ્રભુને વધાવિયા રે લોલ. વ૦
બ્રહ્મા રુદ્ર ધરે એનું ધ્યાન કે પાર પામે નહિ રે લોલ. વ૦
નાચે નરસૈંયો સુખ જોઈ કે લીલા નાથની રે લોલ. વ૦

## ૫. ગોકુળ વ્હેલા પધારજો રે

ગોકુળ વ્હેલા પધારજો રે, મથુરા જાઓ તો મારા સમ હો લાલ. ગો૦
અક્રૂર આવ્યા તેડવા, તે તો મારા દુખડાનો દેનાર રે લાલ. ગો૦
બળીભદ્ર બેઠા રથમાં, હરિ હળધરનું જુગતે જોડું લાલ. ગો૦
આણી આણી શેરડીએ પ્રભુ મારા, રથ લાવો પાછા લાલ. ગો૦
રાણી રાધા બેઠાં આડાં થઈ, પ્રભુ મારા હૃદિયાપર રથ ખેડો લાલ. ગો૦
વહાણામાં જોતી વાટડી, પિયુ મળસકે અમને તજ્યાં લાલ. ગો૦
ગોકુળ મથુરા છે બે ગામડાં, વચમાં જમનાજી ભરપૂર રે લાલ. ગો૦
મથુરામાં મામાને મળવા જતાં, વહાલા કેમ રાખ્યું ન હેત લાલ. ગો૦
જગજીવન મારો-જિવાડો, મથુરામાં જાઓ તો પ્રાણ નાંખું કાઢી લાલ. ગો૦
નરસૈંયાનો સ્વામી શામળો, વહાલે ફરી રમાડ્યાં ન રાસ લાલ. ગો૦

## ૬. સરખી મળી છે જોડી!

ના આવે, ના આવે રે, નાથજી ના આવે.
એને મથુરામાં મળી મોહિની નાર રે, ગોકુળ કેમ ભાવે? નાથ૦
મથુરામાં છે શાલ દુશાલા, ને નાના વિધના વાઘા રે;
ગોકુળ મેલી નાસી ગયા, કાળી કામળ ઓઢતા ભાગા. નાથ૦
આગળ હુતા ગોવાળિયા ને થયા મથુરાના રાય રે;
કહો બાઈ ગોકુળ કેમ ગમે એને નિત ઊઠી દોવી પડે ગાય. નાથ૦

કંસરાયની કાળી કુબ્જા, ખૂંધી ને વળી ખોડી રે;
કાળો કહાનો, કાળી કુબ્જા, સરખી મળી છે જોડી રે. નાથ૦
વૃંદાવનની કુંજગલીમાં અમને રમાડ્યાં રાસ રે;
નરસૈંયાના સ્વામી અમને કરી ગયા છે નિરાશ રે. નાથ૦

## ૭. કઠણ થયા મોહન

કઠણ થયા મોહન મથુરા જઈ, કાગળ નવ લખ્યો કટકો રે.
ગોકુળમાં સહુ વાત કરે છે, કહાન કુબ્જાશું અટક્યો રે. કઠણ૦
કુબ્જા કાળી ને અંગે કુબડી, શું કરતી હશે લટકો રે. કઠણ૦
ચતુર હોય તે ચિત્તમાં ચેતે, મૂરખને શો ચટકો રે. કઠણ૦
નરસૈંયાચા પ્રભુ તમને ન ઘટે, નીચ સાથે શીદ ભટકો રે. કઠણ૦

## ૮. ઘડપણ કેણે મોકલ્યું

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ. ટેક
ઊમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ;
ગોળી તે ગંગા થઈ રે, અંગે ઊજળા થયા છે કેશ. ઘડ૦
નહોતું જોઈતું ને શીદ આવિયું રે, નહોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રેઃ એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડ૦
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ;
રોજ ને રોજ જોઈએ રાબડી રે, એવી બળી રે ઘડપણની ટેવ. ઘડ૦
પ્રાતઃકાળે પ્રાણ મારા રે, અન્ન વિના અકળાય;
ઘરના કહે, 'મરતો નથી રે તને બેસી રહેતાં શું થાય?' ઘડ૦
દીકરા તો જૂજવા થયા રે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઈ લઈ ગયા રે, હવે ઘડપણના શા રે હાલ. ઘડ૦
નવ નાડો જૂજવી પડી રે, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરે રે, નાનાં બાળક દે છે ગાળ. ઘડ૦
અંતકાળે વળી આવિયા રે, દીકરા પધાર્યો દ્વાર;
પાંસળીએથી વાંસળી રે, પછી છોડીને આપી બાર. ઘડ૦
એવું સાંભળી પ્રભુ ભજો રે, સંભારજો જગનાથ;
પરઉપકાર કીધે પામશો રે, ગુણ ગાયે નરસૈંયો દાસ. ઘડ૦

### સ્વાધ્યાય

૧. કૃષ્ણ અને ગોપીનું વર્ણન આપો.

૨. મટુકીમાં ગોપીએ શું જોયું?

૩. રાસનું વર્ણન કરો.

૪. કૃષ્ણ કેમ આવતા નથી તે વિષે બે ભરવાડો વચ્ચે સંવાદ રચો.

૫. ઘડપણ વિષે નરસિંહ મહેતો શું કહે છે?

૬. આ ગીતોમાંથી કોઈ પણ એક ગીત તમને શા માટે ગમ્યું, એમાંનાં કયાં ચિત્ર, કઈ લીટીઓ, કયા શબ્દ, ઢાળ, વગેરે ગમી ગયાં તે કહો.

૭. છેલ્લું અને બીજું કોઈ પણ બે કાવ્ય કંઠસ્થ કરો.

# મીરાં

[મીરાંનાં આ પદો ભક્તહૃદયના જુદા જુદા ભાવો વ્યક્ત કરે છે. પહેલું પદ આપણી કાયાને જ્ઞાનદૃષ્ટિએ જોવાનું કહે છે. જ્ઞાનીઓ કહે છે: પિંડે તે બ્રહ્માંડે ને બ્રહ્માંડે તે પિંડે. એવું કશું બહારની દુનિયામાં નથી જે આપણી અંદર ન હોય. આમ વિચારતાં આપણી ક્ષણભંગુર કાયા, જેને નિંદવામાં કેટલાક કવિઓએ બાકી રાખી નથી, તે મહત્ત્વની બને છે. મીરાં એનું મહત્ત્વ ગાય છે. પણ જેની દૃષ્ટિ ખૂલી ગઈ છે એ જ આ સમજી શકે. સામાન્ય માણસો વનસ્પતિની શોભા જોવા વનઉપવનમાં દોડી જવાના. પણ જેણે એક વાર દિલમાં દીવો કરીને જોયું છે તે તો આંખ મીંચીને પોતાની અંદર રહેલી વાડીઓમાં જ સહેલ કરવા ઊપડી જવાનો. ત્યાં ભર્યાં ભર્યાં સરોવરો પણ પડ્યાં છે. વાડીઓમાં મોર અને સરોવરમાં હંસ ગાઈ રહ્યા છે. આ 'મોર' અને 'હંસ'ના ગીતનો નાદ તે આત્માનો ઊંડો ઊંડો અવાજ, એમ કવિ સૂચવવા માગે છે. જે બહાર ફાંફાં મારવાને બદલે પોતાની અંદર જુએ છે તે આત્માનો અવાજ સાંભળવા પામે છે, એમ કહેવું છે. મીરાંનાં આ ગીતો કાવ્યશક્તિની પણ અનેક ખૂબીઓ બતાવે છે. કવિતાની મહત્તા થોડા શબ્દોમાં અનેક અર્થો ભરવામાં રહેલી છે. એ સમજવા માટે શબ્દની જુદી જુદી શક્તિનો જો આપણને ખ્યાલ હોય તો સરળ થઈ પડે. દાખલા તરીકે, કેટલાક

શબ્દોનો એક જ અર્થ થાય છે, જ્યારે કેટલાક વિશેષ અર્થ પણ સૂચવે છે. ઉદાહરણ તરીકે એક પંક્તિ લઈએ :

ગંગાખોળે ઋષિએ કીધો વાસ જો.

હવે આનો સાદો અર્થ તો એ થાય કે ગંગાના ખોળામાં ઋષિએ વાસ કર્યો. ખોળો શબ્દનો અર્થ ગોદ થાય. તો ગંગાની ગોદ એટલે શું? એ આપણે નક્કી કરવાનું રહે છે, અને સહેજે આપણે કહી શકીએ કે કિનારો. આમ ખોળાના બે અર્થ થયા. ગોદ એ એનો **વાચ્યાર્થ** કહેવાય. કિનારો એનો **લક્ષ્યાર્થ**. આ લક્ષ્યાર્થ શોધી કાઢતાં આ પંક્તિનો અર્થ પૂર્ણ થયેલો લાગે છે? પ્રથમ દૃષ્ટિએ, અલબત્ત, આપણને એમ લાગે જ છે કે, ઋષિએ ગંગાકિનારે વાસ કર્યો એટલો જ એનો અર્થ છે. પણ જરાક વિશેષ વિચાર કરીશું તો વળી નવો અર્થ આપણને દેખાશે. નદીનો કિનારો એટલે શીતળતાવાળું સુન્દર સ્થાન; અને તેમાંય આ તો ગંગા નદી! એટલે પવિત્ર, રમણીય, શીતળ એવા સુન્દર સ્થળે ઋષિએ વાસ કર્યો — આટલો બધો અર્થ એ નાનકડી પંક્તિમાં ભર્યો છે! શીતળતા વગેરે વિશેષણોથી એ પંક્તિમાંથી આપણે જે વિશેષ અર્થ ઉપજાવ્યો એને **વ્યંગ્યાર્થ** કહે છે. આ વ્યંગ્યાર્થ કાવ્યના આત્મારૂપ છે. કાવ્યની એ ખાસ શક્તિ છે. કવિઓ શબ્દોના વિવેકભર્યા ઉપયોગથી તેમ જ અલંકારોથી પોતાનાં કાવ્યોમાં વ્યંગ્યાર્થ ભરે છે. મીરાંનાં કાવ્યો જે અહીં આપણે ઉતાર્યાં છે તેમાં રહેલા વ્યંગ્યાર્થ જો સમજી શકાય તો આ કાવ્યોનો રસ વિશેષ માણી શકાય.

ચોથું પદ જુઓ. એનો વાચ્યાર્થ લેતાં, એમાં વર્ષા ઋતુની શરૂઆતની કોઈ એક મેઘલી રાતનું સુન્દર વર્ણન છે. મીરાંને મન તો આ આખી દુનિયા એના 'રાણ'ની – કૃષ્ણની છે. રાત પડી છે. વાદળ ઘનઘોર ઘેરાયાં છે. ક્વચિત્ ક્વચિત્ આભમાં વીજળી ઝબકે છે. સામે ડુંગર ઉપર મોર ટહુકી રહ્યા છે, અને ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે. આવા ઉલ્લાસભર્યા પ્રસંગે ભક્તનું ચિત્ત ક્યાં હોય? તે કહે છે: 'રાણ, તારા ડુંગર ઉપર ઝીણા મોર ટહુકે છે અને એ ટહુકારા મારા ચિત્તને તું ચોરી રહ્યો છે.' વર્ષા ઋતુના વર્ણન જેવા દેખાતા આ કાવ્યમાં ભક્તના પરમાત્મા પ્રત્યેના પ્રેમનો ઊંડો વ્યંગ્યાર્થ રહેલો છે. કવિતાની એક ખૂબી એ હોય છે કે, દરેક માણસ પોતપોતાના ગજા પ્રમાણે એમાંથી વાચ્યાર્થ, લક્ષ્યાર્થ કે વ્યંગ્યાર્થ તારવી અને માણી શકે. આ કાવ્ય

સમજવા પ્રયત્ન કરીએ. કાવ્યમાં પ્રત્યેક શબ્દ સહેતુક હોય છે એ સતત આપણા ધ્યાનમાં રહેવું જોઈએ; અને એથી કેટલીક વાર માત્ર એક જ શબ્દ ઉપરથી આખા કાવ્યનો અર્થ ફરી જાય છે. આ પદમાંથી એક પંક્તિ લઈએ. 'માઝમ રાતે ભલી વીજળી ચમકે.' આમાં 'ભલી' વિશેષણ કોઈ વિશેષ અર્થ સૂચવે છે? એક અર્થ એનો એમ પણ થઈ શકે કે વરસાદ પડે છે, અને ઝાડપાન અને ડુંગરોને તે લીલાંછમ અને ભર્યાં ભર્યાં બનાવી રહ્યો છે. પણ રાત તો અંધારી છે, અને આ સુન્દરતા જોયા વિનાની જ રહી જાય છે, પણ ત્યાં 'ભલી' વીજ ચમકી અને તેના પ્રકાશમાં ધરતી ઉપર આવતાં હજારો મોતીબિન્દુ અને ભરી ભરી સુન્દર કુદરતનાં અચાનક દર્શન થઈ ગયાં. આ અર્થ મન આગળ આવતાં 'ભલી' શબ્દ કેટલો બધો અર્થસૂચક બની રહે છે? પણ હજીયે વિશેષ ધ્વનિ એમાં રહેલો છે. મોર ડુંગર ઉપર ટહુકે છે; અને ડુંગર રાજાનો છે—એટલે કે કૃષ્ણ ડુંગર ઉપર છે. મોરના સાદથી પ્રાણ પોતાના રાજા પાસે જવા થનગની રહ્યો છે; પણ જવું કઈ રીતે? રાત તો અંધારી ઘનઘોર છે! ત્યાં એ 'ભલી' વીજ ચમકે છે ને રસ્તો દેખાય છે—ને પોતાના ચિત્તચોર પાસે જવાનો રસ્તો સૂઝે છે! આમ આવાં પદો કેટલી બધી અખૂટ કાવ્ય-શક્તિથી ભર્યાં છે એ તો જેમ જેમ આપણે ફરીથી ને ફરીથી વાંચીએ તેમ તેમ આપણને સમજાતું જાય છે. આપણા સાહિત્યમાં ઠેઠ પ્રાચીન કાળથી વર્ષા ઋતુનું આગમન પ્રેમીઓમાં મિલનની પ્રબળ ઇચ્છા જગાડતું લેખાયું છે તે્ માન્યતાનો પણ મીરાંએ આમાં ઠીક ઉપયોગ કરી લીધો છે.

છેલ્લું પદ પ્રમાણમાં સરળ છે. એમાં મીરાં પોતાને દર્દી તરીકે વર્ણવે છે. તો લોકો કહેશે કે, 'મીરાંબાઈ, એવું તો કયું દર્દ છે? બોલાવી લો ને કોઈ વૈદ્યને. ઝટ સારું થઈ જશે.' મીરાં જવાબ આપે છે, 'ના, ભાઈ, ના. એ દર્દ તો શામળિયા વૈદ્ય સિવાય બીજા કોઈથી પરખાય એમ નથી.' મીરાંના આ કથનમાં શો વ્યંગ્યાર્થ રહેલો હશે? કયું હશે એ દર્દ? એને કૃષ્ણવિરહરોગ કહી શકાય? આ નાનકડા ભજનમાં લગભગ દરેક લીટી કહેવતરૂપ છે: જેમકે 'ઘાયલકી ગત ઘાયલ જાને,' 'શૂળી ઉપર સેજ અમારી,' વગેરે.

મીરાંનાં પદોની આ ચર્ચા ઉપરથી શબ્દની શક્તિનો કંઈક ખ્યાલ આપણને આવ્યો. એ શક્તિનાં ત્રણ સ્વરૂપ પણ આપણે જોયાં, જેમકે ખોળો એટલે ગોદ એ એક અર્થ, બીજો અર્થ કિનારો, અને ત્રીજો અર્થ

શીતળ, શાન્ત, સુન્દર સ્થળ. પહેલો અર્થ સૂચવતી શક્તિને **અભિધા** કહે છે, બીજામાં રહેલી શક્તિ **લક્ષણા** કહેવાય છે, અને ત્રીજામાં **વ્યંજના** છે. વ્યંજનાને ‘ધ્વનિ’ પણ કહે છે. ધ્વનિ તે કાવ્યનો આત્મા ગણાય છે. જે જે કાવ્યો તમે વાંચો કે શીખો તે બધાંમાં શબ્દની શક્તિને આ દૃષ્ટિએ જોવા પ્રયત્ન કરશો તો તમને અખૂટ કાવ્યાનંદ મળશે.

ચોથું પદ રૂપકનો નમૂનો છે. ભક્ત કહે છે કે. મને રામરૂપી રમકડું મળ્યું છે. જીવાત્મા તે બાળક અને પરમાત્મા તે રમકડું, એમ રૂપક ગોઠવ્યું છે.]

## ૧. દિલ તો ખોલીને દીવો કરો !

તમે જાણી લો સમુદ્ર સરીખા મારા વીરા રે,
આ દિલ તો ખોલીને દીવો કરો હોજી. ટેક
આ રે કાયામાં છે વાડીઓ હોજી, માંહે મોર કરે ઝીંગોરા રે;
આ રે કાયામાં છે સરોવર રે હોજી, માંહે હંસ તો કરે છે કલ્લોલા રે !
મારા વીરા રે, આ દિલ૦
આ રે કાયામાં છે હાટડાં રે હોજી, તમે વણજ વેપાર કરોને અપરંપારા રે;
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર હોજી, દેજો અમને સંતચરણે વાસેરા રે !
મારા વીરા રે, આ દિલ૦

## ૨. વાટ જુએ છે મીરાં

વાટ જુએ છે મીરાં રાંકડી રે,
ઊભી ઊભી અરજ કરે છે દીનાનાથ રે. ટેક
મુનિવર સ્વામી મારે મંદિરે પધારો રે,
વહાલા સેવા કરું દિન રાતડી રે. ઊભી૦
ફૂલના તે હાર ને ફૂલના તે ગજરા રે.
ફૂલના તોરા ને ફૂલપાંખડી રે, ઊભી૦
પાંચે પકવાન મીઠાઈઓ ને મેવા રે,
ઘેબર જલેબી તલસાંકળી રે. ઊભી૦
લવિંગ સોપારી ને પાનનાં બીડલાં રે,
એલચીદોડા ને તજપાંખડી રે. ઊભી૦

સાવ રે સોનાનાં વહાલા સોગઠાં ઢળાવું રે,
રમવા આવો તો જાય રાતડી રે. ઊભી૦
મીરાંબાઈ કે પ્રભુ ગિરધર નાગર,
જોતાં ઠરે મારી આંખડી રે. ઊભી૦

## ૩. બીજું બોલ મા !

બોલ મા, બોલ મા, બોલ મા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા ! ટેક
સાકર શેરડીનો સ્વાદ તજીને કડવો લીંબડો ઘોળ મા રે. રાધા૦
ચાંદા સૂરજનું તેજ તજીને આગિયા સંગાથે પ્રીત જોડ મા રે, રાધા૦
હીરા માણેક ઝવેર તજીને કથીર સંગાથે મણિ તોલ મા રે. રાધા૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે. રાધા૦

## ૪. રામ રમકડું

રામ રમકડું જડિયું રે, રાણાજી,
મને રામ રમકડું જડિયું. ટેક
રૂમઝૂમ કરતું મારે મંદિરે પધાર્યું, નહિ કોઈને હાથે ઘડિયું રે. રા૦
મોટા મોટા મુનિજન મથી થાક્યા, કોઈએક વિરલાને હાથે ચડિયું રે. રા૦
સૂન શિખરના રે ઘાટથી ઉપર, અગમ અગોચર નામ પડિયું રે. રા૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર, મારું મન શામળિયાસું જડિયું રે. રા૦

## ૫. બોલે ઝીણા મોર

બોલે ઝીણા મોર, રાજા તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર રે. ટેક
એ મોર હી બોલે, બપૈયા હી બોલે, કોયલ કરે કલશોર રે. રાજા૦
માઝમ રાતે ભલી વીજળી ચમકે, બાદલ હુવા ઘનઘોર રે. રાજા૦
ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે મારા સાળુડાની કોર રે. રાજા૦
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર, તું તો મારા ચિત્તડાનો ચોર રે. રાજા૦

## ૬. દર્દ દીવાની

દર્દ ન જાને મેરા કોઈ રે, મૈં તો દર્દ દીવાની. ટેક
ઘાયલકી ગત ઘાયલ જાને, જો શિર બીતી હોઈ રે. મૈં૦

જલ બિના જૈસી મછલીહી તલપે, સો ગત મેરી હોઈ રે. મૈં૦
શળી ઉપર સેજ હમારી, તા પર રહેવું સોઈ રે. મૈં૦
મીરાંકો દુઃખ તબ મીટેગો, વૈદ શામરો હોઈ રે. મૈં૦

### સ્વાધ્યાય

૧. ગુજરાતીઓ વાણિજ્યપ્રધાન લોકો છે, અને ગુજરાતીઓની એ વિશેષતાની અસર મીરાંમાં પણ બતાવવી હોય તો કયા પદમાંથી તમે તે બતાવશો ? ચોક્કસ પંક્તિ ટાંકો.

૨. 'દિલ ખોલીને દીવો કરો' એવા બોધ દ્વારા મીરાં શું કહેવા ઇચ્છે છે ?

૩. 'ચાંદા સૂરજનું તેજ' અને 'આગિયા સાથેની પ્રીત' એટલે શું ?

૪. રામ રમકડાનું મીરાંએ કરેલું વર્ણન આપો.

૫. 'બોલે ઝીણા મોર' કાવ્યને તમે કેવી રીતે સમજ્યા છો તે ટૂંકમાં લખો.

૬. મીરાંનું દર્દ કયું છે ? તેથી તેની કેવી સ્થિતિ થઈ છે ? તેનું ઓસડ શું ?

## ભાલણ

[કૃષ્ણ ગોકુળ છોડી મથુરામાં ગયા અને પાછા આવ્યા નહિ ત્યાર પછીના આ ત્રણે પ્રસંગો છે. ૧. ગોપીઓ કૃષ્ણની ભાળ કાઢવા મથે છે. છેવટે થાકીને મન મનાવવા માટે કૃષ્ણ જે જે કરતો તે બધું ભજવવા કરે છે. ૨. કૃષ્ણને મથુરામાં તેની સગી માતા દેવકી મળે છે. દેવકીને એમ કે કૃષ્ણને તેની પાલક માતા જશોદાએ તે શેનાં લાડ લડાવ્યાં હોય, માટે લાવ હું આજે આટલે દહાડે એને એ સુખ આપું. કૃષ્ણનો જવાબ સાંભળવા જેવો છે. ૩. મથુરાથી ઉદ્ધવ ગોકુળ આવે છે, ત્યારે પાછા જતાં તેમની સાથે જસોદા દેવકીને સંદેશો કહેવડાવે છે.

૧. ૫. **કપિત્થ**—કોઠી. ૨૦. **અંધાગારે**—અંધ+આગાર (ગૃહ). ૨૭. જેને જેને કૃષ્ણે માર્યા હતા તે.

૨. ૨. **આતા**—દીકરા ! (સં. आत्मन्–પોતે ઉપરથી.) ૧૩. વળી પાછો ક્યારે અવતાર લઈશ ! એમ વિચારી આ અવતારનાં સુખ આનંદથી ગણાવે છે.

૩. ૪. **તમો નથી પામવું**—'તમે પામવાનાં નથી'નું જૂનું ગુજરાતી રૂપ. ૧૩. **અજીર**—આંગણું. ૧૫. **ઓલંભે**—ફરિયાદે. ૧૭. **સાંઈ** દેતી-ભેટતી.]

૧.

પૂછતી હીંડે આકુલી વન મધ્યે જે જે દ્રુમ,
મળશે પ્રીતમ આપણો, જેને કહે છે પૂરણ બ્રહ્મ. હરિહરિ કહે સુંદરી.
પૂછે કદંબ અશોક જે, વળી પૂછતાં તાલ તમાલ,
કિંશુક અર્ક પનસ (આ) વારે કહેજે રે શ્રીહરિની ભાળ. હરિ૦
બકુલ કપિત્થને પૂછતી વન મધ્યે જે જે દ્રુમ,
પરઉપકારી બાપડા, કહો અમને હરિ મળશે કયમ. હરિ૦
કહે રે તુલસી અમને, હરિ વલ્લભ (રે) પ્રેમપ્રકાશ,
વદે સઘળાં પક્ષીઓ, અમ નાથજી તારે પાસ. હરિ૦
કહે રે અશ્વત્થ બાપડા, હરિ સાથે રે તારે નેહ,
સહુકો પૂજે તુજને, કહે ક્યાં છે શ્રીકૃષ્ણ તેહ. હરિ૦
કોમલ મધુરી માલતી, જો ફળ સુંદર તારાં કેળ,
વનમાંહે તું સુંદરી નંદનંદન અમને મેળ. હરિ૦
કહે રે કાલી તરુ બાપડા વૈકુંઠ રે તારો વાસ,
અમને મેળવ નાથજી તો જીવે હરિના દાસ. હરિ૦
પૂરી પનોતી વાસમતી, તું કહે રે અમને ભાળ,
ચરણ ધરું રે તારે હૃદે, મારો નાથજી રે શ્રીગોપાળ. હરિ૦
આ મૃગ સંગાથે મૃગલી ધન્ય એ રે નરનાર,
આપણ મંદ અભાગિયાં રે છોડી ગયા દેવ મુરાર. હરિ૦
જ્યમ કરે છલ પારધિ મોહ પામી જીવ અજાણ,
ત્યમ દૂતો રે અંધાગારે લઈ જાશે રે નિર્વાણ. હરિ૦
વેરણ રેણી બિહામણી, ક્યાં જઈએ રે અબલા નાર,
રમત રચો હવાં એહની, ધરે જે જે વન મુઝાર. હરિ૦
પૂતના વેષ એકે ધર્યો, એક થઈ બાલમુકુંદ,
એક વસ્ત્ર પોઢાડે પાલણે રે, એક થાયે જશોદાનંદ. હરિ૦

પાલણેથી જે પૂતના હરિ લીધા શામલ વર્ણ,
એક મૂકો મૂકો કહીને જ્યમ પૂતના પામી મરણ. હરિ૦
એક બક વચ્છ અઘ ધેનુક, જેનો રે હરિ આણે રે અંત,
તે ગોપી લીલા રચે હરિ એનાં ચરિત્ર અનંત. હરિ૦
એક ગોવર્ધનલીલા રચી, ધરે અંબર પર્વત કામ,
એક ગૌ છોડી વન સાંચરે, અહીં રમતા રે કૃષ્ણ ને રામ. હરિ૦
વળી પગલાં નીરખે નાથનાં વજ્ર અંકુશ ચક્ર એંધાણ,
શંખ મધ્યે પેખિયો જેનું વેદ કરે વખાણ. હરિ૦

## ૨ દેવકી અને કૃષ્ણ

એક સમે ગોવિંદજીને પૂછે દેવકી પ્રેમે કરી વચન :
'આતા, અતિ શું રુચે તમને, તે કરી પીરસું ભોજન. એક૦
આટલા દિન આહીર તણે ઘેર, સ્વાદ વિના તમે જમિયા અન્ન:
રાજભોગ ચતુરાઈ ક્યાંથી ભરવાડામાં, હે મારા તન.' એક૦
વલતા હરિ એણી પેરે બોલે કાંઈ એક હાસ્ય કરીને વદન :
'આઈજી, મુખે કહ્યું ન જાયે વ્રજનું સુખ, જાણે મારું મન. એક૦
ખટ રસ ઉત્તમ શાક પાક બહુ કોટી કરો જો આણી પ્રીત,
તેહ સ્વાદને તોલે નાવે જે ચોરી ખાધું નવનીત. એક૦
તમને મળ્યા, રાજ સુખ પામ્યા, મથુરા નગર સગા સહુ જન;
તે સ્નેહ હૃદય થકી નવ જાયે, એક ઘડી મારે નંદભુવન. એક૦
વૈકુંઠથી મને ગોકુલ વહાલું. વહાલા સહુ વ્રજવાસી જન,
ક્ષીરસાગરથી અતિશે વહાલું, જનની, મુને વૃંદાવન. એક૦
જાણું છું વળી કહીંએ લેશું, અઠ્ઠાવીશમે યુગે અવતાર;
ગોકુલમાંહે લીલા કીજે, તે દિન આવે બીજી વાર. એક૦
દેવ સ્તવે તે મુજને લાગે, માતાજી, અતિ વચન કઠોર;
અમૃત પેં એ રૂડું લાગતું, જે ગોપિકા કહેતી ચોર. એક૦
વ્રજની વાત વ્રજવાસી જાણે, તેની સાક્ષ ન પૂરે કોય;
માતાજી સર્વે કહેવરાવું, જો પાસે ભાલણ જન હોય.' એક૦

## ૩. જશોદાનો દેવકીને સંદેશો

ઉદ્ધવ કહેજો, દેવકીને એક વાત રે:
'પુત્રતણાં સુખ અમો ભોગવ્યાં, હવે તમે થાઓ માત રે. ઉ૦
ખોળે બેસારી મેં ધવરાવ્યો, હસતું વદન મેં દીઠું રે
તે સુખ તો તમો નથી પામવું, અમૃત પેં અતિ મીઠું રે. ઉ૦
કરે કરી નવનીત માગતો પ્રેમે કરતાં લાડ રે,
તે સુખ તો તમો નથી દેખવું, જો હિમે ગાળો હાડ રે. ઉ૦
મુખ માંહે મુને દેખાડ્યું, તે ન દેખે બ્રહ્મા ઈશ રે,
તે સુખ તો તમે નથી દેખવું, જો શિવને ચઢાવો શીશ રે. ઉ૦
આંખ આંજતી ને તિલક કરતી, વહાલો અધવચ જાતો નાસી રે;
તે સુખ તો તમો નથી દેખવું, જો કરવત મૂકો કાશી રે. ઉ૦
ગિરિ ગોવર્ધન કર શું તોળ્યો, ગોકુલ રાખી ગાય રે;
તે સુખ તો તમો નથી દેખવું જો કનકે તોળો કાય રે. ઉ૦
રંગે રાતો, વાંસળી વાતો, રમતો અજીર મુઝાર રે,
તે સુખ તો તમો નથી દેખવું જો કોટિક લો અવતાર રે. ઉ૦
ગોપી જે વારે ઓલંભે આવતી, જૂઠો જૂઠો રોતો રે,
તે કૌતુક બ્રહ્માદિક આવી વિસ્મય પામી જોતો રે. ઉ૦
ગૌધન ચારી ઘેર આવતો ત્યારે દેતી સાંઈ રે,
તે સુખ આગળ સ્વર્ગને વૈકુંઠ મુજને ન ભાવે કાંઈ રે. ઉ૦
પુનરપિ દ્વાપર, ગોકુલ માંહે કહાનજી અવતરશે રે,
ત્યારે ભાલણ પ્રભુ રઘુનંદન અમશું એમ જ કરશે રે. ઉ૦

### સ્વાધ્યાય

૧. ગોપીઓ કોને કોને કૃષ્ણ વિષે પૂછે છે? ભાળ કાઢવામાં નિષ્ફળ જતાં શું કરે છે?

૨. દેવકીને કૃષ્ણ શો ઉત્તર આપે છે?

૩. જશોદા દેવકીને શું કહેવરાવે છે? બંનેમાં કોનું ભાગ્ય મોટું?

# નાકર

[ આપણા જૂના કવિઓમાં જે બહુ જ આગળ પડતા કવિઓ છે તેમાંનો એક નાકર છે. એણે મોટાં મોટાં આખ્યાનોની રચના કરી છે. ખુદ પ્રેમાનંદ જેવાએ પણ નળાખ્યાન લખતી વખતે નાકરના નળાખ્યાનમાંથી સારી એવી ચીજો ઉપાડી છે. . . . નીચે આપેલો ટુકડો નાકરે કરેલા મહાભારતના ભાષાંતરમાંથી છે. આપણા કવિઓ મૂળ સંસ્કૃતનું શબ્દેશબ્દ ભાષાંતર કરવાને બદલે મૂળનો ભાવાર્થ બરોબર સચવાય એ રીતે આપણી ભાષામાં ઉતારતા. એથી કુશળ કવિના હાથમાં તે વસ્તુ સ્વતંત્ર રચના જેવી જ બની જતી. પાંડવોની સભા જોતાં જોતાં સ્થળને ઠેકાણે જળ અને જળને ઠેકાણે સ્થળનો ભુલાવો ખાઈ દુર્યોધન હેરાન થાય છે, એનું વર્ણન કવિએ કેવી સ્વાભાવિક, સરળ અને સચોટ વાણીમાં કર્યું છે, એ સહેજમાં સમજાશે. 'અંધ તણા અંધ જાણો' એટલા સીધા સરળ ત્રણ ચાર શબ્દોમાં જે ટોણો અને ફિટકાર છે તે આ પ્રસંગને મહાભારતના ભાવિ યુદ્ધ-દાવાનળને ચેતાવનાર તણખારૂપ બનાવી મૂકે છે.... ૨. રફતે રફતે પરિબ્રહ્મરૂપ કૃષ્ણે પૂર્ણ બનાવ્યા. ૩–૪. કૃષ્ણની કૃપા વડે પિતા પાંડુનો પણ ઉદ્ધાર થયો. રાજસૂય યજ્ઞ અને સભાની રચના દ્વારા ('થકા') પાંડવોના પિતૃઓને મુક્તિ મળી, એમ સૂચવવાનો આશય લાગે છે. ૬. **મને** — મનમાં. ૮. **તાં** — જૂની ગુજરાતીમાં 'તો' સિવાય આ 'તાં' શબ્દ પણ વપરાય છે. બંનેનો અર્થ એક નથી. 'તો' સં. ततः માંથી અને 'તાં' સં. तावत् માંથી આવેલ છે. 'તાં'નો અર્થ 'આમ', 'આ રીતે', એવો કરવો ઠીક પડશે. ૧૮. **ઇન્દ્રપુરી ઉછાપી** — (૧) ઉપાડી લાવીને જાણે કે અહીં છાપી દીધી. (૨) ઇન્દ્રપુરીને પાછળ મૂકી દીધી. (સં. उत्स्थापित માંથી 'ઉછાપી' સાધીએ તો). ૩૨. **ઠબકાણું** — પછડાયું. પછડાતાં 'ઠબ્બ' અવાજ થાય તે ઉપરથી યોજાયેલો શબ્દ. છેડે 'આણું' છે તે હવે શિષ્ટ ભાષામાં વપરાતું નથી. ગામડિયું ગણાય છે. પણ તે પ્રયોગ જૂની ગુજરાતીમાં વ્યાપક લાગે છે. ૩૪. **હાથ્ય** — હાથે – હાથ વડે. ૩૮. **પહાણ્ય** — પહાણ ઉપર. ૩૪ અને ૩૮માં અનુક્રમે ત્રીજીનો અને સપ્તમીનો પ્રત્યય 'ય' (મૂળ પ્રત્યય 'ઇ'નું રૂપાંતર થતાં 'ય') છે. આ પદ્યખંડની ભાષા નાકરની રાખી નથી. અત્યારની ભાષાનું એને રૂપ આપ્યું છે. પણ નમૂના દાખલ આ પ્રત્યય રહેવા દીધા છે. 'હાથ' અને

'પહાણ' કરી દઈએ તો તેમને પદચ્છેદ કરતાં અનુક્રમે લુપ્તતૃતીયાન્ત અને લુપ્તસપ્તમ્યન્ત (જેના અંતના તૃતીયાના ને સપ્તમીના પ્રત્યયો લુપ્ત થયા છે) કહેવા જોઈએ. ૪૬. **મંત્ર** — મંત્રણા. ૪૮. વૈરીની, પાંડવોની સ્થિતિ આંખ વડે એવા પ્રકારની જોઈ. તેમની તેવી સ્થિતિમાં પોતાની સ્થિતિ કેવી હતી? જેવી ચંદ્ર અને સૂર્યના પ્રકાશ વડે ('પ્રકાસ્ય') અથવા પ્રકાશમાં રાહુની દશા થાય. ૫૧. **ઠામ્ય** — ઠામે. તે જગાએ જ. ૫૨. **પહોંચો** — પહોંચ, શક્તિ. 'મારી પહોંચ નથી'માં પહોંચ સ્ત્રીલિંગ છે. પહોંચો પુંલ્લિંગ છે. પાંડવોને ઠામ્ય મારું, પણ એકલો નહિ, આપણ પાંચ વડે પહોંચો (શક્તિ) સબળો કરીને મારું. બીજો અર્થ એમ પણ થઈ શકે કે, હાથનો પહોંચો પાંચ આંગળીએ બળવાળો છે, તેમ પાંડવોની સામે એકલો હું નહિ પણ આપણે બધા જઈએ? ]

## મહાભારત-યુદ્ધનો તણખો

વોળાવીને પાંડવ વળ્યા; માતા કુંતાને આવી મળ્યા;
પેરે પેરે પૂરણ કર્યા પરબ્રહ્મ રે.

ઢાળ

પૂરણ કીધા પરબ્રહ્મ રે, પાંડુ પિતા ઉદ્ધરિયા,
ધર્મરાજની સભા થકા તે મુક્તિમાર્ગે પરવરિયા.
ધૃતરાષ્ટ્રને વોળાવી પાછા આવ્યા દુર્યોધન,
સભા તણી મંડલી મને જોવા; સાથે દુ;શાસન.
અર્જુને અતિ રૂડું મનાવ્યો : '(તમે) ભલે પધાર્યા, ભ્રાત.
કૃતાર્થ તાં અમે કીધા.' હરખ્યો સઘળો સાથ.
એકપંક્તિએ બેસારી પીરસ્યું કુંતાએ તેણી વાર,
આરોગીને જોવા આવ્યા સભામંડપ મોઝાર.
અનેક ચિત્ર દેખે બહુ પેરનાં દુઃશાસન ભડ સાથ.
પાંચે મણિ પીરોજા જડિયાં; ઝળકે રત્ન બહુ ભાત.
સોમકાંત મણિ, પદ્મકાંત મણિ, પોખરાજની રચના,
હયશાળા, માતંગ મદે ઝરતા, ખુરાસાણી અશ્વ કચ્છના.
મકરાણી સાતા બહુ બુહુકે, હૂકે વૃષભ અનેક,
એવું આશ્ચર્ય રાજા જોતો કેમે નવ પામે છેક.

અનેક વનફૂલ બહુ દેખે, કૂપ, સરોવર, વાપી,
તે આગળ મંડપની રચના ઇંદ્રપુરી ઉછાપી.
તે માંહે ચાલ્યો દુર્યોધન જોવા લીલવિલાસ,
પદ્મકાંતની બદ્ધ પીઠણી ઊર્ધ્વ વ્યોમપ્રકાશ.
કનક તણી પટશાળા પહોળી મણિમય ભોમ કરાવી;
ગોખ જાળિયાં જડિત ઝવેરે, મોતીડે ચોક પુરાવી.
સ્થળ-સ્થાનકે જલ દીસે માંહે, જળ-સ્થાનકે સ્થળ દીસે;
તે દેખી રાજા મોહ પામ્યો; જોવાને ચિત્ત હીંસે.
પવન-પ્રહારે કમળ અતિ ડોલે; બોલે હંસ ચકોર.
કલવચન પંખી અને સારસ, કોકિલ, ચાતક, મોર.
ભ્રમ થયો ભૂપતિને; ભૂ દેખી, ચાલ્યો તે મોઝાર;
જળ જાણી વસ્ત્ર કરે ગ્રહ્યાં, નીર નહિ તેણે ઠાર.
સ્થળ-સ્થાનકે જળ દીઠું રાજાએ; જાણ્યું કૃત્રિમ એહ.
નિર્ભે થકો ભડ પડ્યો પાણીમાં; ભીનો આખો દેહ.
આરસાખ પ્રતિબિંબ પ્રકાશે; ભીંત ભણી રાય ભૂલ્યો.
આક્રમે ત્યાં શિર ટબકાણું, તેમ જોઈ રાય ડૂલ્યો.
તે દેખી પાંડવ તવ હસિયા; ધસિયા બીસ ભડ ભ્રાત.
દુર્યોધન દુઃશાસન બેહુ બાંધવ સાહ્યા હાથ્ય.
સભા મંડળ મધ્યે લઈ આવ્યા; વસ્ત્ર બીજાં પહેરાવ્યાં.
દુર્યોધનને વાગ્યું સાંભળી કુંતા દ્રૌપદી આવ્યાં.
અર્જુન કહે: ‘ તમે સુણો, દુર્યોધન. કહાવો ચતુરસુજાણ.
સ્થળે વસ્ત્ર ગ્રહી પડ્યા પાણીમાં. શિર ટબકાણું પહાણ્ય.’
ભરી સભા મધ્ય ભીમ તવ હસિયા: ‘ ગંધ તણા અંધ જાણો.’
હસ્યા વીર તવ હસ્યાં દ્રૌપદી; ભૂપતિ ક્રોધે ભરાણો.
ભ્રમે કોદંડ ચઢાવી નીલવટે; હાથ ઘસે; શિર હાલે;
‘ શું કરું. જો સૌ સાથ છે એનો ? મારું કાંઈ નવ ચાલે.
હવડાં હસ્તિનાપુર જઈ હાંકું કટક મહાભડ શૂર;
ઇન્દ્રપ્રસ્થમાં તરણું જ વાસું; પાંડવને કરું ચૂર.’

એમ જાણીને ચાલ્યો રાજા; હસ્તિનાપુરમાં જાય;
શકુનિ માતુલ સામો મળ્યો; બેઠા; મંત્ર રચાય.
હાથે હૈયું હણે પોતાનું, મુખે મેલે નિઃશ્વાસ.
વૈરીની સ્થિતિ નયણે નીરખી, રાહુ ઇંદુ–રવિ–પ્રકાશ્ય.
"પાંડવને સ્થિતિ મુજની જોતાં હૈડે હરખ અપાર.
પાંડવ હસ્યા તવ હસ્યાં દ્રૌપદી; કહ્યું: 'અંધ તણો કુમાર.'
મેં જાણ્યું: હું કાળ જ આણું; પાંડવને મારું હાસ્ય,
પણ પહોંચો પાંચે કરીને સબળો; એક તણું નહિ કામ."

### સ્વાધ્યાય

૧. દુર્યોધન ઘેર જઈને બધી ઘટના પિતા આગળ કહેતો હોય એ રીતે આખા પ્રસંગનું વર્ણન કરો.

૨. ભવિષ્યના મહાભારત-યુદ્ધનો તણખો આમાં છે એ બતાવો.

૩. આમાંની તમને ગમતી કોઈ પણ છ લીટી સમજાવો.

૪. લીટી ૩૩માં (૧) 'હસિયા'–'ધસિયા', (૨) 'ભીમ ભડ ભ્રાત'—માં કયા અલંકાર છે તે બતાવો. એવાં બીજાં દૃષ્ટાંત છે?

## અખો

[ અખાએ 'અખેગીતા' નામે જ્ઞાનનો ગ્રંથ લખ્યો છે. તેમાંથી ભક્તનું વર્ણન નીચે આપ્યું છે. જેનું નવનીત (માખણ) જેવું કોમલ હૃદય હોય, આંખમાં અમરત ભર્યાં હોય, ખાતાં પીતાં બોલતાં જે પ્રભુને જ સઘળે દેખતો હોય, સર્વ ઠેકાણે મારો પ્રભુ જ સભર ભર્યો છે એમ જે જોતો હોય, પ્રભુનાં ગીત ગાતાં જેનાં અંગાંગે રોમાંચ થાય, કંઠ ગદ્ગદ થઈ જાય, અને હર્ષનાં આંસુ આવી જાય, તેને અખો ભક્ત કહે છે. જેમ જારે (પ્રીતમે) લુબધી (લોભાવેલી–આકર્ષેલી) યુવતીનું મન પોતાના પ્રેમપાત્ર તરફ જ ઢળતું રહે અને રાતદિવસ એને તેનું જ ધ્યાન રહે, તેમ જ ભક્તનું ભગવાન અંગે પણ સમજવું, એમ એ દૃષ્ટાંતથી આપણને સમજાવે છે. જે મન હરિનું દાસ થઈ ગયું છે તેને મનન એક માત્ર માહાવ (પ્રીતમ)નું જ રહે છે, અને તે અહર્નિશ નારાયણનો રાસ જોયા કરે છે. એથી મોટું કયું સૌભાગ્ય! આવો ભક્ત કોઈનો ઉવેખ (ઉપેક્ષા–તરછોડવું

તે) કરતો નથી, તેનું મન તો પ્રભુપ્રેમથી વીંધાયેલું જ રહે છે, સંસારનાં કામકાજમાં શિથલ (શિથિલ–ઢીલું) રહે છે. એને ચિંતનમાં હરિનો જ લક્ષ–વિચાર લાગ્યો છે.

બીજું કાવ્ય તે પદ છે. સૂર્યચંદ્ર વગર વહાણું વાયું છે, વિના-વાદળ ને વિનાવીજળી માનસરોવર ભરાઈ ગયું છે, એમ કવિ વર્ણન કરે છે. એમ તે શી રીતે બને? આવા ઉદ્‌ગારોને **અવળવાણી** કહે છે, અને એમાં ભાવાર્થ ઊંડા હોય છે. કવિ એમ કહેવા માગે છે કે આત્માનો પ્રકાશ બધે રેલાવનારી ઉષા મારી દૃષ્ટિ આગળ ઊગી છે, અને એવી ઉષા ઊગવા માટે નથી જરૂર સૂરજની કે નથી ચંદ્રની. ધ્યાનની–સમાધિની શેરીએ એટલે કે ધ્યાનને રસ્તે ધ્યાનને લીધે, અનભે–નિર્ભય દશાનું ઘર–મુકામ ગગને મળ્યું. . . . ભર્યાં ભર્યાં માનસરોવરનું વર્ણન છે તે પણ હંસ-રાજરૂપી આત્માએ ચાંચમાં પરમતત્ત્વરૂપી મોતીડું ધર્યું છે તેનો ખ્યાલ આપવા કરેલું છે. માયારૂપી નાગણીથી બચવાની સલાહ આપી છે. . . આ જાતનાં કાવ્યો બની શકે તેટલાં સમજવા પ્રયાસ કરવો અને એના ચોક્કસ અર્થની કડાકૂટમાં પડવું નહિ. માત્ર કવિએ દોરેલાં ચિત્રોના સંસ્કાર ચિત્ત ઉપર પડવા દેવા અને તેનો આનંદ અનુભવવો.

ત્રીજું કાવ્ય પદ છે. તેમાં પરમાત્માને ત્રિભુવનમાં ઠેરઠેર રંગોની રેલગછેલ કરતો બાજીગર કલ્પી વર્ણન કર્યું છે. ૧. ભજાવ્યો – શોભાવ્યો. 'ભજવ્યો'ના અર્થમાં પણ લઈ શકાય, કેમકે તરત જ જગતરૂપી નાટકશાળાનું વર્ણન કર્યું છે. ૫. **ચૌદ માળ**–ચૌદ લોક. ત્રણ ભુવન, સાત સાગર, એમ લોક ચૌદ ગણાય છે. ૧૦. બધા જીવો વાકય – મતમતાંતર અને શાસ્ત્રાર્થરૂપી જાળમાં ફસાય છે. ૧૧. રેંટ શાનો ફરે છે તો કહે છે કે વાયુનો. ૧૩. નંદવા–નિંદા કરવા.]

## ૧. ભક્તનું વર્ણન

ઉવેખ ન કરે કોઈનો આતમા ત્રિલસી રહ્યો;
જેહને શ્રી ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જે કહ્યો.
ભાઈ, ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે:
સ્વામી મારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે.
ભુવન ત્રણમાં રહ્યો પૂરી, પૂરણ સ્વે પરમાતમા; ૫
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દેખે ભાતમાં:

મારો રામ રમે છે સર્વ વિષે, એમ હેતે હીસે મન;
હરિ કહે, સાંભળે હરિ, હરિને સોંપે તન.
નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનંત અપાર;
જિંહાં જેવો તિંહાં તેવો, નારાયણ નરનાર.
ગદ્‌ગદ કંઠે ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરું તે પાત્ર.
ખાતો, પીતો, બોલતો, દેખતો તે સઘળે રામ;
વેધ્યું મન રહે તેહનું, શિથલ સંસારી કામ.
નવનીત સરખું હૃદે કોમલ, કહ્યું ન જાયે હેત;
આંખ માંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેરું ક્ષેત્ર.
જેમ જારે લુબ્ધી યુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ;
અહર્નિશ રહે આલોચતી, ભાઈ એવું મન હરિદાસ.
કહે અખો સહુકો સુણો, હરિલક્ષ લાગ્યો ચિંતને;
મનન તેહને માહાત્મનું, તે સેવે હરિ–ગુરુ–સંતને.

## ૨. શાં શાં રૂપ વખાણું ?

શાં શાં રૂપ વખાણું, સંતો રે શાં શાં રૂપ વખાણું ?
ચાંદા ને સૂરજ વિના, મારે વાયું છે વહાણું. સંતો૦
તેજા રેખા નિજધામમાં, વાજાં અનહદ વાજે;
ત્યાં હરિજન બેઠા અમૃત પીએ, માથે છત્ર વિરાજે. સંતો૦
નુરત સુરતની શેરીએ, અનભે ઘર જોયું;
ઝળમળ જ્યોત અપાર છે, ત્યાં છે મુજ મન મોહ્યું. સંતો૦
વિના રે વાદળ વિના વીજળી, જળ સાગર ભરિયું;
ત્યાં હંસરાજા ક્રીડા કરે, ચાંચે મોતીડું ધરિયું. સંતો૦
માનસરોવર ઝીલતાં, તું તો તારું તપાસે;
તેને તીરે વસે નાગણી, જાળવજે, નહિ તો ખાશે. સંતો૦
ઝગમગ જ્યોત અપાર છે, શૂન્યમાં ધૂન લાગી;
અખો આનંદ શું ત્યાં મલ્યો, ભવ ભ્રમણા ભાગી. સંતો૦

## ૩. વારી જાઉં રંગ બજાણિયા

વારી જાઉં રંગ બજાણિયા, તેં તો ભલો ભજાવ્યો ભેખ;
સ્થાવર જંગમ જોતાં જૂજવો, અંતર વસ્તુ એકની એક. વારી૦
પ્રથમ પડદો માયાનો રચ્યો, માંહે પ્રગટાવ્યા પંચે ભૂત;
આડે આવરણ છાયો અંગમાં, લાવ્યો લખચોરાશી રૂપ. વારી૦
ગગન ઘર રચ્યું વણ થંભનું, માંહે ચીતર્યાં ચૌદ માળ;
વિશ્વરૂપે વસ્યો વિઠ્ઠલા, તેની ભણ્યા ભૂલી ગયા ભાળ. વારી૦
ચાર જુગની રૂડી રજની, ધર્યાં દીપક બે શશી સૂર્ય;
ખટ દર્શને ખેલ મચાવિયો જોતાં જુગતું ભરપૂર. વારી૦
બ્રહ્માને મોટા ઠરાવિયા, શ્રુતિ સ્મૃતિ પૂરે શાખ;
બાળને બીક (જ્યમ) બાઉની, તેમ જીવ પડ્યા વાક્ય-જાળ. વારી૦
સાત સાગર ભર્યાં નીરના, રેંટચક્ર ફરે વાયુવેગ;
નવસેં નવ્વાણું નદીની નીકમાં, ઉપર સીંચતો માળી મેઘ. વારી૦
રંગઢંગ તારા શું કહું, નહિ નંદના હાલ્યું હામ;
એવું લહી અખો લવતો રહ્યો, જોતાં સઘળે સરખો રામ. વારી૦

### સ્વાધ્યાય

૧. ભક્તનાં લક્ષણ કહો.
૨. અવળવાણી એટલે શું? અખામાંથી તેમ જ બીજા કોઈ દાખલા આપો.
૩. બજાણિયે કેવો વેશ ભજવ્યો છે તે સમજાવો.

## વિશ્વનાથ જાની

[ પ્રેમાનંદે લખેલું ‘કુંવરબાઈનું મામેરું’ તો પ્રસિદ્ધ છે જ. પણ તેની પહેલાં પણ નરસિંહ મહેતાના જીવનપ્રસંગોને કાવ્યમાં ગૂંથવાનો કવિઓએ પ્રયત્ન કર્યો હતો. ખુદ નરસિંહે જ પોતાના પુત્ર શામળશાનો વિવાહ તો લખ્યો છે. મામેરું પ્રેમાનંદનું ઉત્તમ છે. પણ વિશ્વનાથ જાનીનું લખેલું મામેરું કયાંક પ્રેમાનંદને પણ ટપી જાય છે. વળી એ પણ ભૂલવાનું નથી કે, પ્રેમાનંદે વિશ્વનાથના મામેરામાંથી મહત્ત્વની બાબતો ઉપાડવામાં નાનમ પણ ગણી નથી. નરસિંહ મહેતાની વહેલનું વર્ણન

જાનીએ રથનું વર્ણન કર્યું છે તે મુજબનું જ છે. સાસરિયાંનાં ને તેમાં ખાસ તો નણદીનાં મહેણાં-ટોણાં પ્રેમાનંદે આબેહૂબ વર્ણવ્યાં છે, તે જાનીના વર્ણન જોડે સરખાવવા જેવાં છે : કરિયાવરની ચીજ વસ્તુની યાદી કરવાની વાત આવે છે ત્યારે, નકામો કાગળ શા માટે બગાડવો એમ સાસુ બોલે છે, ને લખી રહ્યા પછી નણંદ કહે છે કે, હવે બે પહાણા લખો છેવટે! કેમકે મહેતો એ સિવાય બીજું શું આપી શકવાના હતા! છેવટ ગામના પુછાતા આબરૂદાર માણસથી માંડી વસવાયાં સુધીના દરેકને સંભારી સંભારીને કાંઈ ને કાંઈ ભેટ વહેંચી એનું વર્ણન, અને તેમાં દળનારી દાસી અને 'પશુ તણો પિંડાર' (ભરવાડ) પણ ભૂલમાં ગયાં નથી, એ કવિના હૃદયની મોટાઈ બતાવવા પૂરતાં છે.

પ્રેમાનંદે 'ગોળ વિના જેવો કંસાર, મા વિના તેવો સંસાર,' વગેરે ઉપમા-વાણીથી માતાનું મહત્ત્વ ગાયું છે. વિશ્વનાથે પણ, સાસુ મહેણાં બોલશે કે 'લાડકી લહેનારુ નથી કો નયણાંનું પાણી' એમ વર્ણવી, અને 'માતા તે હીરો' કહી, તે વાત સચોટ રીતે મૂકી છે. અને કુંવરબાઈનો વર સુંદરજી પણ સસરાના સંચ (ઢંગ) જોઈને લજાયો તે સંબંધમાં કવિએ કેટલી સુંદર બે પંક્તિ આપી છે: 'સાસુ સસરાનો જણ્યો સમજણો સાથી, મન રાખે મહિલાતણું, ત્રિભુવનમાં ક્યાંથી?' પતિને 'સાથી' તરીકે વર્ણવ્યો છે એ પણ લક્ષમાં લેવાનું છે. પહેલાંના જમાનામાં પણ આપણા કવિઓ સ્ત્રી અને પુરુષને સમાન અને સાથીદારીમાં જોડાયેલાં ગણતા અને વર્ણવતા.

૧. ૬. નકાંનતર—અવાજ પરથી **અનુકરણવાચક** શબ્દ (?) ૮. **પોહોતો**—પહોંચ્યો. ૧૧. જ્યમ અપ્સરા નીકળે તેમ સ્ત્રીઓએ કામ મેલ્યાં અને હારબંધ ગોઠવાઈ ગઈ. પંક્તિ ૧૪ સાથે અન્વય. ૧૬. **પરહો**—મર્યાદામાં, બરોબર.

૩. ૮. નારીકુંજરની છાપવાળાં કપડાં.

૪. મહેતાએ તો મામેરા વખતે ઈશ્વરભજન કર્યું, અને કુંવરબાઈનાં સાસરિયાંએ લખાવેલો યાદીનો કાગળ છાબમાં મૂક્યો ત્યાં 'ઉધડી ઊઠિયા વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદત વાણી,' અને પોતે શેઠ થઈને આવ્યા ને મહેતાની લાજ રાખી એવી દંતકથા છે. પછી સૌને શું શું આપ્યું તે અહીં વર્ણવ્યું છે.]

## મોસાળા-ચરિત્રમાંથી

૧

એક રથ મહેતે માગી આણ્યો શિથિલ સઘળે અંગ,
વૃદ્ધ બળદ ને આખલો જોતર્યા જોડી પ્રસંગ.
સહસ્ર કટકે વણી સાંગી, શોભાનો નહી પાર,
ખટખટ ચેંચ્યું ચાલતાં બહુ શબ્દ થાય સાર.
હાંકતાં બેસે બળદિયો, આખલો તાણી જાય,
નાથે ઝાલ્યો નવ રહે નર્કાનતર બહુ થાય.
ચઢે બેસે ઊતરે તાણે ઝાલી નાથ,
જે કૃષ્ણ વાણી ઊચરે, એમ પોકારતો સઘળો સાથ.
ખાંતીલો ખોખલો પંડ્યો પહેલો પેઠો ગામ મોઝાર,
વાટના જે ઢંગ દીઠા તે કહ્યા સમાચાર.
સ્વર્ગથી જ્યમ અપછરા દોડે અમરપતિને કાજ,
ખલકતી ચૂડી રૂપે રૂડી નેહે નમતી લાજ:
'અલી અહીં શું રહી ઊભી, મહેતાજી આવ્યા દ્વાર,
કાર્ય મેલ્યાં કામિની, સહુની લાગી લાર.
સુખાણી! સામો કંથ ઊભો શીશ અંબર ઓઢ.
કુંઅર કેડે શું ચઢાવ્યો? તરુણી પરહો તે ઓડ.'

વલણ

જોવા લાગ ન મળે, ભીડ ભરાણી મહેતા કાજ,
અવસ્થા જોઈ સહુ હસે: એ આવી શું કરશે આજ?

૨

મામેરાને શું આવિયો વહુજીનો તાત?
જોવા નરનારી મળ્યાં વીસગે લહી વાત. મામે૰
તરુણી એ તાલ વજાડશે, ફેરવશે માળા.
નટુઆની પેરે નાચશે, ચતુરા જોની ચાળા. મામે૰
જેને કૃષ્ણ લાંબે સ્વરે કહેશે કર જોડી,
કુંઅરબાઈને કામની ચંતા નહી થોડી. મામે૰

સાસરિયાં શેકે ઘણું, મહેણાં મુખે ભાખે,
તોપણ તાત વહુજીતણો, વારી નવ રાખે: મામે૦
શાને અહીંકણ આવિયો, સમજી કેહે શાણી,
ધન વિના નાગરી નાતનું કહો ક્યમ રહે પાણી. મામે૦
દુર્બળ પીહર જેહેનું દુ:ખ સઘળું સહેવું,
મહેણાં નિશદિન સાંખવાં, કુંઅરી! ક્યાં કહેવું. મામે૦
નણંદ તણે નાકોટડે મહિલા એ મરશે:
આ સામગ્રી સામુ જુઓ મામેરું શું કરશે. મામે૦
સુખણી સાસુ બોલશે મુખે મરમની વાણી:
લાડકી! લોનારું નથી કો નયણાંનું પાણી. મામે૦
અવસર માથે સાંભરે બાપ અને વીરો,
પુરુષ પુરુષને હામ છે, માતા તે હીરો. મામે૦
સાસુ સસરાનો જણ્યો સમઝણો સાથી
મન રાખે મહિલા તણું ત્રિભુવનમાં ક્યાંથી. મામે૦
સુંદરજી સસરા થકી લાજ્યો મનમાંહાં રંચ,
કુંઅરબાઈને એમ કહે: આ દીઠા સંચ? મામે૦

વલણ

સંચ જુઓ સસરા તણા મણા નથી કાંઈ સંગ,
લજામણા થૈ આવિયા, ક્યમ નાતમાં રહેશે રંગ.?

* * *

૩

મુખ મરડીને સાસુ બોલ્યાં, વામા કરો વિશ્વાસ, વહુજી.
કાગળનો કથલો તો કીજે જો નાની હોય આશ, વહુજી.
આશ્ચર્ય ભરી મુખ નણદલ બોલી, લખાવતાં શું જાય, માડી.
કટકો કાગળ ખરચ થયે કાંઈ અધિક ઓછું નહી થાય, માડી.
વડસાસુ કેહે રહે રે છાની, હું રે લખાવું લેખ, વહુજી.
તે કાગળ મહેતાને આપજો વિગતે કરીને વિશેક. વહુજી.
લખો પડીકાં કંકુમ કેરાં, પટોળાં પાંત્રીસ, વહુજી.

નારીકુંજર નાના વિધનાં આપશે શ્રીજગદીશ, વહુજી.
રેંટા શણિયાં સાળુ સાવટુ, છાયલ લખો સેં સાત, વહુજી.
પામરી પટકા ને પછેડી, બહુમૂલ્ય સુંદર ભાત, વહુજી.
થોક લખો દશ થરમા કેરી, ચોલેરા પંચાસ, વહુજી.
કમખા કપડાં ઘણેરાં જોઈએ, લોક કરે સહુ આશ, વહુજી.
સહસ્ર મહોર લખો સુનાની, શ્રીફળ લખો સેં સાત, વહુજી.
વીસ મણ વાંકડિયાં જોઈશે, મળશે નાગરી નાત, વહુજી.
ખીરોદક મસરુ ને મોળિયાં, મગિયાં અમરી ઘાટ, વહુજી.
તાજાં ટબક ને રંગે રૂડાં નિરખી લેજો વાટ, વહુજી.
જેને જે જોઈએ તે લખાવ્યું, એટલું જોઈશે આજ, વહુજી.
પછી પોસાએ તેવું કરજો જયમ ઘરની રહે લાજ, વહુજી.
જો મહેતાને માથે પ્રભુ છે તો તે શાનો વાંક, વહુજી.
લખ્યા થકી રૂડેરું કરશે, જોતાં આડો આંક, વહુજી.
નણદી કહે સહુ સમઝી લખાવ્યું, મહેતો ચતુરસુજાણ, વહુજી.
લખ્યાથી એ બિયા નહી ચૂકે, મોટા લખો હવાં બે પહાણુ, વહુજી.

વલણ

કહ્યા પ્રમાણે સહુ લખ્યું ને હસિયો સઘળો સાથ.
કુંઅરબાઈએ કાગળ લૈ આપ્યો પિતાજીને હાથ.

* * *

૪

ભામની ભાવતી મધુર ભાખતી, મૃગાવતી કહે વાણી રે,
જગતકુંઅરી કહે જો રે કમળા, આ અંબર તું પાણિ રે.
ઉદ્યોતકુંઅર આનંદ પામી, માનબાઈ મને ફૂલી રે.
ચાંપાં ચિત્ર લખીસી નીરખે, મોટી સુધબુધ ભૂલી રે.
લાખેણી લટ મૂકી મુખ પરિ, સરકલડે મૃગનેણી રે,
મકરધ્વજ સરખો મોહ પામે, નાગફણા તુલ્ય વેણી રે.
લોચન ઉપરિ લટ લલિતાની, નાગિણ સરખી લળકે રે,
કોટિક પુરુષતણું શું લેખું, મહા મુનિનાં મન ટળકે રે.

હસવું કહેવું સુણવું રમવું, કૌતક કેરી કોડય રે;
સ્વર્ગભુવન સરખું કહીએ તો, કવિને મોટી ખોડય રે.
સ્વર્ગથકી સહસ્ત્રગણી શોભા, ભૂતળ ઉપર ભાસી રે,
લાડ પાળવા લખમા સાથે, જાંહાં આવ્યા અવિનાશી રે.
સાંઘરોલ માંહાં મોટા મહાજન, શેઠ સંઘવી શ્રીપાલ રે;
મોહન મહેતો પુંજો પારખ કીધા ઝાકઝમાલ રે.
દેપો દોશી ને સુરો સુની, ગણજી ગાંધી આવે રે.
સ્નેહી જે સસરાજી કેરા, સંભાળી તેડાવે રે.
કહાનો કણબી ને ધોળી ધોબણ, મોટી માલણ ડાહી રે,
નહાનો નાપિક ઊભો નીરખે, કર માંહાં ચીજણો સાહી રે.
તેજપાળ તંબોળી તેડ્યો, ઊભા શારણ શેઠજી રે,
મેહેતાને મુખે ના ન નીસરે, લહી વીઠલની વેઠ રે.
પાણીહારી પુરીને આપો, નૂતન રંગની નાટી રે,
ભાટ રખે કો એક વીસરો, ગુણી પ્રગટ હોય ઘાટી રે.
ટોળાં સરવ ગાંધ્રવનાં તેડ્યાં, માંડ્યું હરિગુણગાન રે,
પ્રેમેસું પટકૂળ પામરી, આપે શ્રીભગવાન રે.
અશ્વતણા રક્ષકને તેડ્યો, દળનારી ને દાસી રે;
કરમશી કુંભાર સાંચર્યો, આપે શ્રીઅવિનાશી રે.
કર જોડી જેણે જે માગ્યું, તેહને તે આપ્યું સારજી,
કારીગર કો નવ વીસરે, પશુ તણો પિંડાર રે.
આપતાં ખૂટે નહી વસ્ત્રતણા અંબાર રે,
મહેતેજીએ કૃપા કરી તે, વહેંચી આપ્યા નગર મુઝાર રે.

વલણ

નગર આખે વહેંચી આપ્યાં, સહુના પૂરી કોડજી;
મહેતાને શિર હાથ ધરીને, શ્રી સહિત પધાર્યા રણછોડજી.

સ્વાધ્યાય

૧. રથનું અને તેને જોવા મળેલાંનું વર્ણન કરો.
૨. કુંવરબાઈની મુશ્કેલીઓનો ખ્યાલ આપો.

૩. મહેતાજીના સાથમાં તમે પણ હતા એમ કલ્પીને આખા પ્રસંગનું વર્ણન કરો.

૪. તમને ગમતી કોઈ પણ ચાર લીટી સમજાવો.

# પ્રેમાનંદ

[ અંગદ દેશના સુધાર્મિક નામે રાજાને પુત્ર આવ્યા પછી રાજાનો દુશ્મનોએ વધ કર્યો. રાણી સતી થઈ. કુંવરને એક દાસીએ કૌંતલ દેશમાં જઈ દળણાં-ખાંડણાં કરી ઉછેર્યો. ત્યાંના પ્રધાન ધૃષ્ટબુદ્ધિને ત્યાં એક વાર બ્રહ્મભોજન હતું. કુંવર ત્યાં જઈ ચડ્યો. એને પંગતમાંથી ઉઠાડી મૂકવામાં આવ્યો. ત્યારે ગાલવ ઋષિએ પ્રધાનને કહ્યું કે, 'આ બાળક તારો જમાઈ થશે.' એથી ક્રોધે ભરાઈ એણે એને મારી નાખવા ચંડાલોને સોંપ્યો. એની કાન્તિ જોઈ તથા મુખેથી ભગવાનનું નામ બોલાતું સાંભળી ચંડાલોને દયા આવી. તેમણે એની વધારાની 'જમણા પગની છઠ્ઠી અંગુલિ કાપી' અને 'એક મૃગ વાટે મૂઓ હતો તેનાં લોચન કાઢી લીધાં.' એ નિશાની મળતાં પ્રધાનને શાંતિ થઈ. પછી બાળક કુલિંદરાજાના હાથમાં આવ્યો. ત્યાં મોટો થયો, યુવરાજ બન્યો અને દેશો જીત્યા. કુલિંદરાજ કૌંતલરાજાને ખંડણી ભરતો તે કેમ એણે ભરી નથી, એમ રોષે ભરાઈને ધૃષ્ટબુદ્ધિએ ચડાઈ કરવા સેના તૈયાર કરી. ચારણોને પૂછતાં ખબર મળી કે, આ કુંવર — ચંદ્રહાસ રાજાને જંગલમાંથી મળ્યો હતો. આ જ પેલી ભિખારણનો પુત્ર, એમ મનમાં આવતાં પ્રધાનને ઝાળ ઊઠી. તે કુલિંદ ગયો. રાજાએ અને ચંદ્રહાસે એનું સામૈયું કર્યું એટલે પોતે સહેજ નરમ પડ્યો. પણ પછી ચંદ્રહાસનો ઘાટ ઘડવા એણે યુક્તિ શોધી કાઢી. રાજાને એણે કહ્યું કે, 'મારા પુત્ર મદનને મારે તાબડતોબ એક ગુપ્ત સંદેશો કાગળમાં મોકલવો છે, પણ લઈ જાય એવો કોઈ માણસ નથી.' પણ 'વાટમાં વાંચે નહિ એવો સાધુ તમારો તન' છે માટે તેને મોકલો.

અહીં ત્રણ પ્રસંગ આપ્યા છે : (૧) ચાંડાલોએ ચંદ્રહાસને છોડી દીધો તે પછીનો, (૨) કૌંતલપુરના બગીચામાં થાકેલો ચંદ્રહાસ, પ્રધાનપુત્ર મદનને મળતા પહેલાં, સૂતો છે ને પ્રધાનની પુત્રી વિષયા એને જુએ છે તે, (૩) ઘડિયાં લગન લેવાય છે તે.

(૧) પ્રકૃતિમાતાએ ચંદ્રહાસની કેવી રીતે રક્ષા કરી એનું વર્ણન કવિએ કેવું હૃદયસ્પર્શી આપ્યું છે !.....(૨) વિષયા ઘોડાને કેમ વિનવણી કરે છે, ઘરેણાંનો અવાજ ન થાય તે માટે કેવી ચાલે છે, કેવી રીતે ચંદ્રહાસને જુએ છે, કબાય (અંગરખા)ની કસે બાંધેલા કાગળમાં અક્ષર શી રીતે ઉમેરે છે, એ બધાં ચિત્રો કવિએ અજબ જાદુગીરીથી દોર્યાં છે, એ સહેજમાં દેખાઈ આવશે...(૩) ચંદ્રહાસને બાળાપણનું સ્થાન દેખતાં સ્મરણો તાજાં થાય છે, એ પ્રસંગ કરુણતાથી ભરેલો છે. છેલ્લે ગાલવ જોશીનું ચિત્ર આબેહૂબ છે.]

## ૧. વિષની વિષયા

૧

નારદ કહે સાંભળ અર્જુન, પાસે બેઠા છે જગજીવન,
ત્યાં બાળક એટલો કરે વિલાપ, અંતર્ગત અતિ પામે તાપ.
રામ કૃષ્ણ વાણી ઊચરે, રુદન કરે, જળ નયણે ભરે,
એવે વન વિષે આવી ચમરી ગાય, પૂંછે કરીને નાખે વાય.
આવ્યા સુડા વનના કીર, ચાંચે ભરીને લાવ્યા નીર,
પંખી જાત સરવે ટોળે થયાં, પાંખે છાયા કરીને રહ્યાં.
એવે મૃગ આવી એક ઊભો રહ્યો, સુતને દેખી વિસ્મે થયો,
મૃગ સ્વામીભાવ મન આણિયો, ચંદ્રમા પડિયો જાણિયો.
એવી આશંકા મૃગે મન ધરી, ચાટ્યું રુધિર જીભે કરી;
ત્યાં આવ્યો કૌંતલ દેશનો રાય, કુલિંદ નામ તેનું કહેવાય.
નવનિધ અષ્ટમાસીધ ઘરસૂત્ર, પેટ ન મળે એકે પુત્ર,
તે રાજા મૃગયા નીકળ્યો, મહાવનમાં એક મૃગલો મળ્યો.
સારંગ ઉપર શર કર્યો સંધાણ, મૃગે જાણ્યું મૂઓ નિર્વાણ;
મૃગ ભય પામી નાશી ગયો, પછે કુલિંદ કુરંગ કેડે થયો.
આગળ જાતાં મૃગ થયો અંતર્ધાન, ઊભો રાજા ને થયો મધ્યાહ્ન.
ભૂલ્યો ભૂપતિ નગરની વાટ, એટલે થયો મનમાં ઉચાટ.
એક વૃક્ષ તળે ઊભો ભૂપાળ, એવે રોતો સાંભળ્યો બાળ;
રામ કૃષ્ણ કહી કરે રુદન, સાંભળી રાજાએ વિમાસ્યું મન.
જોવા અર્થે અશ્વથી ઊતર્યો, કુંવર ભણી કુલિંદ પરવર્યો;
રાજા આવતો દીઠો જેટલે, પશુ પક્ષી નાઠાં તેટલે.

અભ્રમાંથી ચંદ્ર દીસે જેમ, પક્ષી પરાં થયે કુંવર શોભે તેમ;
વાસવ વિરંચિનો અવતાર, એ ન હોયે માનુષ તણો કુમાર.
તત્ક્ષણ રાય તજી આવિયો, પ્રેમે પુત્રને બોલાવિયો,
'કહે કુંવર તું કોણ છે જાત, કોણ પિતા કોણ તારી માત?'
મહારાજાનાં સુણી વચન, વળતું બોલ્યો સાધુ જનઃ
'માતા પિતા મારે નથી કોય, આધાર એક અચ્યુતનો હોય.'
એવું સાંભળી હરખ્યો ભૂપાળ, 'મુને કેશવજી થયા કૃપાળ,
પરમેશ્વરે મુને આપ્યો કુમાર, ઊઘડ્યાં મારાં વાંઝિયાં બાર.'
પછે સુતની કીધી આશ્વાસન. તેડી દીધું આલિંગન;
પ્રેમશું પુત્રને હૃદે ધર્યો, પહેરાવી વસ્ત્ર ને સાંસતો કર્યો.
રાય અશ્વે થયો અસવાર, નરપતિ સાથે ગયો નગર મોઝાર,
પાળા સેવક ધાયા પુર ભણી, રાણીને કહેવા વધામણી.
રાણીને જઈ નામ્યું શિર, 'તમને તુષ્ટમાન થયા જગદીશ;
પાંચ વર્ષનો હરિએ આપ્યો બાળ, એ લઈ આવે છે ભૂપાળ.'

વલણ

ભૂપાળ બાળકને લાવે ગાતા, હરખ્યું રાણીનું મન રે,
કર જોડી કહે ભટ્ટ પ્રેમાનંદ, સામી આવી સ્ત્રીજન રે.

* * *

૨

વિષયાએ વિમાસી જોયું, એ પુરુષને હું વરણું,
અન્ય પશુ પક્ષી ને માનવ નથી કોઈ ઘાં સરસ્યું.
રખે ચતુર તુરી કહેતો સ્વામી જાગશે તો શું થાશે;
નિદ્રાવશથી કેમ ઉઠાડું, પછે શું કહેવાશે.
'હે અશ્વ, તું અતિ અનુપમ, તારું રૂડું વાન,
માગી રે લઉ છું હું માનિની, રખે કરતો સ્વામીને જાણ.
તારે રત્નજડિત મુખ મોરડો, ઉદયાચળ ઊગ્યો ભાણ;
પેંગડાં તારાં પરમ મનોહર, રત્નજડિત પલાણ.'
એવું કહેતી ચાલી ચતુરા, ચંચળ નયણે જોય,
રખે સખિ સહિયર આપણી છૂપી રહીને જોય.

નેપુર ઝાંઝર અણુવટ વીંછિયા, સોનીએ આભ્રણ ઘડિયાં;
પ્રથમ વાજતાં રૂડાં લાગતાં, આજ શત્રુ થઈ નીવડિયાં.
એવું કહી મન દૃઢ કરી ચાલી, ઝાંઝર ઊંચાં ચઢાવી;
મર્મે ભરતી ડગ, જેમ જળમાં બગ, એમ શ્યામા સમીપે આવી.
ચંદ્રહાસની પાસે અતિ ઉલ્લાસે, હરિવદની હરખે બેઠી;
મજ શ્વાસ લાગે સાધુ જાગે, ચિંતા તે ચિત્તમાં પેઠી.
રખે કો દેખે, સહિયર મુજ પેખે, એમ દૃષ્ટ રાખતી આડી;
પછે પિછોડી પરી કરીને, જોયું વદન ઉઘાડી.
નખ શિખા લગી ચંદ્રહાસને રે, જોતી નયણે નરખી;
હરિભક્તને દેખી હરિવદની હૈડામાં ઘણું હરખી.
આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
ત્યમ પિછોડી પરી કીધે મુખ કુલિંદકુંવરનું તેવું.
સુવદન અંબુજ ઉપર ભ્રકુટી, ભ્રમર કરે ગુંજાર;
શકે શશિબિંબ પૂંઠે તારા, એવો શોભે છે મોતીહાર.
શુક ચંચા અતિ ઉત્તમ, જાણે અધર બિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, દાડમ કળી શા દંત.
કપોત કંઠ, કર કુંજરના સરખા, હથેલી અંબુજ-વરણ;
બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભરણ.
વિશાળ હૃદે ને હાર હેમનો, કટિ કેસરીના સરખી;
દેખી રૂપ રંગ તેજ તારુણી, જાણે નાખી પ્રેમની ભુરકી.
ધન્ય માત તાત એનાં દીસે છે, કોણે કીધાં હશે પુન્ય;
હિમે હાડ ગાળ્યાં, સુખ ટાળ્યાં, તો એવો હશે તન.
જપ તપ વ્રત દેહદમન, એવી તારુણી ધર નાર;
તે નારીનું પરમ ભાગ્ય જેને આવો હશે ભરથાર.
મેં પાપણીએ પુન્ય ન કીધું, તો ક્યાંથી આવો સ્વામી?
એમ દુઃખ ધરતી, આંસુ ભરતી, વિષયા શોકને પામી.
એવે એક કભાયની કસે, કાગળ બંધન દીઠો;
જોવા કારણ યૌવનાએ તતક્ષણ છોડી લીધો.

સરનામું અક્ષર તાતના દેખી, બાળા મહા સુખ પામી;
શકે પત્ર લખી મોકલ્યો, પિતાજીએ મુજ સ્વામી.
સ્વસ્તિ શ્રી કૌંતલપુર સ્થાને, મદન કુંવર બળવંત;
અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો ગુણવંત.
રૂપ ન જોશો રંગ ન જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
મુહૂર્ત ઘડી કોને ન પૂછશો, એને વિષ દેજોની પુત્ર.
વાંચી પત્ર ને વિષયા બોલી, ત્રાહે ત્રાહે ત્રિભુવનનાથ;
વિષયાને સાટે વિષ લખાયું, શું કાપ્યા જોઈએ હાથ.
પત્ર લેઉં તો પાછો ફરી જાય, પરણ્યા વિના વિઘ્ન થાય;
અક્ષર એક વધારું એ માંહે, વિષની કરું વિષયાય.
એક નેત્રનું કાજળ કાઢ્યું, બીજા નેત્રનું નીર;
તરણા વતે લખ્યું તારુણીએ, ધરી હૃદયા મધ્યે ધીર.
નારદ કહે સાંભળ રે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
વિષ ફેડી વિષયા કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ.
પત્ર ફરી બાંધ્યું પ્રેમદાએ, જળ ભરતી તે નેણ;
ઊઠી અબળા ચાલી ત્યાંથી, મુખે કહેતી વેણ.
'ઘેર જઈને વાટ જોઉં છું, ઉતાવળા તમો આવો;
મદનભાઈને મળજો સ્વામી, પત્ર લખ્યું તે લાવો.'

વલણ

પત્ર લખ્યું તે લાવો સ્વામી, એમ કહી વિષયા વળી રે;
થર થર ધ્રૂજે ને કાંઈ ન સૂઝે, સખી ત્યાં સામી મળે રે.

૩

વિષયા જુએ સ્વામી વાટ રે, લાગી વાર થયો ઉચાટ રે;
એવે સ્વામી આવતો દીઠો રે, અમૃતપેં લાગ્યો અતિ મીઠો રે.
ચંદ્રહાસે જોયું ગામ રે, દીઠો નાનપણાનો ઠામ રે.
'ત્યાં હું બાળક સાથ રડતો રે, નિશાએ ઓટલે પડતો રે;
ત્યાં ભિક્ષા માગીને જમતો રે, ત્યાં શાલિગ્રામ સાથે રમતો રે.

ત્યાં મોઈ હુતી માતા મારી રે, મુને લોક કહેતા ભિખારી રે. ૧૦૦
એ ટળ્યા સર્વ સંતાપ રે, આ શાલિગ્રામ તણે પ્રતાપ રે.'
વિચારતાં પહોંતો રાજદ્વાર રે, જ્યાં ઊભો છે પ્રતિહાર રે;
સાધુ અશ્વથી ઊતરિયો રે, પોળિયા પ્રત્યે ઉચરિયો રે.
'જાઓ તેડો તમારો સ્વામી રે,' કહાવ્યું કુલિંદકુંવરે શિર નામી રે.
કહો એક ઉતાવળી વાત રે, પત્ર મોકલ્યું તમારે તાત રે. ૧૦૫
પાળિયે કહ્યો સમાચાર રે, મદને તેડ્યો કુલિંદકુમાર રે;
વેગળેથી આવતો નરખ્યો રે, ઓળખી આભ્યંતર હરખ્યો રે.
ધાઈ આલિંગન દીધું રે, આસન આપી પૂજન કીધું રે;
'ચંદ્રહાસ પધારો પરુણા રે, મુને કેશવે કીધી કરુણા રે.'
વિષયા મનમાં હરખે રે, આછું ઓઢી પિયુને નરખે રે; ૧૧૦
એવે ચંદ્રહાસે છોડી ચિઠ્ઠી રે, પણ શિશિલ ગાંઠડી દીઠી રે.
'ધૃષ્ટબુદ્ધ રહ્યા ગામ અમારે રે, મોકલ્યું પત્ર પિતા તમારે રે;
પ્રધાન પાંચ દિવસ ત્યાં રહેશે રે, લખ્યું કામ તે કાગળ કહેશે રે.'
પત્ર વાંચી જોયું મદન રે. અતિ ઉલટ પામ્યું મન રે;
'ધન્ય તાત તણી કમાઈ રે, આવો ખોળી કાઢ્યો જમાઈ રે.' ૧૧૫
ત્યાં તેડાવ્યો બ્રાહ્મણ કોય રે, જે લગ્ન ઉતાવળું હોય રે.
એવે ટીપણું મુગટમાં ખોશી રે, ત્યાં આવ્યા ગાલવ જોશી રે.
ઋષિએ ચંદ્રહાસ આવી નરખ્યો રે, ઓળખી આભ્યંતર હરખ્યો રે.
શકે પ્રશ્ન અમારું મળિયું રે, એ વચન પૂરવનું ફળિયું રે;
પછે મદને દીધું અતિ માન રે, સંતોષ્યા ગાલવ મુનિ ભગવાન રે. ૧૨૦
કહો મુહૂર્ત તમે ગાલવ મુન રે, ઢૂકડું ક્યારે છે લગન રે.
ગાલવ કહે 'વચન મારું માન રે, લગ્ન આજ મધ્યાહ્ન રે.
તુજ તાતે વિચાર્યું હશે પહેલું રે, વર મોકલ્યો તો મુહૂર્ત છે વહેલું રે.'

## સ્વાધ્યાય

૧. ચંદ્રહાસને કુલિંદરાજાએ કેવી સ્થિતિમાં જોયો?
૨. 'વિષ'ની 'વિષયા' શી રીતે થઈ?
૩. કવિ કહે છે. 'બીજા નેત્રનું નીર.' વિષયાની આંખમાં પાણી શા માટે?

૪. આ કાવ્યમાંની ઉપમાઓ જુદી તારવી શકશો?

૫. પ્રેમાનંદ શબ્દો વડે ચિત્રો ઉઠાવવાની કળામાં પ્રવીણ છે એ બતાવો. તમને કયું ચિત્ર વધારે ગમ્યું?

૬. તમારા 'નાનપણાના ઠામ' વિષે નિબંધ લખો.

## ૨. સુદામાના તાંદુલ

[સુદામા કૃષ્ણના સહાધ્યાયી અને બાળમિત્ર હતા. પોતે સંતપુરુષ હતા અને સાદાઈથી ગૃહસ્થાશ્રમ પાળતા. પણ એમનું કુટુંબ બહોળું હતું. કવિ સહેજ હાસ્યપૂર્વક કહે છે:

દશ બાળક થયાં સુદામાને દુઃખ દરિદ્રે ભરિયાં,
શીતળાએ અમીછાંટો નાખ્યો, થોડે અન્ને ઊછરિયાં.

આ બધાનું પોષણ કરવું દોહલું હતું. ઋષિપત્નીએ એક વાર સુદામાને કહ્યું કે, 'જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ.' પણ સુદામાને મિત્ર આગળ હાથ ઓડતાં જીવ ચાલતો નથી. પત્નીને એ બોધવચન સંભળાવે છે. ત્યારે પત્ની 'એ તો જ્ઞાન મને ગમતું નથી રે,' વાળો પ્રખ્યાત પ્રત્યુત્તર સંભળાવે છે. છેવટે સુદામા જાય છે, સાથે પડોશમાંથી માગી આણેલા તાંદુલ લઈ જાય છે, તેની પોટલી સંતાડતા રહે છે, પણ ચતુર મિત્ર એ તરત પકડી પાડે છે. સુદામા પાસેથી માગીને કૃષ્ણ તાંદુલ ખાય છે, અને રાણીઓને પણ મોટી વસ્તુ હોય એમ મહેરબાની કરતા હોય તેમ થોડા થોડા આપે છે. પોતે ખાતા જાય છે ને સુદામાના ઘરની લીલા ('તૂટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી નાર, ને સડ્યાં સરખાં છોકરાં.') બદલી નાખે છે. પણ હાથોહાથ સુદામાને કાંઈ જ આપતા નથી. રાણીઓને પણ એથી વિસ્મય થાય છે. ઋષિ ઊલટા પોતે કોઈની યાચના ન કરવી એ વ્રત ખોવા બદલ દુઃખી થાય છે, અને મોટું પેટ રાખનારા એટલે મન વાળે છે કે, દારિદ્ર દુઃખ વળી જતું રહેત તો ભક્તિ સૂઝત નહિ, માટે જે થયું તે ઠીક જ થયું. છતાં આવડા મોટા મિત્રે કરી કરીને દયા તો એવી જ કરી કે ગાંઠના તાંદુલ ગયા, એ વાત એમની નજર બહાર રહેતી નથી...કવિએ આ કથા તે તે પ્રસંગને યોગ્ય ભાવ અને ભાષા ગૂંથીને વિસ્તાર કર્યા વગર જ બહુ અસરકારક રીતે કહી છે. પ્રેમાનંદનું સુદામાચરિત માંડ ૭૦૦ લીટીનું કાવ્ય છે. પણ આપણા સાહિત્યમાં, કૃષ્ણને મન સુદામાના તાંદુલ હતા તેટલું કીમતી છે.

સુદામાનાં કૂખ (કુક્ષિ–બગલ) અને મુખનાં નળાં, કોટિ યોજનો સુધી ઉપાન (પગરખાં)ની રેણુ (રેતી) અભ્ર (આકાશ)માં છવાય એવી એમની ચાલ, મોટે મોભારે દ્વારકા તો પહોંચ્યા પણ કૃષ્ણે પૂછયું ત્યારે પત્નીની ઇચ્છા પ્રમાણે યાચના તો થઈ શકી નહિ, પોતે લજ્જાથી તાંદુલની પોટલી પગ નીચે દબાવી જેમ સંતાડે છે તેમ કૃષ્ણ તેને માટે કાલાવાલા કરે છે–આમ સામેથી કૃષ્ણ પોતાના જાચક બને છે તે, અને કણ કણ તાંદુલ માટે સોનાનાં પાત્ર લઈ રાણીઓ સામે ઊભી છે,—એ બધું કવિએ હાસ્યથી મૂક્યું છે. પણ એ હાસ્યની પછવાડે આંસુ છુપાયું છે તે છાનું રહેતું નથી. હાસ્યનું વર્ણન કરીને કવિએ કરુણતા જ દર્શાવી છે. બધાં વર્ણનો આપણા હૃદયને હલાવ્યા વગર રહેતાં નથી.]

આંખ ભરી અબળા કહે, ઋષિરાયજી રે;
મારું જડ થાય છે મંન, લાગું પાયજી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રુએ બાળક, લાવો અન્ન, લાગું પાયજી રે.
અન્ન વિના ચાલે નહીં, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે.
અન્ન વિણ ભજન સૂઝે નહીં, ઋષિરાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજી રે.
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજી રે;
સૂર્યે રાખ્યું અક્ષયપાત્ર, લાગું પાયજી રે.
ઇંદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજી રે;
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજી રે.
સુર સેવે કલ્પવૃક્ષને, ઋષિરાયજી રે;
મનવાંછિત પામે આહાર, લાગું પાયજી રે.
ધર્મ પ્રાણ અન્ન વિના નહીં, ઋષિરાયજી રે;
ઊભો અન્ને સકળ સંસાર, લાગું પાયજી રે.
ફેરાનું ફળ જાશે નહીં, ઋષિરાયજી રે;
જઈ જાચો કૃષ્ણબળદેવ, લાગું પાયજી રે.

વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજી રે;
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજી રે.

વલણ

તતક્ષણ ત્રિકમ છેદશે, દરિદ્ર કેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે.

* * *

કહે શુક જોગી: સાંભળો રાયજી, ફરી ફરી પ્રેમદા લાગે પાયજી;
વિપ્ર સુદામો આપ વિચારેજી, 'નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.
જાવું પડશે સર્વથા, ઘણું રુએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માત તણો શો વાંક!'
પત્ની પ્રત્યે કહે સુદામો; 'તું સાંભળ મારી વાત;
કહો ભામિની ભગવંત આગળ, ભેટ શી મૂકું હાથ.
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણસુત સમુદાય;
ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંય.'
સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશણની પાસ;
'બાઈ, આજ કામ કરો મારું, જાણે વણમૂલે લીધી દાસ.
દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કોઈ આપો ઊછીતું, માય.'
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;'
સૂપડું ભરીને કાંગ આપ્યા, 'આ, બાઈ, તમારે દેવા.'
ઊખળે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં ખોવાય નહીં, છે ત્રિકમના તાંદુળ;
લઈ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકૂળ.
ઉપરાઉપરી બંધન બાંધ્યાં, ચીથરાં દશ વીસ;
રત્નની પેરે જત્ન કીધું, જેમ ચડે છોડતાં રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોનાં મુખ;
'પિતાજી એવું લાવજો, જેમ જાય આપણી ભૂખ.'

દીન વાણી સાંભળીને, મુનિએ મૂક્યો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, 'પરિબ્રહ્મ પૂરશે આશ.'
ઋષિ સુદામો સંચર્યા, વોળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભક્તના શણગાર.
ભાલ તિલક ને માળા કંઠે, રસનાએ ભણતા જાય;
મુખ દુખનું જાળું વાળ્યું, કદ્રૂપ દીસે કાય.
પવને જટામાંથી ભસ્મ ઊડે, ધૂમ્ર ગોટાગોટ;
ઉપાનરેણુએ અભ્ર છાયે, જોજન કોટાકોટ.
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે મારગમાં સામું મળે, તે દેખી વિસ્મય થાય.
તૈલાભ્યંગ સ્વપ્ને ન ઇચ્છે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ટિકા, એક હાથે ગ્રહ્યું તુંબીપાત્ર.
કૌપીન જીરણ વસ્ત્રનું, વનફળ છે પરિધાન;
પણ ભાગ્યભાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન.

વલણ

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે શ્રમે ઋષિ સુદામો પહોંતા પુરી દ્વારામતી.

* * * *

ગોવિંદે માંડી ગોઠડી: 'કહોને મિત્ર અમારા,
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે૦
શે દુઃખે તમો દૂબળા, એવી ચિંતા કેહી;
મન મૂકીને કહો મને, મારા બાળસ્નેહી. ગોવિંદે૦
કોઈ સદ્ગુરુ તમને મળ્યો, તેણે કાન શું ફૂંક્યો?
વૈરાગી ત્યાગી થયા, સંસાર શું મૂક્યો? ગોવિંદે૦
શરીર પ્રજાળ્યું જોગથી, તમે દુઃખે દેહી;
છો તે કિયે દુઃખે દૂબળા, મારા પૂર્વસ્નેહી? ગોવિંદે૦
કે શત્રુ કોઈ માથે થયો, ઘણાં દુઃખનો દાતા?
કે કાંઈ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા? ગોવિંદે૦

કાંઈ ધાતુપાત્ર કને નહીં, આવ્યા તુંબડું લેઈ;
વસ્ત્ર નથી કાંઈ પહેરવા, મારા બાળસ્નેહી. ગોવિંદ૦
કે સુખ નથી સંસારનું, કાંઈ કર્મને દોષે;
ભાભી અમારાં વહુકણાં, તે શું લોહીડું શોષે? ગોવિંદ૦
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી?
એ દુઃખમાં કિયું દુઃખ છે, મારા પૂર્વસ્નેહી?' ગોવિંદ૦
પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી:
'તમારું અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદ૦
અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે.' ગોવિંદ૦

* * * *

સકળ સુંદરીઓ દેખતાં, ગોપી ગોવિંદે કીધી;
પછે દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દૃષ્ટિમાં લીધી.
'મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્રજી મળવા આવ્યા;
ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો, સખા! શું લાવ્યા?'
અઢળક ઢળિયો રે શ્યામળિયો, મુષ્ટિ તાંદુલ માટે;
ઇંદ્રનો વૈભવ સહેજમાં આપ્યો, સ્વલ્પ સુખડી સાટે.
ચરણ તળે ચાંપી રહ્યો સુદામો, કૃષ્ણજી કહે છે, 'કાઢો;
અમજોગ જો ભેટ ન હોય તો, દૂર થકી દેખાડો.
એ દેવતાને દુર્લભ દીસે' — જાચે જાદવરાય:
'જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવઠ જાય.'
ભગવાનની સ્ત્રીઓ ભર્મમાં ભૂલી, જુએ મળી સમસ્ત;
અમૃતફળ કે સંજીવનમણિ, હરિ ઓડે છે હસ્ત.
આમ હરિ જ્યારે હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભક્તાધીન પોતે દેખાડે, સહુને સુંદરશ્યામ.
અવલોકવા ઊભી સહુ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સહુ નારી: 'અમને આપજો તિલમાત્ર.'
સુદામો ચિંતામાં પડિયો, 'લજ્જા મારી જાશે;

ભર્મ ભાંગશે તંદુલ દેખી, કૌતક મારું થાશે.
સ્ત્રીને કહેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહીંયાં આણી;
લજ્જા લાખ ટકાની ખોઈ, ઘર ઘાલ્યું ધણિયાણી.'
સુદામાના મનની શોચના, શ્યામળિયે સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી.
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, ચીંથરાં દશવીસ.
પટરાણીઓ જોઈ અચરજ પામી, છે પારસ કે રત્ન;
અમરફળ કે સંજીવનમણિ, આવડું કીધું છે જત્ન.
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઈ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલના કણ હૃદયે ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથઃ
'સુદામા, મેં આ અવનીમાં લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો નથી આરોગ્યો એકે વાર.
મોટા મોટા મિત્ર મેં જોયા, ધ્રુવ અંબરીષ પ્રહ્લાદ;
આ તાંદુલનો એકે મિત્રે દેખાડ્યો નથી સ્વાદ.'
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સુધી સુદામે નથી કીધાં પુણ્યદાન.
જાચકરૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટી તાંદુલ મૂક્યા, દારિદ્ર્ય નાંખ્યાં કાપી.
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોડ્યાં;
જેમ જેમ ચીથરાં છોડ્યાં નાથે, ભવનાં બંધન તોડ્યાં.
જ્યારે તાંદુલ મુખમાં મૂક્યા, ઊડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા સપ્ત ભૂમિના અવાસ.
ઋષિપત્ની થયાં રુક્મિણી સરખાં, શ્યામ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર.
બીજી મૂઠી જ્યારે મુખમાં મૂકે, ત્યાં ગ્રહ્યો રુક્મિણીએ પાણ:
'એમાં શું ઓછું છે સ્વામી, અમને આપો ચતુરસુજાણ.'
અષ્ટ મહાસિદ્ધિ ને નવનિધિ, તે મોકલી વણમાગી;

તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાંગી.
હાથી ડોલે ને દુંદુભિ બોલે, ગુણિજન ગાયે સાખી;
જડિત્ર હિંડોળો હેમનો બાંધી હીંચે છે હરિણાક્ષી.
હીરા રત્ન કનકમય કોટી, હાર્યો દ્રવ્યે કુબેર:
કોટિધ્વજ લાખેણાં વાજે, છપ્પન ઉપર ભેર.

વલણ

વાજે ભેર અખૂટ ભંડારની, ત્રૂઠા શ્રીગોપાળ રે;
એમ રાત વાતમાં વહી ગઈ, થયો પ્રાતઃકાળ રે.

* * *

શુકજી કહે: સાંભળ રાજન, પરમ કથા પ્રૌઢી પાવન;
વળી વિચારે કમળાપતિ, 'મેં સુદામા સરખું આપ્યું નથી.
એકેકો કણ જે તાંદુલતણો, ઇંદ્રાસનપેં મોંઘો ઘણો;
દુર્બળ દાસના ભાવની ભેટ, પરમ વિધિએ ભરાયું પેટ.
હું એ સરખો થઈ વનમાં તાપું, વૈકુંઠની રિદ્ધિ એને આપું;
સોળ સહસ્ર સાથે રુક્મિણી, સેવા કરે સુદામાતણી.'
દ્વારિકા આપવા ઇચ્છા કરી, વળી મૂઠી શ્રીનાથે ભરી;
ત્યારે રુક્મિણીએ સાહ્યો હાથ, 'અમે અપરાધ શો કીધો, નાથ?'
સામું જોઈ રહ્યાં દંપતી, સોળ સહસ્રમાં પ્રીછતી નથી;
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વહેંચી આપ્યા કરી.
તેમાં મૂક્યો સ્વાદ અપાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્ય વિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાત, સુદામે જાચ્યા હરિ:
'મને વિદાય કરો. જગજીવન.' હરિ કહે, 'પધારીએ સ્વામિન;
વળી કૃપા કરજો કોઈ સમે.' દાસે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વોળાવા જાય, કોડી એક ન મૂકી કર માંય;
સત્યભામા કહે, 'સુણો જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ?
બ્રાહ્મણ, વળી મિત્ર પોતા તણા, દરિદ્રદુઃખે પીડેલા ઘણા;
તેને વાળ્યો નિર્મુખ કરી.' રુક્મણી કહે, 'શું સમજો સુંદરી.'
ભેલડીએ વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર:
'એના વૈભવ આગળ વળિયો છેક, પણ મને ન આપી કોડી એક.

સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઈક ગુપ્ત મને આપશે હરિ.'
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામોજી ઊભા રહ્યા :
'વિઠ્ઠલજી હવે પાછા વળો.' તવ ભેટીને રોયા શ્યામળો;
વળ્યા કૃષ્ણ 'ફરિ મળજો' કહી, પણ કરમાં કાંઈ મૂક્યું નહીં.
ઋષિ સુદામે મૂક્યો નિઃશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈને નિરાશ.
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.
'હું માગવા આવ્યો મિત્ર કને, તેપેં મૃત્યુ શે નાવ્યું મને;
સ્ત્રીજિત નર તે શબ સમાન, રંડાએ ઉપજાવ્યું અપમાન.
એકાંતરા જો મળે જે અન્ન, કંદમૂળ કીજે પ્રાશન;
ભૂખે મરે બાળક નાનડાં, ખવરાવીએ સૂકાં પાંદડાં.
પવન પ્રાશીને ભરીએ પેટ, નીચ પુરુષની કરીએ વેઠ;
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પર ઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને કર નવ ઓડીએ.
અજાચક વ્રત મૂક્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ.
દામોદરે મને કીધી દયા ! મૂળગા મારા તાંદુલ ગયા.'

## સ્વાધ્યાય

૧. નીચેના સંવાદો લખો :

(અ) ઋષિ અને ઋષિપત્ની વચ્ચે.

(આ) ઋષિપત્ની અને પડોશણ વચ્ચે.

(ઇ) કૃષ્ણ અને સુદામા વચ્ચે.

(ઈ) સુદામાના ગયા પછી કૃષ્ણ અને રુક્મિણી તથા બીજી રાણીઓ વચ્ચે.

(ઉ) કૃષ્ણ પાસેથી નીકળ્યા પછી રસ્તે સાથે થયેલા કોઈ વટેમાર્ગુ અને સુદામા વચ્ચે (સુદામા વિષે).

(ઊ) આમાંથી જેટલા પ્રસંગ ભજવી શકાય તેટલા ભજવવા પ્રયત્ન કરો.

૨. વર્ણન કરો:

(અ) સુદામા દ્વારકા જવા ઊપડે છે તેનું.

(આ) સુદામાના તાંદુલ કૃષ્ણ મેળવે છે તે પ્રસંગનું.

(ઇ) કૃષ્ણે સુદામાને આપેલી વિદાયનું.

૩. નીચેના વિષયો પર નિબંધ લખો :

(અ) અન્નનો મહિમા. (આ) ભીખ.

૪. કોઈ પણ આશરે ૧૦ લીટી કંઠે કરો. તમારી પસંદગીનું કારણ આપો.

# શામળ

[ સંસારમાં જ્યાં જોઈએ છીએ ત્યાં બધે અસમાનતા દેખાય છે. તેનું કવિ શામળે સરળ વાણીમાં વર્ણન કર્યું છે. ૧. **પટંતર**–પટ+અંતર, લુગડાની આડશ રાખીને. એટલે કે સીધેસીધું નહિ, પણ દાખલા દલીલથી. ૮ **પરિયા**—વંશ. (સરખાવો: જાવે જે કો નર ગયો, ના'વે મંદિર માંહ્ય; જો આવે પાછો ફરી, પરિયા પરિયા ખાય.) ૧૦. શામળ કવિને માતર તાલુકાના સિંહુજ ગામના કણબી રખીદાસે ગમાન બારોટને ખાસ મોકલી અમદાવાદના પરા ગોમતીપુરમાંથી પોતાને ગામ તેડાવ્યા હતા, અને તેમની કવિતાથી ખુશ થઈ ત્યાં પોતાની પાસે જ રાખ્યા હતા અને પસાયતું કરી આપ્યું હતું. આ વાત કવિએ અન્યત્ર કહેલી છે. અહીં તો માત્ર સૂચન છે. ૧૮. **હુતદ્રવ્ય**—હોમવાનો પદાર્થ. ૨૦. **સુચીર** ? ૨૪. **અમરે**–દેવ ઉપર. **શ્રીકાર**—શોભા કરનારું (શ્રી+કાર). ૨૭. **જંત્ર**—વાજિંત્ર. વીણા જેવા વાજિંત્રનું તુંબડું થઈને. ૩૧. **શાળ**—ડાંગર. સામો, કણકી, તે હલકી જાત. સામો જંગલી અનાજ છે. ભાદરવાનાં સામાપાંચમે અપવાસમાં લોક ખાય છે. પહેલાં તે વાનપ્રસ્થાશ્રમી ઋષિમુનિઓનો ખોરાક હતો. ૩૬. **ઉદ્દ્વસ્ત**—ઉજ્જડ ૩૭. **સર્પણ**—ઇંધણ.

નામ વિષેના છપ્પા બહુ જાણીતા છે ને કહેવતરૂપ થઈ ગયા છે. ઘણી વાર નામ કરતાં ઊલટા જ ગુણ જોવા મળે છે તે કવિએ કહ્યું છે. ૧. **ઉવાણે**–પગરખાં વગરને–ઉઘાડે. ૩. રણછોડ જે રણ(દેવા)માંથી છોડાવનાર તે જ વ્યાજ ભરે છે. ૧૧. **ખુશાલ**—કુશળ, આનંદી. ૨૩. **ઓલગ**— દેવને પારે આંટા ફેરા ખાવા તે.

આ હાસ્યરસિક દૃષ્ટાંતોથી કવિનો કહેવાનો આશય એ છે કે, નામમાં શું છે ? 'નામને શું કરે ?' નામ પરથી ગુણ ઓછા જોવાના છે ? અંગ્રેજી ભાષાનો મહાન કવિ શેક્સપિયર પણ આ જ વાત બીજી રીતે કહે છે : 'નામમાં શું છે ? ગુલાબને તમે બીજું નામ આપશો તોપણ તે સુગંધ તો તેની જ આપશે.' ]

## ૧. સર્વ સરખું નથી

સર્વ સરખું નથી ત્યાં કોય, કહું પટંતર તે તું જોય.
એક શંખ નદીમાં પડ્યો, બીજો વિષ્ણુને કર ચડ્યો.
એક શિપ-શંખલા સમતુલ્ય, બીજીમાં મોતી અણમૂલ્ય.
એક પથ્થર દેવળ પૂજાય, બીજો પરિયટ શલ્યા થાય.
એક કવિ પાખંડ જ ભણે, બીજો ગુણ શ્રીહરિના ગણે.
એક મણિનું ક્રોડે કામ, બીજા મણિનું દોકડે દામ.
એક નારી હોયે શંખિણી, બીજી પદ્મિણી કે ચિત્રિણી.
એક પુત્રથી પરિયા તરે, બીજો કુળ-સંહારણ કરે.
એક પુત્ર ગયા શ્રાદ્ધે જાય, બીજો કુળ ડુબાડવા જાય.
એક કણબી પસાયતું કરે, બીજો ચોરી ચાડીએ ધન હરે.
એક વિપ્ર તે ખેતી કરે, બીજો ચાર વેદ ઉચ્ચરે.
એક નીર સરોવર તીર, બીજું ગંગા કેરું નીર.
એક બંધુ દુર્બલ હવાલ, બીજો તે બેસે સુખપાલ.
એક કાષ્ઠ તણાં ઈંધણાં, બીજાં બાવના ચંદનતણાં.
એક સૂત્ર સવાયે શેર, બીજું બેસે મોંઘું મેર.
એક તિલ ઘાણી પિલાય, બીજે શિવશંકર પૂજાય.
એક ડાબો કર અશુદ્ધ ગણાય, બીજે જમણે ભોજન થાય.
એક અગ્નિ હુતદ્રવ્ય હોમાય, બીજો ઠામ કુઠામે જાય.
એક ધોરી તે હળને વહે, બીજો રાજદરબારે રહે.
એક જળ તે ખાળનું નીર, બીજું ગંગોદક સુચીર.
એકને પાંચ પુત્ર જ હોય, બીજો વાંઝિયો સુત વિણ હોય.
એકને વહાણ તણો વેપાર, બીજો શિર ઉપાડે ભાર.
એક તો નાગરવેલનું પાન, બીજાં રખડે આડે રાન.
એક અમરે ફૂલ શ્રીકાર, બીજું ફૂલ આવળનો હાર.
એક ઘર ઘર ભીખે જોડલાં, બીજો લે ઘણાં ઘોડલાં.
એકને ગામ પોતાનું જાય, બીજો રાય પૃથ્વીપતિ થાય.
એક તુંબીએ જોગી ભિક્ષા ભરે, બીજી/જંત્ર દરબારે ઉચ્ચરે.

એક લોઢું શેર પૈસે ઘણું, બીજું અમૂલખ સમશેર તણું.
એક વસ્તુ તે દોકડે ગજ, બીજી વસ્તુ અમૂલખ ધજ.
એક નર શરાતન ભણે, બીજો કાયર પોબારા ગણે.
એક શાળ અમૂલખ પ્રમાણ, બીજો સામો કણકી જાણ.
એક ઓદન ભલું ભોજન, બીજું કુશકા કેરું અન્ન.
એક જન પરમારથ કરે, બીજો પ્રાણ લોકોના હરે.
એક સદાવ્રત આપે શીખ, બીજો ઘર ઘર માંગે ભીખ.
એક શાસ્ત્ર નવ નિત્યે ભણે, બીજો ભૂલી ફરી સ્વર ભણે.
એક અનેરાં વાસે ગામ, બીજો ઉદ્વસ્ત ટાળે ઠામ.
એક રોપાવે વૃક્ષો આજ, બીજો કાપે સર્પણ કાજ.
એક કુંજમાં મહાલે રોજ, બીજો રણમાં ઉપાડે બોજ.
એવાં કહું દૃષ્ટાંત અનેક, જોજો મનમાં કરી વિવેક;
સૌને સરખાં ગણો ન આપ, તે વાતે લાગે મહાપાપ.

## ૨. નામ વિષે

ધનજી ઉવાણે પાય, ભૂપ ભીખંતો દીઠો;
સૂરજી ન દેખે આંખ, બોલતો કડવું મીઠો;
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણ જ કરતો;
અવિચળ ચળ્યા અપાર, દીઠો અજરામર મરતો;
હીરો, માણેક, મોતિયો, રતનિયો કથીર દેખ નહિ;
કવિ શામળ કહે, સંસારમાં કારણ નામ રહ્યું કહીં ?
દીઠા અમર મરંત, નાના કાંઈ દીઠા ઘરડા;
નાગો પહેરે વસ્ત્ર, વાઘ સિંહ કૂતરે કરડ્યા;
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુઃખિયો;
સંતોખી અદકું ખાય, કાસદું ફરે છે સુખિયો;
દયાચંદમાં દયા નહિ, ખુશાલ કહીં રોતા ફરે;
શામળ કહે, નામ પનોતિયો, કંઈ લાખ કુંવારા મરે.
કુબેર નામ કહેવાય, ખજાને દીઠા ખાલી;
કરે ધર્મો બહુ પાપ, ન્યાલ આવે ઘર ઘાલી;

વહાલો રાખે વેર, ઝેર જેવો તે મીઠો.
જોગી કરે વેપાર, ભોગી ભીખંતો દીઠો;
ઘેલો જાયે છેતરી, બળિયોજી હારી જશે;
રૂડા કંઈ ભૂંડા કહું: શામળ કહે, નામે શું થશે ?
હાથી નામ કહેવાય, બીએ ઉંદરને સાદે;
કપૂર કાળો હોય, શામળો સુંદર વાદે;
રૂપો હોય કરૂપ, ભૂષણમાં દૂષણ ઝાઝાં;
કૃપાલ રાખે કૂડ, ભૂપત વજાડે વાજાં;
આશા ઇચ્છા ઓલગ કરે, કલંક નિર્મળ શિર ચડે;
ફોગટ ફરે કંઈ જોઈતા: શામળ નામને શું રડે ?

### સ્વાધ્યાય

૧ અખાની છેલ્લી લીટીમાં 'સઘળે સરખો રામ' એમ કહ્યું છે, અને શામળ છેલ્લી લીટીમાં સૌને સરખાં ગણતાં મહાપાપ લાગે એમ કહે છે. આ બંને અભિપ્રાય સરખાવો અને તપાસો.

૨ 'નામ' ઉપર નિબંધ લખો.

## ધીરો

[ જેમ નરસિંહનાં પરભાતિયાં, શામળના છપ્પા, ભોજાના ચાબખા તેમ ધીરાની કાફીઓ પ્રસિદ્ધ છે.

પહેલા કાવ્યમાં, પ્રભુની મદદ માગનાર હોલાહોલીનો ભારે મુશ્કેલીભરેલી સ્થિતિમાં કેવી અજબ રીતે બચાવ થાય છે તે સરળ વાણીમાં વર્ણવ્યું છે. ૫ **બિરદ** — પત, પ્રતિજ્ઞા. ૭. **બિલ** — દર.

બીજા કાવ્યમાં પણ એવો જ પ્રસંગ ગૂંથ્યો છે. ૨. **સીંચાણો** — બાજ. ૩. **ઉપન્હેશ** — પડખેનો પ્રદેશ. ૫. **પ્રભુ**—માલિક. 'હે મારા નાથ!' એમ પતિને કહે છે. ૧૦. **સારંગપાણિ**—જેના પાણિ (હાથ)માં સારંગ (ધનુષ્ય) છે. છેવટે આખી કથા જીવાત્મા, શરીર, પરમાત્મા વગેરેને લાગુ પાડી છે. આને **રૂપક** કહે છે. ]

## ૧. હોલો હોલી કહે છે રે

હોલો હોલી કહે છે રે, પ્રભુજી મારી વહારે ચઢો;
બચ્ચાં મારાં માંહે રે, તળે આવી ભીલ ખડો.
બાણ તાણીને ઊભો પારધી, ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સર્પ નીસરિયો, તેણે તો સરી ગયાં કાજ:
ગરુડનો ગામી રે, હરિ બિરદદાર બડો. હોલો૦
વિનતિ સુણી વિઠ્ઠલ પરવરિયા, સાપ માટે નિરવાણ;
બિલને ડસતાં પારધીના, તતક્ષણ લીધા પ્રાણ:
બાણ ત્યાંથી છૂટયું રે, બાજ આવી હેઠો પડ્યો. હોલો૦
જુઓ હરિ કેવા સંકટમોચન, બચ્ચાં બચાવ્યાં કૃપાળ;
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીનદયાળ:
કાળનો કાળ કાળો રે, પ્રહ્લાદની વહારે ચડ્યો. હોલો૦
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય;
સ્વામીસેવાનું ફળ અમોલે, અંત સમે કરે સહાય:
થાય હરિ ઊભો રે, કદી કાળ સામો તડૂક્યો. હોલો૦

## ૨. કપોતની કહે છે રે

કપોતની કહે છે રે, કંથ મારું કહ્યું કરો;
સીંચાણાનો ભય છે રે, પારધીએ બાણ ભર્યો.
અહીંથી ઊડી અળગા રહીએ, આ દેશ તજી ઉપદેશ;
મર્મવચન, પિયુ, મારું રે માનો, અસત્ય નહિ લવલેશ:
પ્રમાદ, પ્રભુ, મૂકો રે, શંક વેણ હૃદે ધરો. કપોતની૦
કપોત કંથ કહે: કાયર કામની, હોનાર પદારથ હશે;
શત્રુનું સાલ સહેજમાં ટળશે, કરતાનું કર્યું થશે:
હૃદયે હરિ રાખો રે, કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચરો. કપોતની૦
જીવ જાયે ઘટેઘટ ગોવિંદ, પલકે અંક પ્રમાણ;
ડગમગતા નમે દિલથી રે ટાળો, સંભારો સારંગપાણ:
ચિંતા ના રાખો રે, દિલથી ના ડરો ડરો. કપોતની૦

અહિ ડસ્યો પારધીને પાયે, તૂટ્યો બાણ તે વાર,
ઊડ્યું શિર સીંચાણા કેરું, એવા કૃષ્ણ કૃપાળુ કરતારઃ
ભાવે ગુણ ભાખો રે, ભવજળ તરો તરો. કપોતની૦
તન તરુવર પ્રાણ પંખીડો, નિવૃત્તિ કપોતની નાર;
અહંકાર અહિ અને જરા પારધી, ક્રોધ સીંચાણો નિરધારઃ
ધીર મુકુંદ મધુસૂદન રે, પલક ન રાખો પરો. કપોતની૦

### સ્વાધ્યાય

૧. બંને પ્રસંગો તમારી ભાષામાં વર્ણવો.
૨. 'કપોતની કહે છે રે'માંનું રૂપક સમજાવો.

## બ્રહ્માનંદ

[બ્રહ્માનંદનાં આ બંને ગીતો સાચી વીરતાનાં લક્ષણ વર્ણવે છે. પહેલા ગીતમાં ત્રીજી કડી છે તે તો અંગ્રેજ કવિ શેક્સપિયરના પ્રસિદ્ધ શબ્દોની યાદ આપે છે. તે કહે છે: 'કાયરો, ખરેખર મરે છે તે પહેલાં, અનેક વાર મરે છે. મોત જ્યારે આવવાનું હશે ત્યારે આવવાનું જ છે, તો પછી તેની ભીતિ લોકો શા માટે રાખતા હશે એની મને નવાઈ લાગે છે.']

### ૧. ટેક ન મેલે રે

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગમાંહી;
ત્રિવિધ તાપે રે, કદી અંતર ડોલે નાહીં.
નિધડક વરતે રે, દઢ ધીરજ મનમાં ધારી;
કાળ કરમની રે શંકા દેવે વિસારી.
મોડું વહેલું રે નિશ્ચે કરી એક દિન મરવું;
જગસુખ સારુ રે, કદી કાયર મન ના કરવું.
અંતર પાડી રે સમજીને સવળી આંટી;
માથું જાતાં રે મેલે નહિ તે નર માટી.
કોઈની શંકા રે કે દિ મનમાં નવ ધારે;
બ્રહ્માનંદના રે વહાલાને પળ ન વિસારે.

## ૨. સાચા શૂરા

પેટ કટારી રે, પહેરી સનમુખ ચાલ્યા;
પાછા ન વળે રે, કોઈના તે ન રહે ઝાલ્યા.
સામાસામા રે ઊડે ભાલા અણિયાળા;
તે અવસરમાં રે, રહે રાજી તે મતવાળા.
સાચા શૂરા રે, જેના વેરી ઘાવ વખાણે; ૫
જીવત જૂઠું રે, મરવું તે મંગળ જાણે.
તેની પેરે રે હરિજન પણ જોઈએ તીખા;
અંતર-શત્રુને રે લાગે અતિવજ્ર સરીખા.
માથું જાતાં રે, મુખનું પાણી નવ જાયે;
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરિને મન ભાવે. ૧૦

### સ્વાધ્યાય

૧. સાચા શૂરવીર કેવા હોય?

૨. જિંદગીમાં ટેકનો મહિમા શો તે બતાવો. આપણા ગુજરાતમાં કોઈ ટેકીલા માણસો થઈ ગયા હોવાનું તમારી જાણમાં છે?

૩. મૃત્યુ તરફ સાચા વીર પુરુષોનું વલણ કેવું હોય?

# પ્રીતમદાસ

[ હરિનો મારગ — કોઈ પણ આદર્શનો માર્ગ કેટલો વસમો હોય છે તેનો પ્રીતમદાસ ખ્યાલ આપે છે. પુત્ર, પૈસો, પત્ની, અરે માથું સમર્પવા તૈયાર હોય તે ઊંચા આદર્શને સિદ્ધ કરી શકે. દરિયાને તળિયેથી મોતી લઈ આવવા જે મરજીવા ડૂબકી મારે છે તેમનો જ દાખલો જુઓ. એ માર્ગ અગ્નિની જ્વાળા જેવો છે. પણ તેમાં જે એક વાર ઝુકાવે છે તે પરમ આનંદ પામે છે. ઊલટું, તેનાથી દૂર ભાગનારાને નસીબે જ છેટે રહ્યા રહ્યા મન બાળવાનું આવે છે. ]

## હરિનો મારગ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.

સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ-અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજનીદિન નરખે જોને.

**સ્વાધ્યાય**

૧. હરિનો મારગ એટલે? એનું વર્ણન કરો.
૨. મરજીવા એટલે?
૩. આ કાવ્ય મોઢે કરો.
૪. પૂજાલાલનું 'મરજીવિયા' તેમના સંગ્રહ 'પારિજાત'માંથી વાંચો.

# બાપુ ગાયકવાડ

[ આપણું જૂનું ગુજરાતી સાહિત્ય ઘણુંખરું ભક્તિસાહિત્ય જ છે. પણ તેમાં પણ કવિઓએ વિવિધતા ઘણી બતાવી છે. નીચેના કાવ્યમાં સરળ અને ચોટદાર વાણીમાં સાચી ભક્તિનું સ્વરૂપ બતાવ્યું છે. મૂર્તિપૂજા, સ્નાન, જપ, ભેખ, વગેરે બહારના આચારને વળગી રહેવાથી કશું વળવાનું નથી, એ સ્પષ્ટતાથી કહ્યું છે.

૨. **મત** — અભિપ્રાય, વાદ, પંથ. જુદા જુદા પંથ શા માટે કાઢો છો? ૪. **લાગા** — કર. પ્રભુને નામે પ્રજા ઉપર જેઓ કર નાખે છે તેમની વિરુદ્ધ કહ્યું છે. કર તે પૈસાનો જ નહિ, આચારનો પણ. એટલે કે રોજ સવાર સાંજ મંદિરે જવું જ જોઈએ, ટીલાંટપકાં કરવાં જ જોઈએ, કથા સાંભળવી જ જોઈએ, વગેરે લાગા જ થયા. ૫. **સૂધું** — સીધું. **વાઘા** — વસ્ત્ર, વેશ, ભેખનાં ભગવાં કપડાં. ૬. **ચીને** — સમજે, ઓળખે.

તો સાદા ગૃહસ્થના વેશમાં રહેનારા. એમને માથે પાઘડી જોઈને રાજના માણસોએ પૈસા માગ્યા. નરભેરામ પાસે હતું શું? પોતે કહે છે તેમ, હતી એક 'હરિ! હરિ!' જપવાની માળા. હવે કરવું શું? આટલું ચાલીને આવ્યા અને દ્વારકાની છાપ (સૌ ભક્તોને શરીર ઉપર દ્વારકા ગયાની નિશાનીરૂપે ત્યાં મળતી તે) વગર જ પાછા જવું પડશે? નરભેરામ એમ હારી ખાય એવા તો હતા જ નહિ. ગોમતીજીના ઘાટ ઉપર જઈને એમણે તો દ્વારકાધીશ કૃષ્ણને સંભળાવવા માંડી. એવી તક એ હાસ્યરસિક ભક્ત ચૂકે પણ ખરા કે? એમણે આ પદ ગાવા માંડ્યું: હે ધોળી ધજાવાળા, તારે પૈસાની તાણ પડી છે? તો લે, આ નરભો તને આજે નાણું આપવા તૈયાર છે. હું આપું એ પૈસા પાછા બરોબર સાચવી રાખજે. તાણીને ગાંઠે બાંધી રાખજે. ને પછી મન ફાવે એમ એ વાપરજે. મારે ભગવાં નથી એટલે હું ભગત નહિ એમ કે? તેં આવી જ પરીક્ષા કરીને છેવટ?...... એ રીતે શ્રીકૃષ્ણને એણે બરોબર ઊધડા લીધા. કૃષ્ણે એની મીઠી ટેકડી સાંભળી કે કેમ તે તો કોણ જાણે, પણ ત્યાં લાગો ઉઘરાવનાર અમલદાર હતો તેણે જોયું કે આ માણસ જુદો જ છે અને એણે નરભાને દર્શનની રજા આપી.

છેલ્લે નરભેરામે પોતાની જોડે ગુરુનું નામ કાવ્યમાં ગૂંથ્યું છે, એ ધ્યાનપાત્ર છે.]

## નાણું આપે નરભો રે

નાણું આપે નરભો રે, વાવરજે છોગાળા;
ગાંઠ બાંધજે તાણી રે, ધોળી ધજાવાળા. ટેક
કપટી કેશવ જાણત તો શાને આવત પચાસ જોજન,
સાંભળ્યું શ્રવણે સાધુને છાપે છે, માટે મળવા ધર્યું મન.
દરશન દોને રે દૂર કરી પાળા. નાણું૦
ભેખ દેખીને અજર નથી કરતા, છાપ આપો છો હરિ;
પાઘડી ભાળી, છાપ ખાળી, છબીલા, પરીક્ષા તો એવી કરી.
સમસ્યા લેજો સમજી રે, જો કહી શાનક કાળા. નાણું૦
હારો છો જનથી, નથી હરવતા, માટે હરિ હઠ મેલ,
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ.
સેવાનું મુજ પાસે રે હરિ હરિ જપમાળા. નાણું૦

### સ્વાધ્યાય

૧. નરભેરામે શી રીતે કૃષ્ણને ઊધડા લીધા?

૨. 'દ્વારકાની છાપ' એટલે? અત્યારે આપણે એ પ્રયોગ આજના જમાનાની બીજી કઈ છાપ માટે કરીએ છીએ?

૩. 'નથી એ તલમાં તેલ' એટલે?

## લજ્જારામ

[આ કવિએ મહાભારતની કથા ઘણી સરળતાથી અને રસથી કહી છે. અભિમન્યુના ચક્રાવાની વાત પ્રસિદ્ધ છે. જલંધરના ત્રાસથી એક બ્રાહ્મણે આવીને પોકાર કરતાં અર્જુન તેનું રક્ષણ કરવા નીકળી પડે છે. કૃષ્ણ પણ અર્જુનના સારથિ એટલે સાથે જ ગયા. અહીં કૌરવોએ ચક્રાગઢ રચ્યો અને કહ્યું કે, 'આ જીતો નહિ તો વનમાં જાઓ.' અર્જુન તો છે નહિ, હવે શું કરવું? એમ સૌ વિમાસણમાં પડ્યા છે. ત્યાં અભિમન્યુ આવે છે. કોઈ બોલતું ચાલતું નથી એટલે એને વળી ખોટું લાગે છે કે, બાપ ઘેર નથી એટલે મારો કોઈ સત્કાર કરતું નથી. (કવિએ એ રીતે મનુષ્યસ્વભાવ બતાવવા પ્રયત્ન કર્યો છે.) રિસાઈને એ જાય છે ત્યારે ભીમ સમજાવે છે કે ચક્રાગઢનો વ્યૂહ (રચના) કોઈ જાણતા નથી તેથી સૌ સૂનસામ બેઠા છે. અભિમન્યુ છ કોઠા જાણે છે. ભીમ સાતમો ગદાથી તોડવાની તૈયારી બતાવે છે ને આમ બંને જણા બધી મૂંઝવણનો ઉકેલ આણે છે. ૩૨. **મામે** — મામાએ — નું બોલચાલનું અશુદ્ધ રૂપ. ૩૭. **બાવનવીર** — વિદ્યા ચૌદ, કળા ચોસઠ, તીર્થ અડસઠ, એમ વીર બાવન કહેવાય છે. હે બાવનવીર જેવા (?) ૪૨. મોટે તો થાણુ (સ્તન)નું ધાવણ છે. રણે કેમ આગમશો-જશો? ૫૧. ફરી.....તું ય — એ પંક્તિ કેટલી લાડ-મમતા-ભરી અને કરુણ છે?

**૫૯ :** દરેક બાળકે અભિમન્યુના આ ઉદ્‌ગાર હૃદયમાં ઉતારવા જેવા છે. એકેએક લીટી, નાના બાળકમાં પણ જગતનું કલ્યાણ કરવાની અને પાપને ઉખાડી નાખવાની કેટલી તાકાત ભરેલી છે, તેનો એક પછી એક ચિત્રો આપણી નજર આગળ દોરીને હૂબહૂ ખ્યાલ આપે છે. મંકોડાનું વર્ણન કવિની નિરીક્ષણશક્તિ બતાવે છે.

**સાખી :** હે ગાવડી, કોણ ત્રણ જણ સુખે ન સૂએ? તો તે અમુક અમુક. ૬૫. રણી–દેવાવાળો. ૭૩. **ગ્રાસ**–કોળિયો. આમાંથી 'ગરાસ' શબ્દ થયો છે. ગરાસ એટલે જાગીર; જાગીરદાર તે ગરાસિયા. 'ર્'વાળા ઘણા તત્સમ શબ્દોને સગવડથી ને સહેલાઈથી બોલવા આપણે ફેલાવ્યા છે. સૂર્ય – સૂરજ, કાર્ય – કારજ, સર્પ – સરપ, ક્રોધ – કરોધ, ત્રાસ–તરાસ. સરપ, કરોધ, વગેરે શબ્દો સાંભળી તે અશુદ્ધ છે એમ ગણવું જોઈએ નહિ. તેને 'તદ્ભવ' ગણવા. આ ક્રિયાને 'વિશ્લેષ' (જુદા પાડવું તે) કહે છે, કેમકે 'ગ્રા'માં ગ્ +રા છે તેમાંના પહેલા અક્ષરને 'અ' આપી જોડાક્ષરને છૂટા પાડ્યો છે. ૭૬. **સહીં**–સિંહ. છેલ્લી લીટી ૭૪ મી લીટીના અંત ભાગના અનુસંધાનમાં છે.]

## બાળુડો અભિમન્યુ

હવે શો કરવો ઉપાય, શોકાતુર થઈ બેઠા રાય;
ચિંતાતુર થયા જેટલે, અભિમન્યુ આવ્યો તેટલે.
ઊઠી કુંવર સભા સંચરે, પગ મૂકે ધરતી થરથરે;
ચાલી સભા મધ્યે આવિયો, માન દઈ નવ બોલાવિયો.
સહુકો નીચું નિહાળી રહ્યા, આવકાર ન કોઈએ કહ્યા;
ક્રોધે ભરાયો તેણી વાર, 'સહુને સારું આણે હાર.
નથી ઘેર પિતા અરજુન, નવ બોલાવ્યો તો રાજન;
પિતા ઘેર હોયે જે વારે, લાડ લડાવે સૌ તે ત્યારે.
પિતા વણ નવ બોલાવે હસી,' એવી વાત તેને દિલ વશી;
દૃષ્ટિ ભરી સભા સામું જોય, કરમાયાં મુખ દીઠાં સહુ કોય.
ફરી વિમાસણ પાછો ફર્યો, ભીમસેને જઈ કર ધર્યો;
'કેમ રિસાઈ જાઓ તન? પૂંઠ ન મૂકે દુર્યોધન.
કહે છતો ચક્રાગઢ પાસ, નહિતર પાછા જાઓ વનવાસ;
ચક્રાગઢ નવ જાણે કોય, તે માટે ચિંતાતુર હોય.'
વળતી બોલ્યો તે અભિમન, 'કાકા, સાંભળો મુજ વચન;
છ કોઠા હું જાણું સાર, સાતમાનો ન જાણું પાર.
સાતમાનું ન જાણું નામ, ત્યાં મરવાનો છે મુજ હામ.'

'સાતમો કોઠો આવે જ્યાંય, મુજને સંભારજે તું ત્યાંય.
જો ન જાણીએ તેનો સાર, મારી ગદા ને નીસરીએ બહાર.'
એવી વાત નહી કરી જ્યારે, સભામાં ભીમ લઈ ગયો ત્યારે.
જુધિષ્ટિર આગળ તે ગયો, કર જોડીને ઊભો રહ્યો;
'હું પુછું, કાકાજી, આજ, શા માટે દુખિયા મહારાજ?'
ત્યારે મુખથી બોલ્યા વચન, 'તું તો સાંભળ મારા તન;
વસમી વાત આવી છે આજ, નથી સૂઝતું કામ કે કાજ.
કોઠાજુદ્ધ તણું છે કામ, કો ન જાણે આણે ઠામ.'
ત્યારે અભિમન્યુ બોલ્યા હસી, 'એ તો વાત મારે મન વસી.
છ કોઠા તો હું જાણું સાર, સાતમાનો ન જાણું પાર.'
ત્યારે જુધિષ્ટિર પૂછે વાત, 'સાંભળને ભાઈ, તું સાક્ષાત.
ભેદ છે છ કોઠાતણા, કહો ભાઈ, તમે ક્યાં ભણ્યા.'
ત્યારે મુખથી બોલ્યો વાત, 'સાંભળો કાકા સાક્ષાત.
હું ભણ્યો છું માને પેટ, છ કોઠાની વિદ્યા ઠેઠ;
મામે મને ભણાવ્યો સાર, છ કોઠાના જાણું પાર.
સાતમો કોઠો આવે જ્યારે, મારું નવ ચાલી શકે ત્યારે.'
ત્યારે તો ભીમ બોલ્યો ગાજી, 'સાતમો કોઠો નાખું ભાજી.
સાતમો છાણમાટીનો હોય, તે તો ભાગી હું નાખું સોય.'
એવી વાત તો સાંભળી જ્યારે, જુધિષ્ટિર મન હરખ્યા ત્યારે.
'ધન ધન રે બાવન વીર, તેં રાખ્યું સભાનું નીર.'
એમ કહી પોતે તતકાળ, કંઠે આરોપી છે રણમાળ.
રાજા સહુ કો વિસ્મય થયા. રણમાળા પહેરી ઘેર ગયા.
માવડી ઘેર કરે પોકાર, કંઠ દીઠી જ્યારે રણમાળ.
'પિતા જાળંધર હણવા ગયો, બાળુડો રણે વાધિયો,'
મોઢે આવે છે થાણ ધાવણ, ક્યમ આગમશો સુત રણ?
વસમા છે કૌરવના પુત, ક્યમ આગમશો નાના સુત?
જેટલાં તરણ ધરતી જાણ, તેટલા ત્યાં પડે નિર્વાણ.
તે માટે કહું વારંવાર, છાંડો અભિમન્યુ રણવટમાળ;

તું છે લાડકવાયો તન, અળગો નથી કર્યો એક દન.
તુજ વિના રહીશ હું કેમ, ટોળાં-વછૂટી હરણી જેમ;
સિંહ દેખી પશુ પામે ત્રાસ, ત્યમ સાંભળી હું થઈ નિરાશ.
ખોળે બેસારીને હું બાળ, ભોજન કરાવું તતકાળ;
આંખથી અળગા થાઓ છો બાળ, પ્રાણ હરી જાઓ છો તતકાળ.
ફરી શું કહેવરાવે તુંય, રણે નહિ જાવા દઉં હુંય.'

૫૬

'મને બાલુડો ન કહેશો, મારી માવડી રે. ટેક
મા બાળે કાને જળમાં પેસી નાથ્યો કાળી નાગ રે;
મા બાળો વીંછી કેટલો, બધે અંગે ઊઠે આગ રે. બા૦
મા બાળો મેઘ જ કેટલો, તે તો નીર ભરે નવખંડ રે;
મા બાળો વજ્ર કેટલો, તે તો પર્વત કરે શતખંડ રે. બા૦
મા બાળો દિનકર કેટલો, બધો અંધકાર પામે નાશ રે,
મા બાળો સિંહ જ કેટલો, તેથી હસ્તી પામે ત્રાસ રે. બા૦
મા બાળો મંકોડો કેટલો, તે તો ખીજ્યો કરડી ખાય રે;
મા મુકાવ્યો મૂકે નહિ, તાણ્યો તૂટી જાય રે. બા૦
મા બાળો હીરો કેટલો, પણ તે તો એરણને વેધે રે;
મા બાળો નોળ જ કેટલો, વડા વશિયરને તે છેદે રે. બા૦
મા બાળો અગ્નિ કેટલો, તે તો દહે બાધું વન રે;
મા બાળો તે નવ જાણિયે, જે આખર ક્ષત્રીતન રે. બા૦

સાખી

અતિ સ્નેહી ને બહુ રણી, જેને વેર ઘણાંય;
સુખે ન સૂએ માવડી, તે તો ત્રણ જણાંય.
નિર્ધન ને વળી બહુ ધની, જેને વેર ઘણાંય;
સુખે ન સૂએ માવડી, તે તો ત્રણ જાણાંય.

ચોપાઈ

ન સૂએ ચાકર ન સૂએ ચોર, ન સૂએ ઘન ગાજતે મોર;
ન સૂએ જેને પુત્રીઓ ઘણી, ન સૂએ બે નારીનો ધણી.

ન સૂએ નિર્ધન ને ધનવંત, ન સૂએ રાજા રાજ કરંત;
ન સૂએ જેને સુખ નહિ ઘેર, ન સૂએ જેને માથે વેર.
ન સૂએ જેનો ગયો શ્વાસ, ન સૂએ રણથી પડ્યો ત્રાસ;
સુખે સૂએ મણિધર સાપ, સુખે સૂએ જેને માથે બાપ.
સુખે સૂએ જોગી અવધૂત, સુખે સૂએ રાજાનો પૂત;
સુખે સૂએ ગુફામાં સહીં, સુખે સૂએ ચિંતા જેને નહીં.
આજ ઘેર નથી અરજુન, સુખે સૂએ જ ક્યાંથી અભિમન?'

## સ્વાધ્યાય

૧. અભિમન્યુ શી રીતે લડવા તૈયાર થયો?
૨. અભિમન્યુ અને તેની માતા વચ્ચેનો સંવાદ રચો.
૩. કોણ સુખે સૂએ? કોણ નહિ?
૪. કદથી કે ઉમરથી કોઈને નાનો ગણવો જોઈએ નહિ એ સમજાવો.
૫. 'નાનાં છતાં મોટાં' ઉપર નિબંધ લખો.

# દયારામ

[નરસિંહ મહેતાનું ચરિત તો ઘણાએ ગાયું છે. ખુદ નરસિંહે 'શામળશાનો વિવાહ' લખ્યો, વિશ્વનાથ જાનીએ 'નરસૈં મહેતાનું આખ્યાન' લખ્યું, પ્રેમાનંદે 'મામેરું', 'હૂંડી' લખ્યાં. પણ 'મીરાં'નું ચરિત્ર કોઈએ ગાયું નથી. હા, ખુદ મીરાંએ 'સાંઢવાળા સાંઢ શણગારજે રે' વગેરે શબ્દોમાં તથા 'રાણે ભેજ્યા ઝહરપિયાલા' વગેરે ભજનવાણીમાં પોતાના જીવનનો આછોપાછો ખ્યાલ આપ્યો છે. પણ કવિ દયારામે તેનું સળંગ વર્ણન આ કાવ્યમાં કર્યું છે.

૭. કવિને ઉદેપુર કહેવું લાગે છે. તેનું સંસ્કૃત રૂપ ઉદયપુર થાય. કવિ ઉદ્યોતપુર આપે છે, તો તે બીજું કોઈ રાજ્ય હશે? ૧૪. **પરી**–જુદી, છેટી. ૧૫. સરખાવો: 'ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.' (માણેક મહેતીનું મૃત્યુ થતાં નરસિંહ મહેતાના ઉદ્દ્ગાર.) ૧૬. રેણ–રજની. ૩૫. પ્રેષ્યો–મોકલ્યો. ૪૩–૪૪. મીરાંના શબ્દો. ૫૬. સારુંસવારું–રૂઢિપ્રયોગ. ૫૭–૫૮. વ્રજમાં એટલે કે જ્યાં કૃષ્ણની પરમાત્મા તરીકે પૂજા થાય છે ત્યાં, પુરુષ તો એક પરમાત્મા (કૃષ્ણ) જ છે, અને સૌ જીવાત્મા તો

ગોપીઓ છે. વૈષ્ણવો આત્મા તે રાધિકા અને પરમાત્મા તે કૃષ્ણ એમ ગણી ભક્તિ કરે છે, અને તેને પ્રેમભક્તિ (લીટી ૭૨) કહે છે. આ શબ્દોથી મીરાં જીવા ગોસાંઈની સંકુચિતતા ઉઘાડી પાડે છે, અને પોતે રાધારૂપ થઈ શક્યા નથી તેથી પરમ પ્રિય તત્ત્વ કૃષ્ણ પરમાત્માથી ઘણા દૂર છે, તે યાદ કરી આપી ટોણો મારે છે. વિવેક–સારાંખોટાંનો ભેદ સમજવાની શક્તિ.

## મીરાં-ચરિત્ર

મીરાં મન મોહનશું માન્યું;
વરિયા વરિયા શ્રીગિરિધરલાલ, જાણે જગ નથી કાંઈ છાનું. ટેક
જેમલ રાઠોડની દીકરી રે, સુણો મેડતા એનું ધામ;
રૂપ ગુણ કોઈ સમોવડ નહિ, રૂડું ધર્યું મીરાંબાઈ નામ. મીરાં૦
જોશીએ વાંચી જનમોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભર નાથને રે, કરશે નંદકુંવરજીશું નેહ. મીરાં૦
ઉદ્યોતપુરનો રાણો રાજિયો રે, તે સાથે કરી રે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે કંઈ લૌકિક રીતે મીરાંબાઈ. મીરાં૦
દેવીને દેવા વધામણાં રે ચાલ્યાં વરકન્યા સહુજન;
રાણે પારવતીજી પૂજિયાં રે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં૦
સાસુ કહે, 'સૌભાગ્ય વધે રે, વહુ. નમો શક્તિને પાય.'
મીરાં કહે, 'મસ્તક મારું નહિ નમે વિના એક શ્રીગિરિધરરાય.' મીરાં૦
સાસુ કહે, 'સામું બોલી, આજથી મારે નથી એ વહુનું કામ.'
પુત્રને કહ્યું: 'એહને રાખો પરી, એક ન્યારું રચાવો એનું ધામ.' મીરાં૦
એવું સુણીને મીરાં મગ્ન થયાં રે, 'ભલું થયું ભાંગી જંજાળ;
સાધુની સંગે દિનરેણ નિર્ગમશું, સુખે સેવીશું, ગાઈશું ગોપાળ.' મીરાં૦
નંદનંદન સાથે ન્યારાં રહ્યાં રે મીરાં, હરિજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ, હરિને લડાવે, કરે લહેર. મીરાં૦
નણંદ આવી મીરાંબાઈની પાસે: 'ભાભી, આ શો માંડ્યો ઉત્પાત?
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહિયર લજાવ્યાં માતતાત. મીરાં૦
અંબર આભૂષણ પહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારો રાણાજી તણે રે, રમી રીઝવી લો ભરથાર. મીરાં૦

છાપાંતિલક આ શી તુલસીની માળા, નાચો કૂદો વેરાગીને વેશ?
સંગ મૂકી દો સાધુ સંતનો રે, રાણાજી તો કરે સુણી ક્લેશ.' મીરાં૦
મીરાં કહે રે, 'બાઈ ક્લેશ ટાળવાનો એક જ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં૦
વળી સોનું રૂપું પહેર્યે રે શું સુધર્યું રે? કાઢી નાંખો એ ડાકડમાળ;
છાપાં તિલક ધરી સાધુમાં બેસો, આ લો પહેરો તુલસીની માળ. મીરાં૦
તમે પણ જનઓ શીદ સાસરે રે, બાઈ વૃથા વટાળો દેહ?
મનગમતા મોહનવર સાથે તમો સર્વ તજીને કરો સ્નેહ. મીરાં૦
કહેજો તમારી માતને રે: વૃદ્ધ થયાં, ગોવિંદગુણ ગાય;
હરિ વિના કોટી દેવ સેવશો, તોયે જનમ મરણ નહિ જાય.' મીરાં૦
સુણી એમ છણકતી ખીજતી રે બાળા આવી બંધવની પાસ;
'ઓ ભાઈ, ભાભી કહે છે થાઓ વેરાગી સહુ, મૂકી દો રાજઆવાસ.' મીરાં૦
એવું સુણીને આવ્યો રોષ રાણાને, પ્રેષ્યો સેવક મીરાંને આવાસ;
'લાવો ખબર, છે શા રંગમાં, કોણ બેઠું છે એની પાસ?' મીરાં૦
અનુચરે આવી એમ કહ્યું જે, 'નથી ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઈ પુરુષ બીજો છે, ઘરમાં થઈ રહી છે થૈથૈકાર.' મીરાં૦
સુણતામાં રાણો થયો રાતડો રે, ખેંચી ખડગ ધાયો તેણી વાર;
પેઠો મીરાંને મહેલે એકલો રે, કોઈ આવે ના, ધાઈ દીધાં દ્વાર. મીરાં૦
આવી જોયું તો મીરાં એકલી રે, પ્રભુએ તેને ના દીધું દર્શન;
પૂછ્યું મીરાંને, 'પેલો પુરુષ ક્યાં છે, તારે લાગ્યું છે જે શું લગન?' મીરાં૦
'કાઢી નાંખોજી આ ક્લેશ કપટ, સંગે નિર્મળ કરો મન,
પ્રેમભક્તિએ પરબ્રહ્મ ભજો તો તમને થાય તેનાં દર્શન.' મીરાં૦
એવું સુણીને આગ લાગી ઘણી રે, પણ ભાન ન આવ્યો ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાપરે એવે, દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં૦
તોયે મૂરખ સમજ્યો નહિ રે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડગ એણે ખેંચિયું રે, ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર. મીરાં૦
છોભો પડ્યો, પાછો ફર્યો રે, રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મીરાંને મોકલ્યો, પીજો કહાવ્યું રાણાએ આણી ઝેર. મીરાં૦

લીધો મીરાંએ મન મગ્ન થઈને રે પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરીખું થઈ ગયું રે, એને સમરથ ધણી ભગવાન. મીરાં૦
મીરાંબાઈ ગયાં વૃંદાવનમાં રે પ્રેમે નીરખ્યા શ્રીવ્રજરાય;
શ્રીજમુનાપયપાન કર્યું ને કરી છવા ગોંસાઈને શિક્ષાય. મીરાં૦
હરિજન જાણી મીરાં મળવાનું કહાવ્યું, તેણે કહાવ્યું, 'ના જોઉં સ્ત્રીનું મુખ.'
મીરાં કહે, 'સારું થયું સવારું, મુજને પરપુરુષ જોયેથી દુઃખ. મીરાં૦
આજ લગી હું એમ જાણતી જે વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો તેમાં ધન્ય તમારો વિવેક.' મીરાં૦
એવું સુણીને જ્ઞાન પામિયા રે, છવા ગોસાંઈ મળ્યા છે સામા ધાઈ;
હળીમળીને હરિની વાત કરીને આવ્યાં મેવાડ દેશ મીરાંબાઈ. મીરાં૦
કરી તૈયારી ચાલ્યાં દ્વારિકા રે, પ્રેમે નીરખ્યા શ્રીરણછોડ;
વાસ પૂરીને પ્રભુજી પાસે રહ્યાં સદા, પહોંચ્યા છે મનના કોડ. મીરાં૦
પાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયું ઊતરી મનનું ઝેર,
'મુખ માગે તે આપું તેહને જે કોઈ લાવે મનાવી મીરાં ઘેર.' મીરાં૦
ઉપરાઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય; ૬૫
'માજી, પધારો મેવાડમાં વહેલાં, રાણાજી તો અન્ન ન ખાય. મીરાં૦
જહાં રે લગી તમો રહેશો દ્વારિકા રે, ત્યાં લગી કરું ઉપવાસ.'
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને આવ્યાં શ્રી પ્રભુજીની પાસ. મીરાં૦
હરિએ હકીકત સાંભળીને રે, ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણસ્વરૂપમાં સમાઈ ગયાં રે મીરાં જેને શ્રીદ્વારિકાનાથ. મીરાં૦ ૭૦
ચરિત્ર એ મીરાંબાઈનું રે જે કો શીખે, સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ તેને મળે ને ત્રૂઠે દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં૦

### સ્વાધ્યાય

૧. મીરાં-ચરિત્ર ટૂંકામાં લખો.
૨. ગોસાંઈજીને મીરાંએ કેવી રીતે જ્ઞાન કરાવ્યું ?
૩. રાણાનું મીરાં તરફનું વર્તન વર્ણવો.
૪. મીરાંના જીવનપ્રસંગોમાંથી તમને કયો ગમે છે ? શા માટે ?

# નર્મદાશંકર

[ આ ચાર કાવ્યો નર્મદનાં કાવ્યોમાં રહેલ વૈવિધ્યનો સારો સરખો ખ્યાલ આપે છે. એ ચારેને સાથે વાંચતાં જાણે જીવન જીવવાની એક દૃષ્ટિ આપણી આગળ રજૂ થતી હોય એમ પણ લાગે. પહેલું કાવ્ય આત્માને ઉદ્‌બોધનનું છે; અને શ્રુતિ ચમત્કારથી ભરેલું છે. માણસ જાગીને સુખ મેળવવા ઝંખે છે; પણ સુખ એમ ને એમ નથી મળતું. એને માટે તો કંઈ કેટકેટલા સંગ્રામ માણસે ખેડવાના હોય છે. સામાન્ય માણસોને માટે એ સંગ્રામ તેનો રોજનો રોટલો મેળવવા પૂરતો હોય છે, જ્યારે ઊંચી કક્ષાના આત્માઓ માટે એ અનેક જાતની સામાજિક, ધાર્મિક, આર્થિક, રાજકીય વગેરે ગુલામીમાંથી મુક્તિ મેળવવાના સંગ્રામનું સ્વરૂપ ધારણ કરે છે. બીજા કાવ્યમાં એવા આત્માને—એવા શૂર પુરુષને શંખનાદ દ્વારા રણમાં ઝૂઝવાનું નોતરું મળે છે. ત્રીજા કાવ્યમાં માણસની બધી પ્રવૃત્તિઓ કે બધા જીવનસંગ્રામ જે સુખ માટે હોય છે તે સુખનો નર્મદ પોતાની દૃષ્ટિએ આપણને ખ્યાલ આપે છે. સુખની કલ્પના દરેક માણસની જુદી હોય છે. કેદથી સામાન્ય માણસ જ્યારે ત્રાસતો હોય છે, ત્યારે સાચો દેશભક્ત કેદમાં સ્વર્ગ કરતાં પણ અધિક સુખ માણતો હોય છે. કેટલાક વાડી, ગાડી ને લાડીમાં જીવનનું સ્વર્ગ ઝંખતા હોય છે, જ્યારે કેટલાકને પોતાની ભગવી કફની, કમંડલુ અને ભભૂત આગળ સ્વર્ગનું સુખ તુચ્છ લાગતું હોય છે. નર્મદ પોતે કોને સાચું સુખ લેખે છે તે બતાવી, એ સુખ જેમાં રહેલું છે તે પરમાત્માનો આપણને ચોથા કાવ્યમાં ખ્યાલ આપી, બધાં સુખના સારરૂપ પરમેશ્વરની ધૂનમાં આપણને ખેંચી જાય છે.]

## ૧. પ્રભાત

(પ્રભાતિયું)

જાગની જીવડા, ગાની તું ગીતડાં બ્રહ્મ કેરાં, હવે વહાણું વાશે,
રાગ પરભાત પર રાખ અનુરાગ બહુ, સફળ આનંદમાં દિન જાશે.
કૂકડે કૂક કો કૂકડાં બોલતાં, ચકલીઓ ચકચક, કાક કાકા;
મધુરી મેના મુખે હરિગુણો સુણતાં, પાપરા થાય ગ્રહ હોય વાંકા.
ઘંટીના ઘોરમાં મેળવી સૂરને, સ્ત્રી વળી ઘરડીઓ ગીત ગાયે; ૫

જેથી સહુ બાળકો, સ્ત્રી, પુરુષો નવાં, લહેર આનંદમાં ઊંઘી જાયે.
તરુણ મહિયારીઓ મારીને કાછડા, નેતરું તાણીને મહી વલોવે;
ઘમ્ ઘમ્ ઘમક ઘમક, ઘમ્ ઘમ્ ઘમ્ નાદ તે, રંગ પરભાતમાં ખૂબ સોહે.
દેવને આરતી થાય છે ઊઠતાં, ઘંટ ઘણણણણ ઘડી ટંટ વાજે;
દેવઆરાધના, શોધ વિદ્યા તણા થાય તેથી બહુ વાયુ ગાજે.
જોત ઝાંખી થઈ, કુમુદની કળી થઈ, કમળ તો ખીલવા માંડશે જો;
ભક્ત સહુ દર્શને, દોડતાં જાય, ને સકળ જન હાટ નિજ માંડશે જો.
ચળકતાં ઝળકતાં, ઓપતાં શોભતાં, ધાતુઓ ને બહુ કાચ શસ્ત્રો,
અરુણ ઉદે થશે, ધુમર પીગળી જશે; જગત પહેરે સુનેરી સુવસ્ત્રો.
જાગની જીવડા, ગાની તું ગીતડાં બ્રહ્મ કેરાં, હવે વહાણું વાશે.

## ૨. શંખનાદ સંભળાયે ભૈયા

શંખનાદ સંભળાયે ભૈયા, શૂર પુરુષને તેડું હો,
શું એ કહે, સાધુ દેહ છોડે ? શું એ કહે, દેવ જાગે હો ?
કારી કારમો ઉગ્ર ઊછળતો, રણનો મુજને લાગે હો. શંખ૦
એ બોલે — શું બેસી રહ્યા છો ? શત્રુએ કોટ પડ્યો હો,
દેશભૂમિ કરી લોહીલોહિયાળી, પુત્ર તણો ઘાણ કાઢ્યો હો. શંખ૦
રક્ષણ કરવા ધાઈ વળો સહુ, હજી રહી છે આશા હો,
સ્નેહ, શૌર્ય ને જુદ્ધકળાથી પડશે સવળા પાસા હો. શંખ૦
રણમાં મૂઆ તોયે રૂડું, દાસપણાથી છૂટશું હો,
ગત પ્રાણીને બંધનનું નથી ભય કો રીતનું કશું હો. શંખ૦
દેશજનની સ્વતંત્રતાને અર્થે વીર ઝૂઝી મરશો હો,
રાહદારી કહે, પ્રભુ સંધાની જયસુખ આશા પૂરશે હો. શંખ૦
હા ભૈયા, હું તો આ ચાલ્યો, શંખનાદ હજુ થાયે હો,
નર્મદ કહે, બીજા વીરો પણ કેસરિયાં કરી જાયે હો. શંખ૦

## ૩. સુખ

સુખિયો નર્મદ પૂરો અહીં, ઉદ્યમ ધરતો ફરતો સહી;
જરૂરનો પૈસો તે રળે, સંતોષે કાળ નિર્ગમે.
કુદરત વાડી સારી ઘણી, તન ગાડી બે ઘોડા તણી;

કવિતા લાડી નર્મદ રાજ, ખરી મોજ કરતો તે આજ.
કોઈ હોયે હાલે મસ્ત, કોઈ હોયે માલે મસ્ત;
કોઈ હોયે ઇશ્કે મસ્ત, સુખિયો નર્મદ ખ્યાલે મસ્ત.
ખુશામતિયા જેને નહિ, દુશ્મન ખોટા મિત્રો નહિ;
રોગી ને લોભી જે નહિ, નર્મદ તે સુખિયો છે સહી.
વિદ્યા સાથે જેને પ્રીત, રસજ્ઞાન નિર્મળ છે નિત;
એકાંતે સાદો જે રહે, સુખિયો નર્મદ તેને કહે.
પસ્તાવો જેને ના હોય, નીતિધર્મે નિશદિન જોય;
મોતશું મળવા જે તૈયાર, ધારો નર્મદ સુખિયો સાર.
દાનદયાથી રાજી રહે, ફરજ બજાવે નિત્યે તેહ;
અદેખાઈ જેને નહિ કાંઈ, સંસારે સુખી નર્મદભાઈ.
દગલબાજ દુનિયાને જોઈ, મિથ્યાવાદ કરે નહિ કોઈ;
બ્રહ્મનું ચિંતન ભાવે કરે, સાચો સુખિયો નર્મદ ઠરે.

## ૪. ઘટ ઘટમાં તું રામ

ઘટ ઘટમાં તું રામ.
રામ ઉપજાવે, રામ બચાવે,
મારે તે પણ રામ,—રામ રામ રે. ઘટ ઘટ૦
રામ સુમતિ દે, રામ કીરતિ દે,
દે મુક્તિ પણ રામ,—રામ રામ રે. ઘટ ઘટ૦
રામ ભીતરમાં, રામ બહિરમાં,
સહુનો સાથી રામ,—રામ રામ રે. ઘટ ઘટ૦

### સ્વાધ્યાય

૧. નર્મદે કરેલું પ્રભાતનું વર્ણન તમારા શબ્દોમાં આપો. આ કાવ્યમાંથી વર્ણ-સગાઈનાં બને તેટલાં ઉદાહરણો આપો.

૨. શંખનાદ શું સૂચવે છે તે સંબંધી કવિ કઈ કઈ શંકાઓ રજૂ કરી છેવટે તેમાંથી કયો સંદેશ તારવે છે તે જણાવો.

૩. સાચા સુખની નર્મદની કલ્પના વર્ણવી, એ કાવ્યમાંની કેટલીક સારી પંક્તિઓ બતાવો.

૪. રામનો મહિમા કવિ કેવી રીતે વર્ણવે છે તે જણાવો.

# નવલરામ

[ 'બેપગાં'ને સારુ જોડેલી 'ચોપગાં'ની આ 'જાન', કવિતામાં કટાક્ષ કેવી સચોટ રીતે કરી શકાય તેનો સરસ નમૂનો છે. પ્રાણીની વાતો જોડી કાઢી તે ઉપરથી બોધ આપવાની રીત બહુ જૂની છે, અને લગભગ દરેક દેશમાં તે પ્રચલિત છે. પંચતંત્ર, હિતોપદેશ, ઈસપનીતિ આદિ કથાઓ આ બાબતમાં જાણીતી છે. આપણા દેશમાં શ્રી. હરવિલાસ સારડાએ બાળલગ્ન ઉપર પ્રતિબંધ મુકાવતો કાયદો વડી ધારાસભા પાસે પસાર કરાવ્યો તે પહેલાં દર વર્ષે લાખ્ખો બાળલગ્ન થતાં. છોકરાં 'પારણાંમાંથી ઝડપાઈ' જાય એમાં કુલિનતા લેખાતી. 'જનાવરની જાન'માં એ કુરૂઢિ ઉપર બહુ અસરકારક કટાક્ષ કરવામાં આવ્યો છે. સ્વ. નવલરામ નર્મદની જેમ એક સુધારક પણ હતા તે આ કાવ્ય ઉપરથી જોઈ શકાશે. આમાં રહેલ હાસ્યરસ તેમના 'ભટનું ભોપાળું' નામના એક નાટકમાં પણ ભારોભાર ભર્યો છે. આપણા એ આદિ વિવેચકની આ અને એવી બીજી સાહિત્યકૃતિઓ જોવા જેવી છે. ]

## જનાવરની જાન

જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે;
બકરીબાઈનો બેટડો પરણે છે આજે.
ઢોલ, નગારાં, ભેર ને સૂર સરણાઈ તીણાં;
સો સાબેલા શોભિતા, બેટા બેટી ઘેટીનાં.
ઠીક મળી ઠઠ લોકની જરા ઠામ ન ઠાલો;
દોડે વરનો બાપ ત્યાં દડબડ દાઢીવાળો.
સાજનનું શું પૂછવું? બકરે કરી જોરો;
ભેગાં કર્યાં છે ભાવથી મોટાં મોટાં ઢોરો.
રાના માના આખલા રાખી શિંગડાં સીધાં;
આગળ માર્ગ સુઝાવના પદ પોલીસ લીધાં.
સાજને શ્રેષ્ઠ જ ઊંટડા લીંડું ઊંચી ઓડે;
એનાં અડારે વાંકડાં દામદારોની ગોડે.
હારમાં એક બે હાથી છે મોટા દાંત જ વાળા:

નીચું ન્યાળીને ડોલતા હીંડે શેઠ સૂંઢાળા.
હાથી ઘોડા તો છે ઘણા, હાર રોકતા પાડા;
કાળા કઢંગા ને થયા ખડ ખાઈ જડ જાડા.
આંખ ફાટી, છાતી નીસરી, કરતા ખૂબ ખૂંખારા;
હીંડે ઊછળતા ઘોડલા શાહજાન થઈ સારા.
ટટ્ટુઓ ટગુમગુ ચાલતાં, પૂંઠે ગરીબ ગધેડા,
હાજી હાજી કરી હીંડતા ટીકા વિના અતેડા.
હારોહાર હજારો આ માંકોડાંઆંટે લપાતા;
કોણ આવે કામળ ઓઢીને? એ તો ગાડર માતા.
પિત્રાઈઓ વેવાઈના એને અક્કલ ન કોડી,
આડા અવળા એકેકની પૂંઠે જાય જો દોડી.
બકરા તો વરના બાપ છે, હોય એનું શું લેખું ?
શું સાગર શિંગડાંતણો હું તે આજે આ દેખું !
વરનો તે ઘોડો આરિયો, વાજે વાજાં વિલાતી;
ભેર, ભૂંગળ ને ઝાંઝરી ભેગું ભરડતી જાતી.
વરરાજા બે માસનું બાળ બેં બેં કરતું,
ઝડપાયું ઝટ ઝોળીમાં, મન માડીનું ઠરતું.
મંગળ બકરી મા'ઈ તો ગાય હરખી હરખી,
જોડે જાનડરાણી ઘણી કોઠે જોવા જ સરખી.
બકરીબાઈઓ નાતની ને બીજી ઘણીઓ
આણી આડોશપાડોશણો બાઈપણી બેનપણીઓ;
ભેંસ, ભૂંડણ ને ઊંટડી, ઘેટી, ઘોડી, ગધેડી,
ગાય, બિલાડી, ઉંદરડી ને એક કૂતરીયે તેડી.
વાંદરીઓ નથી વીસર્યાં, દસ વીસ આ કૂદે !
માથે સામટાં થઈ સૌ સાતે સૂરને છૂંદે;
કોઈ બેંબેં કોઈ ભેંભેં કરે, કોઈ ભૂંકતી ભૂંડું,
કોઈ ચૂંચું, મ્યાઉં મ્યાઉં કરે, વેર વાળે કોઈ કૂંડું,
હૂકહૂક કરતી વાંદરી જોજો નાચે છે કેવી !

ધન ધન બકરી ! ન કોઈની જાન તારા તે જેવી !
ચારપગાંની જાન આ જેડી બેપગાં સારુ;
સમજે તો સાર નવલ બહુ, નહિ તો હસવું વારુ.

### સ્વાધ્યાય

૧. બકરીબાઈના બેટાનું અને એ બેટાની જાનમાં જે જે આવ્યાં તે સહુનું વર્ણન કરો.

૨. આ કવિતામાંથી કેટલીક રમૂજી પંક્તિઓ બતાવો.

૩. પોતે આ કવિતા લખી છે તે અંગે નવલરામને કયો સંતોષ છે ?

૪. આ કાવ્યમાં રહેલો કટાક્ષ તમારા શબ્દોમાં સમજાવો.

૫. બાળલગ્ન ઉપર એક ટૂંકો નિબંધ લખો.

## બાલાશંકર કંથારિયા

[ સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાનાં જાણીતાં કાવ્યોમાં નીચે ઉતારેલા કાવ્યની ગણના થાય છે. સામાન્ય રીતે બોધનાં કાવ્યો હાલ ઓછાં લખાય છે, પણ અગાઉ એ પ્રકારનાં કાવ્યો સારા પ્રમાણમાં લખાતાં. એવાં કાવ્યો કેટલીક વાર શુષ્ક થઈ જવાનો ભય રહે છે, પણ આ કાવ્ય એવા દોષમાંથી મુક્ત છે એટલું જ નહિ, પણ વારંવાર વાંચવું અને યાદ કરવું ગમે એવું છે. એમાંની કોઈ કોઈ પંક્તિઓ તો કહેવતરૂપ થઈ પડે એવી છે.

૨. **પ્યારાએ** — ઈશ્વરે. ૫. **કચેરી** — ઈશ્વરનો દરબાર. ૬. **જગત-કાજી** — દુનિયાના સદસદ્ વર્તનનો ન્યાયાધીશ–પંચાતિયો. ૭. **જગતના કાચના યંત્રે** — દુનિયાની નજરે. દૂરબીન જેવા કાચના યંત્રે જોતાં વસ્તુ હોય તેના કરતાં નજીક દેખાય, અથવા તેને બીજે છેડેથી જોતાં હોય તેનાથી દૂર દેખાય, પણ હોય તેવી તો ન જ દેખાય. એવું જ સૂક્ષ્મદર્શક કાચમાંથી જોવા જતાં પણ થાય. જગત પણ એવું જ કાચનું યંત્ર છે, જે વસ્તુને તેના સાચા સ્વરૂપમાં આપણને નથી બતાવતું. ૧૩. **ઉન્મત્ત** — અહીં આગળ ગાંડાના અર્થમાં. ૨૨. **ચીવટ** — ટેક. ]

### બોધ

(ગઝલ)

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે.

દુનિયાની જૂઠી વાણી વિષે જે દુઃખ વાસે છે,
જરાયે અંતરે આનંદ ના ઓછો થવા દેજે.
કચેરીમાંહી કાજીનો નથી હિસાબ કોડીનો,
જગતકાજી બનીને તું વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરાયે સંગતે રહેજે.
રહેજે શાંતિ-સંતોષે સદાયે નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ કોઈને નહિ કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
ઘડી જાયે ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરું એ સુખ માની લે,
પીએ તો શ્રીપ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.
કટુ વાણી સુણે જે કોઈની વાણી મીઠી કહેજે,
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું ! રહે છે દૂર માગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.
રહી નિર્મોહી શાંતિથી રહે એ સુખ મોટું છે,
જગત બાજીગરીનાં તું બધાં છલબલ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાળા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.
કવિરાજા થયો, શી છે પછી પીડા તને કાંઈ,
નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મગ્ન લેજે.

## સ્વાધ્યાય

૧. આ કાવ્યમાં રહેલા બોધનો ગદ્યમાં સારાંશ આપો.
૨. પ્રારબ્ધ વિષે કવિના વિચાર શા છે તે જણાવો.
૩. કવિ સાચું સુખ શામાં જુએ છે ?
૪. કહેવત જેવી થઈ પડે, એવી આ કાવ્યમાંની કેટલીક પંક્તિઓ નોંધો.

# સુરસિંહજી ગોહિલ – ‘ કલાપી ’

[ આ કાવ્યનું મથાળું ‘ ગ્રામ્ય માતા ’ છે. પણ સંસ્કૃતમાં ગ્રામ્ય શબ્દ પ્રાકૃત, અણઘડ કે જંગલીના અર્થમાં પણ વપરાય છે, જ્યારે આ કાવ્યમાં કવિ ગામડામાં રહેનાર — ભોળી — એવો અર્થ કરે છે. એ અર્થમાં અહીં ગ્રામ્ય શબ્દ લેવો.

આ કાવ્યની કથા અતિ સરળ છે. આવી કથાઓ લગભગ દરેક દેશમાં હશે. ‘ રાજા તેવી પ્રજા ’ એવી આપણી એક જૂની કહેવત છે. એ કહેવત અનુસાર સારા રાજકર્તાના અમલમાં લોકો સુખી રહે. પણ જો રાજા લોકનાં સુખની અદેખાઈ કરે, અરે, લોકો પાસે ઠીક સમૃદ્ધિ છે એમ વિચારી તેમાં ભાગ પડાવી પોતાની તિજોરી તર કરવા વિચાર કરે તો ? આ કાવ્યમાં એ પ્રશ્ન ચર્ચ્યો છે. એમાં થોડોક ચમત્કારનો અંશ પણ કવિએ દાખલ કર્યો છે, પણ એથી કવિતાના હેતુને કંઈ નુકસાન પહોંચતું નથી એટલું જ નહિ, પણ કવિએ જે સ્વાભાવિકતાથી એ ચમત્કારનું વર્ણન કર્યું છે તે ઉપરથી તો એમ જ માનવાનું મન થાય કે આવું જરૂર બને.

આ કવિતામાં કેટલાંક વર્ણનો સુન્દર છે. શરૂઆત જ કેવી સુન્દર છે ! સુરખી-ભર્યો હેમન્તનો મૃદુ રવિ જાણે પહેલી પંક્તિ વાંચતાં આપણે અનુભવવા મંડીએ છીએ, અને બીજી ત્રીજી પંક્તિમાં તો પ્રસન્ન ભૂરું આકાશ અને સવારનો આહ્લાદક શીતળ પવન જાણે આપણને પ્રસન્નતાથી ભરી દે છે. ને પછી આવતું ખેડૂતનાં ગભરુ બાળકોનું વર્ણન ! તાજગી અને તંદુરસ્તી ભર્યાં, ખીલેલાં કમળ જેવા બાળકોના ગાલ જોતાં જાણે તે કમળ તો નથી એમ ભુલાવામાં પડી, સૂર્ય પોતાનાં કિરણો તેની ઉપર ફેલાવે છે. આવું સુરેખ ચિત્ર કવિ જ્યારે આપણા મન આગળ ખડું કરે છે ત્યારે આપણે એના દર્શનમાં મશગૂલ બની જઈએ છીએ. શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસની એક ઘણી જાણીતી પંક્તિ આપણને યાદ આવે છે :

> ગોરે ગાલ અડપલાં કરતો
> શિયાળો આવ્યો સૂસવતો !

શિયાળામાં બાળકોના ગાલ ફાટી જાય તેનું કેવું સુન્દર વર્ણન છે. બાળકોના ગુલાબી ગાલનું કલાપીનું વર્ણન પણ એવું જ મઝાનું છે. એ

વર્ણનની ‘ રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે ’ પંક્તિમાં કવિએ સજીવારોપણ અલંકારનો ઉપયોગ કર્યો છે. કોઈ નિર્જીવ વસ્તુમાં જીવનું આરોપણ કરવામાં આવે તેને સજીવારોપણ કહે છે, જેમકે સંધ્યાએ ગુલાબી સાડી પહેરી. અહીં સંધ્યાની સ્ત્રી તરીકે કલ્પના કરી તેમાં સજીવતા આરોપી છે. આ કાવ્યમાંથી આવાં બીજાં વર્ણન અને ચિત્રોનો આસ્વાદ કરવા માટે એ મોઢે જ કરવું જોઈએ. ]

## ગ્રામ્ય માતા

ઊગે છે સુરખી ભર્યો રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરું છે નભ સ્વચ્છ, સ્વચ્છ, દીસતી એકે નથી વાદળી;
ઠંડો હિમભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દીસે શુક ઊડી ગાતાં મીઠાં ગીતડાં!
મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષિવલોનાં બાલ નાનાં કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે!
વૃદ્ધ માતા અને તાત તાપે છે સગડી કરી;
અહો! કેવું સુખી જોડું, કર્તાએ નિરમ્યું દિસે!
ત્યાં ધૂળ દૂર નજરે ઊડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે:
ટોળે વળી મુખ વિકાસી ઊભાં રહીને,
તે અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં!
ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવી ત્યાં જુએ છે;
ને તેનો એ પ્રિય પતિ હજુ શાંત બેસી રહીને,
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે;
ત્યાં તો આવી પહોંચ્યો એ, અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઊઠી ત્યારે, ‘ આવો બાપુ ’ કહી ઊભો.
‘ લાગી છે મુજને તૃષા, જલ ભરી દે તું મને ’ બોલીને,

અશ્વેથી ઊતરી યુવાન ઊભોને ચારે દિશાએ જુએ.
'મોટો છે રસ ભાઈ! શેલડી તણો' એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઈ ગઈ જ્યાં છે ઊભી શેલડી.
પ્યાલું ઉપાડી ઊભી શેલડી પાસ માતા,
છૂરી વતી જરીક કાતળી એક કાપી.
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.

'બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા,'
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.
કાપી કાપી ફરી ફરી અરે! કાતળી શેલડીની,
એકે બિંદુ પણ રસ તણું કેમ હાવાં પડે ના?
'શું કોપ્યો છે પ્રભુ મુજ પરે?' આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છૂરી ભોંકતી શેલડીમાં.
'રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
'નહિ તો ના બને આવું,' બોલી માતા ફરી રડી.

એવું યુવાન સુણતાં ચમકી ગયો ને
માતા તણે પગ પડી ઊઠીને કહે છે:
'એ હું જ છું નૃપ, મને કર માફ! બાઈ!
'એ હું જ છું નૃપ, મને કર માફ! ઈશ!

'પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે! ત્યારે જ ધાર્યું હતું,
'આ લોકો સહુ દ્રવ્યવાન નક્કી છે, એવી ધરા છે અહીં,
'છે તોયે મુજ ભાગ કૈં નહિ સમો તે હું વધારું હવે,
'શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહિ?

'રસે હવે દે ભરી પાત્ર બાઈ,
'પ્રભુકૃપાએ નકી એ ભરાશે;
'સુખી રહો બાઈ! સુખી રહો સૌ.
'તમારી તો આશિષ માત્ર માગું!'

પ્યાલું ઉપાડી ઊભા શેલડી પાસ માતા,
છૂરી વતી જરી જ કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ભૂંડો વહે રસ અહો! છલકાવી પ્યાલું!

**સ્વાધ્યાય**

૧. આ કાવ્યને ગદ્ય-કથાના રૂપમાં ફરીથી લખો. એમ કરતાં જરૂર જણાયે નવી કલ્પના, નવા ભાવ કે નવા શબ્દોનો ઉપયોગ કરો.

૨. હેમન્ત ઋતુના એક પ્રભાતનું ટૂંકું વર્ણન કરો.

૩. યુવાન આવ્યો ત્યારે બાળકો અને વૃદ્ધો શું શું કરતાં હતાં તે જણાવો.

૪. શેરડીમાંથી રસ શાથી ન નીકળ્યા?

૫. નૃપનો હૃદયપલટો કેવી રીતે થયો તે જણાવો.

૬. 'ગ્રામ્ય માતા' મથાળું બરાબર છે કે કેમ તે ચર્ચો.

# મણિશંકર રત્નજી ભટ્ટ – 'કાન્ત'

[પાંચ પાંડવોમાં સહદેવ ત્રિકાળજ્ઞાની હતો. થનાર ભાવિને તે સ્પષ્ટપણે જોઈ શકતો; પણ તેને એક શાપ હતો. પોતે જે કંઈ જોઈ શકતો તે વગર પૂછ્યે કોઈને પણ કહેવાની તેને મના હતી. આ સંજોગોમાં જ્યારે પોતાના કોઈ સ્વજન ઉપર આપત્તિ ઝઝૂમી રહી હોય, તે આપત્તિને ટાળવાનો ઉપાય પણ સહેલો અને હાથમાં જ હોય, ત્યારે કોઈને ન એ આપત્તિની વાત કરી શકાય, ન કોઈને ચેતાવી શકાય, ન તે સામે કંઈ ઉપાય યોજી શકાય. એ સ્થિતિ કેટલી બધી દયાજનક છે! એનો તો વિચાર કરતાં પણ ત્રાસ છૂટે. સહદેવનું આ જ્ઞાન — આ અતિજ્ઞાન તેને માટે કેવું શાપરૂપ હતું એ મહાભારતમાંથી એક પ્રસંગ લઈ સ્વ૦ કાન્તે આ કાવ્યમાં બહુ સુન્દર રીતે ચીતર્યું છે. આ આપણું એક ઘણું જાણીતું કાવ્ય છે. 'રજની મહીં સખિ, થણીક વેળા' પંક્તિથી શરૂ થતી ચાર લીટી કાન્તની કવિત્વ-શક્તિના સારા નમૂના જેવી છે. સહદેવની એ ઉક્તિમાં કેટલી ઊંડી વેદના કવિએ ઠાલવી છે એ જોવા એ આખી ઉક્તિનું ગુંજન કરવું જોઈએ. ૧. ઉદ્ગ્રીવ — ઊંચે. ૧૬. ભાજન — પાત્ર.]

## અતિજ્ઞાન

(વસંતતિલકા)

ઉદ્‌ગ્રીવ દૃષ્ટિ કરતાં નભ શૂન્ય ભાસે,
ઝાંખી દિશા પણ જણાય અનિષ્ટ પાસે:
જામી ગઈ તરત ઘોર કરાલ રાત,
લાગી બધે પ્રસરવા પુર માંહી વાત.

(અનુષ્ટુપ)

ઇન્દ્રપ્રસ્થજનો આજે વિચારો કરતા હતા;
એક બાબતને માટે શંકા સૌ ધરતા હતા.

(ઉપજાતિ)

સુયોધનપ્રેષિત દૂત એક, દેખાવમાં ઘાતક દુષ્ટ છેક;
જતો હતો અંધ થતી નિશામાં, સુગુપ્ત રાજગૃહની દિશામાં.

(અનુષ્ટુપ)

શાને આવ્યો હશે તેની કલ્પનાઓ ચલાવતા;
ભય સંદેહ દર્શાવી, શિર કોઈ હલાવતા.

(વંશસ્થ)

નિગૂઢ શંકા પુરવાસીઓની આ, જરાય નિષ્કારણ તો નહોતી હા!
કરેલું આમંત્રણ ધર્મરાજને રમાડવા દ્યૂત અનિષ્ટભાજને.

(અનુષ્ટુપ)

હા કહીને રજા આપી યશસ્વી જ્યેષ્ઠ પાંડવે;
બોલાવ્યા ત્રણ બંધુને મળવાને પછી હવે.

(દ્રુતવિલંબિત)

શિશુ સમાન ગણી સહદેવને ખબર આ કંઈયે ન કર્યા હતા;
અવર સર્વ ગયા નૃપની કને, પરમ દુઃખિત અંતરમાં થતા.

(અનુષ્ટુપ)

કનિષ્ટ દ્રૌપદી સાથે પોતાના વાસમાં હતો;
સતી ખેદ હતી જોતી વદને વધતો જતો.

(વંશસ્થ)

ત્રિકાળનું જ્ઞાન હતું કુમારને, નજીક આંખે નીરખે થનારને;
સ્વપક્ષનો દ્યૂત વિષે પરાજય, વળી દીસે દ્રૌપદીમાનનો ક્ષય.

(અનુષ્ટુપ)

જાણે બધું તથાપિ કૈં કહેવાની રજા નહીં;
શમાવી ન શકે તેથી મૂંઝાય મનની મહીં.

(વંશસ્થ)

નહીં શકું છેક બચાવી કોઈને, અશક્ત જેવો રહું બેસી રોઈને;
ખરો દીસે દુઃખદ શાપ આ મને, નિહાળું છું ભૂત, ભવિષ્ય જે કને.

(અનુષ્ટુપ)

'હા ધિક્! હા ધિક્! કૃતઘ્ની હું, આમ મૌન ધરી રહું;
આવતું વાદળું દેખી મુખથી ન કંઈ કહું.'

(વંશસ્થ)

વિચારતાં નેત્ર જળે ભરાય છે, શરીરનું ચેતન ત્યાં હરાય છે;
લઈ જઈને પ્રિય વક્ષની સમી, ગ્રહી કરે મસ્તકથી રહ્યો નમી.

(અનુષ્ટુપ)

રહી જરા ફરી પાછો છૂટો થાય શરીરથી;
'પ્રિયે! સ્પર્શ કરું શું હું! અધિકાર જરા નથી.'

(વંશસ્થ)

'કરાય શું નિષ્ફલ જ્ઞાન સર્વ આ? થનાર ચીજો નવ થાય અન્યથા!
સદૈવ ચિંતા દિલમાં વહ્યા કરું અનેક, હું એકલડો સહ્યા કરું.

(પુષ્પિતાગ્રા)

રજની મહીં સખા, ઘણીક વેળા. નયન મળે નહીં, ઊંઘ જાય ચાલી;
કરી તુજ શિરકેશ સર્વ ભેળા, વદનસુધાકરને રહું નિહાળી.'

(ઉપજાતિ)

આવું કહ્યું ત્યાં શિર શૂળ ચાલ્યું. રહ્યું નહીં મસ્તક મત્ત ઝાલ્યું;
મારી કુમારે અતિ આર્ત્ત હાય, કહ્યું. 'હવે એક જ છે ઉપાય.'
ચાલી જરા ને અહીં એક સીસી, પ્યાલી ભરી દંતથી ઓષ્ટ પીસી;
ખાલી કરી કંઠ વિષે ત્વરાથી. ગયો બધો એ બદલાઈ આથી.

(અનુષ્ટુપ)

સતી બેભાન શય્યામાં ગંધથી જ પડી ગઈ;
સૂતો જ્યોતિષી પ્યાલીને છાતી સાથે જડી દઈ!

**સ્વાધ્યાય**

૧. ઇન્દ્રપ્રસ્થમાં લોકો શાથી વિચારમાં પડી ગયા?

૨. દૂત શો સંદેશ લઈ આવ્યો હતો?

૩. સહદેવને કેમ કંઈ ખબર આપવામાં ન આવી? એ વખતે સહદેવ ક્યાં હતો?

૪. સહદેવે પોતાની ત્રિકાળદૃષ્ટિથી શું જોયું?

૫. દ્રૌપદીને સ્પર્શ કરવાનો પોતાને અધિકાર નથી રહ્યો, એમ સહદેવ શાથી કહે છે?

૬. રજની મહીં ઘણીક વેળા દ્રૌપદીના 'વદનસુધાકરને રહું નિહાળી' એમ કહી સહદેવ શું કહેવા ઇચ્છે છે?

૭. પોતાની અસહ્ય વેદના ભૂલવા સહદેવે શો ઉપાય યોજ્યો?

૮. ઈશ્વરે માણસને પોતાના ભાવિ વિષે અંધારામાં જ રાખ્યો છે તે સારું છે કે નરસું તે સંબંધી તમારા વિચાર જણાવો.

# દામોદર ખુ. બોટાદકર

[ 'ધૂમ્રને' સ્વ. બોટાદકરનું કાવ્ય છે. ધુમાડો ઊંચે આકાશ તરફ જઈ રહ્યો છે તે જોઈ કવિ તેને પૂછે છે : 'હે ધૂમ્ર, આકાશમાં મેઘને ચડતો જોઈ શું તુંયે આકાશે ચડવા ઇચ્છે છે? રહેવા દે, રહેવા દે એ બધાં ખાલી ફાંફાં! ક્યાં મેઘ! ક્યાં તું!' આમ સંબોધન કરી કવિ ધૂમ્રને મેઘની અને ધૂમ્રની યોગ્યતા ઉપર જાણે કે એક નાનું સરખું પ્રવચન આપે છે. આખું કાવ્ય મેઘની ઉદાત્તતા અને ધૂમ્રની અધમતાની સરખામણીથી ભર્યું છે. આ કાવ્યને અન્યોક્તિનો પ્રકાર ગણાવી શકાય. તેમ જ એમાં સંબોધન અલંકારનો પણ ઉપયોગ થયેલો છે. સામે ઊભેલા કોઈને કહેવાનો દેખાવ કરી, ત્રીજાને જ લાગુ પડે એવી રીતે બોલવું તેને અન્યોક્તિ કહે છે. અહીં સંબોધન ધૂમ્રને છે, તે કોઈ સારા માણસની હરીફાઈ કરવા મથતા હલકા માણસને પણ લાગુ પડે છે. એથી એ એક પ્રકારની અન્યોક્તિ થઈ. કોઈ નિર્જીવ પદાર્થ કે ગેરહાજર વ્યક્તિને સંબોધીને કંઈ કથન થાય તેને સંબોધન અલંકાર કહે છે. અહીં ધૂમ્રને સંબોધીને કથન થયું છે. ધૂમ્ર નિર્જીવ છે, તેથી એમાં સંબોધન અલંકાર છે.

૩. **અંબરપથે** — આકાશમાર્ગે. ૬. **સજાતીય** — એક જ જાતનો. એનાથી ઊલટું વિજાતીય. ૭. **સ્વર્માર્ગ** — સ્વર્ગનો અથવા આકાશનો માર્ગ. ૧૩. **માલિન્ય** — મલિનતા, મેલ. ૧૪. **શૈત્ય** — શીતળતા, ઠંડક. ૨૭. **કલ્મષ** — કાળાશ, મેલ. પાપ અથવા એક જાતનું નરક એવા પણ બીજા અર્થો એના થાય છે. **લિપ્ત થાશે** — પ્રસરશે, લીંપાશે. ૩૦. **જીવન** — (૧) જિંદગી, (૨) પાણી. ]

## ધૂમ્રને

(વસંતતિલકા)

આ શ્યામ મેઘ નભમાં ચડતો નિહાળી,
તેમાં દીસે મળી જવા થઈ વૃત્તિ તારી;
રે ! ધૂમ્ર ! અંબરપથે ચડવા ચહે શું ?
ને એથી આશ્રય સમીર તણો કરે શું ?
એવો તને ન અધિકાર, ન શક્તિ તારી,

તારો ન એ ઘન સજાતીય વ્યોમવાસી;
સ્વર્માર્ગ એ વિમળને વસવા તણો છે,
પ્રાણાર્પણે પ્રણયીના હૃદયે ગ્રહ્યો છે.
તું સર્વથા મલિન, નિંદિત ને નઠારો,
ક્યાંથી પવિત્ર પદ એ કદી પામવાનો ?
એ વારિએ જગ વિષે વસી શું કર્યું છે,
એના વિચાર વિણ કાં અથડાય ઊંચે ?
માલિન્ય એ સકળ વિશ્વતણું મટાડે,
સંસર્ગથી પરમ શત્ય વળી પમાડે;
સંતાપ સૌ હૃદયમાં વસીને નિવારે,
ને અન્ય કાર્ય નિજ દેહ ત્યજી સુધારે.
તે સૃષ્ટિને શિર વિહાર કરી શકે છે,
સ્વચ્છંદ સ્વર્ગવનમાં વિચરી શકે છે;
દષ્ટિ વડે પણ જગદ્‌ભય એ હરે છે,
ને શબ્દમાત્ર થકી સાન્ત્વન એ કરે છે.
આ કૈંક કાળ પરશ્રેય કર્યા વિનાનો,
વિતાડવો અહીં પડે ઉર શોક એનો;
એથી ખરે ! વદન ખિન્ન થયું દીસે છે.
ના શ્યામતા તુજ સમી વપુ એ વિષે છે.
તું તો ઘડી અહીં તહીં ફરી આસપાસે,
આ વૃક્ષ, શૈલ. રજમાં પડી શાંત થાશે;
એ સર્વ માંહીં તુજ કલ્મષ લિપ્ત થાશે,
તે મેઘના જળ વિના ન કદાપિ જાશે.
તું સર્વને મલિન સંગતિથી કરે છે,
ને દોષ એ જલદ જીવન દૈ હરે છે;
એવો પરસ્પર વિરોધ જહીં વસે છે,
ત્યાં ઐક્યથી વિલસવા ઉર કાં ચહે છે ?

### સ્વાધ્યાય

૧. અંબરપથે મેઘ સાથે ચડવાનો ધૂમ્રને કેમ અધિકાર નથી ?

૨. વારિએ જગ વિષે શું શું કર્યું છે ?

૩. મેઘમાં જે શ્યામતા દેખાય છે તે શાને લીધે આવ્યાનું કવિ માને છે ?

૪. ધૂમ્રની પ્રવૃત્તિ કઈ કઈ છે અને તેનું શું પરિણામ આવશે ?

૫. ધૂમ્રે કરેલા દોષને અંગે મેઘ શા માટે પ્રાણાર્પણ કરે છે ? એ દોષ કયા ? એ પ્રાણાર્પણ એટલે શું

૬. જેમ આ ધૂમ્ર અને મેઘનું કાવ્ય છે તેમ કાચ અને હીરો, આગિયો અને તારો, દીવો અને સૂરજ, એવાં જુદાં જુદાં જોડકાં વિચારી કાઢી તે ઉપર ટૂંકી ગદ્ય-નિબંધિકા લખો.

# બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

[ 'જૂનું પિયેરઘર.' એ એક સૉનેટ છે. માનવી જીવનનો એક મહત્ત્વનો ભાવ, દંપતીભાવ, આ કાવ્યમાં બહુ જ મુલાયમ રીતે રજૂ કરવામાં આવ્યો છે. પત્નીને પતિની અનહદ ગતિ સાસરે રહેતાં ન દેખાઈ તેટલી પિયેરને ઘેર જવાથી એકાએક દેખાઈ. કેવી રીતે ? પત્ની અનેક વરસે સાસરેથી પોતાને જૂને પિયેરઘેર જાય છે. જાય છે ને જુએ છે તો ઘરના રંગઢંગ ફરી ગયા છે. ક્યાં પોતાનું નાનપણનું ભર્યું ભર્યું કલ્લોલતું નાનાં નાનાં ભાઈભાંડુથી ગાજતું ઘર, ને ક્યાં આ સૂના ઓરડા ને ખાલીખમ મેડી ? પણ મેડીઓ ને ઓરડા ફરી વળીને છેવટે થાક ખાવા ખાટ પર બેઠી ત્યાં સ્મરણોનાં પડ એક પછી એક ઊખળવા માંડ્યાં. પહેલી સાંભરી મા. ( કેટલું સાચું છે ! ) પછી ભવ્ય છતાં ડર ઉપજાવે તેવા નહિ, પણ હસતા મોંને લીધે મીઠા લાગતા, પિતાજી સાંભર્યા. 'વારતા' કહી કહીને નાનાં બાળકડાંને ખુશ કરતી કમ્મરથી વળી ગયેલી દાદીનું ચિત્ર, ત્યાં, નજર આગળ તરી રહ્યું. કેવુંક જાદુ થયું કે ઘરની સૂની મેડી ને સૂના ઓરડા એકદમ જીવતાં માણસોથી ઊભરાવા લાગ્યાં. જ્યાં ઘોર શાંતિ હતી ત્યાં જૂના અવાજો ગાજવા લાગ્યા. વિવિધ પ્રકારનાં વર્તનથી એકમેકને ખુશ કરતાં નાનાં ભાઈબહેન, અરે, લોહીના સંબંધનાં ભાઈબહેન જ નહિ, પણ સરખી ભાવનાઓને લીધે જેમની સાથે સંબંધ

ગયેલો એવાં સોબતીઓ, બધાં આંખ આગળ રમવા લાગ્યાં. અને એ દૃશ્ય કેવું હતું? જાણે પરીઓનું દૃશ્ય. બે જણ દેખાય, ચાર જણ આ બારણેથી અંદર આવે, ચાર જણ પેલે બારણે બહાર નીકળી જાય. જાણે સંતાકૂકડીની રમત! અને બીજી નવાઈની વાત તો એ કે, હમણાં આ બહેનપણી ચાર વરસની દેખાતી હતી તે હમણાં જ પાછી સાતની દેખાઈ ને જોતજોતામાં એ સોળની પણ થઈ ગઈ, ને કાલ એનાં લગ્ન પણ લેવાયાં છે.

એ બધું તો ઠીક, પણ સ્મરણોમાં તરતી આ બધી છબીઓ મનને ગમે એટલી ગમતી હોય છતાં એ સહુથીયે આગળ તરી આવતી આ નવી છબી કોની છે? પતિની જ એ મૂર્તિ! એ ક્યાંથી અહીં આવી? બાળપણના સાથીઓ, ભાઈબહેન અને બહેનપણીઓના ટોળામાં એ ક્યાંથી? એની તો ઓળખાણ પણ કેટલી મોડી થયેલી? પેલાં બાળકોના ટોળામાં એ પણ બાળક બનીને શેનો ભળી ગયો છે? એને એવો બાળકરૂપે જોયો જ કોણે હતો? અને જુઓ તો ખરા! હમણાં ચાર વરસનો. હમણાં નવ વરસનો, હમણાં બાર વરસનો એમ બહુ બહુ રૂપે દેખાય છે! આ તે કેવી નવાઈ!

આનું કારણ એને તરત સમજાઈ જાય છે. આરીથી – લગ્નપ્રસંગથી માંડીને આ ઘડી સુધીમાં પતિની મૂર્તિ હૃદયમાં એવી તો દૃઢપણે છપાઈ ગઈ છે કે કૌમાર – નાનપણમાં પણ બાલવેશ ધારણ કરીને તે સમયનાં બાળમિત્રોના ટોળાની વચ્ચે રમતી, ભળી જતી એ પણ દેખાય છે.

આમ, પિયરઘરમાં હીંડોળાખાટે બેસીને જરી પૂંઠે નજર કરી આખી જિંદગીની યાત્રા પાછે પગલે કરતાં, પતિની 'અનહદ ગતિ' દેખાઈ.

. ૧૨ સહેજે — કુદરતી રીતે. આ શબ્દ જરી ધ્યાનમાં લેવા જેવો છે. સહ + જ (સાથે જન્મેલું) — સહજ એટલે કુદરતી. સરખાવો : અગ્રજ (મોટાભાઈ), અનુજ (નાનોભાઈ), પંકજ (કાદવમાં જન્મેલું, કમળ). આપણે 'સહેજ' શબ્દ 'થોડું'ના અર્થમાં પણ વાપરીએ છીએ : 'સહેજ કહી આપો.' આવા દાખલામાં 'સહજ કહી આપો' એમ કહેવું બરાબર નથી. ]

## જૂનું પિયેરઘર

બેઠી ખાટે, ફરી વળી બધે મેડીઓ ઓરડામાં,
દીઠાં હેતે સ્મૃતિપટ બધાં ભિંતમાં આપ રૂડાં :

માડી મીઠી, સ્મિત-મધુર ને ભવ્યમૂર્તિ પિતાજી,
દાદી વાંકી રસિક કરતી વાતથી બાળ રાજી;
સૂનાં સ્થાનો સજીવન થયાં, સાંભળું બોલ જૂના,
આચારો કૈં વિવિધ ઢબના નેત્ર ઠારે સહુના;
ભાંડુ નાનાં, શિશુસમયના ભાવના સોબતીઓ,
જ્યાં ત્યાં આવી વય બદલી સંતાય, જાણે પરીઓ.

તોયે એ સૌ સ્મૃતિછબી વિષે વ્યાપી લે ચક્ષુ ઘેરી,
નાની મોટી બહુરૂપી થતી એક મૂર્તિ અનેરી :
ચોરીથી આ ઘડી સુધી મહીં એવી જામી કલેજે,
કે કૌમારે પણ મુજ સરે બાલવેશે સહેજે !

એની માટે પિયરઘરમાં જિંદગી જોઈ સારી,
ત્યારે જાણી અનહદ ગતિ, નાથ મારા, તમારી.

### સ્વાધ્યાય

૧. પિયરઘરમાં શું શું જોયું ?

૨. પતિની ' અનહદ ગતિ ' કેવી રીતે જણાઈ ?

૩. તમે કોઈ જૂના પરિચિત સ્થળે ગયા હો ને જે સ્મરણો જાગે તે લખવા પ્રયત્ન કરો.

## અરદેશર ફરામજી ખબરદાર

[ આપણું આ એક જાણીતું કાવ્ય છે. એમાં દેવીના હૃદયમાં રહેલું ઊંડું દર્દ જે કુશળતાથી વ્યક્ત કરવામાં આવ્યું છે તે આ કવિતાને આપણી શ્રેષ્ઠ કવિતાઓમાં સ્થાન અપાવે છે. વાંચનારના મન ઉપર એ દર્દ ઊંડી અસર કરી જાય છે એ આ કાવ્યની સફળતા છે. હિન્દદેવીને આ કાવ્યમાંની દેવી તરીકે કલ્પી કાવ્યને માણતાં હરકોઈના હૃદયના તાર ઝણઝણ્યા વિના નહિ રહે. દેવી બલિદાનની માગણી કરે છે. પણ એ બલિદાન કેવું? થોડાક પૈસા આપ્યા, થોડીક આ સેવા કરી, થોડીક તે સેવા કરી — એવું નહિ. આખી જાતને હોમી દેવાય તોપણ ઓછું. બલિદાનના એક ઝાપટાએ શું વળે ? એ તો ધોધમાર હેલી હોય તો જ

બધી પાળો તૂટે. સિન્ધુ ઊલટી આવતો હોય એવા ભવ્ય બલિદાનની દેવીની યાચનાથી ભર્યું આ કાવ્ય એક વાર વાંચ્યા પછી ભુલાય ખરું? આ સાથે શ્રી. ખબરદારનું 'ગુજરાતનો યજ્ઞકુંડ' અને શ્રી. ઉમાશંકર જોષીનું 'પિપાસા' 'ગંગોત્રી'માંથી અવશ્ય વાંચજો.]

## દેવીનું ખપ્પર

(લાવણી)

ભર ભર મારું ખપ્પર, ભૈયા! ઓ ભારતના વાસી!
ઘર ઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસી:
ખપ્પર ભરો ભરો હો! ધ્રુવ
ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી;
બાર બાર સૈકાથી ભટકું અરે! અરે! ઉપવાસી:
ખપ્પર ભરો ભરો હો! ૧
અંજલી નાખે, ખોબો નાખે, નાખે કો ભર પ્યાલી;
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી:
ખપ્પર ભરો ભરો હો! ૨
ઓ ભૈયા! જુગના જુગ વીત્યા, હવે નહીં એ ચાલે;
નદ ઊલટાવો, સિંધુ ભરાવો—છલછલ ભરો ઉછાળે:
ખપ્પર ભરો ભરો હો! ૩
ગાજવીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાતી;
એક ઝાપટે નવ ચોમાસું: વીર! તૃષા ન છિપાતી;
ખપ્પર ભરો ભરો હો! ૪
જ્યોતિ જ્યોતિ ઘર ઘર જે સળગ્યા, રોતી રોતી શું માગું?
શિર કાપી ખપ્પરમાં નાખો, કરો કાળજું આઘું!
ખપ્પર ભરો ભરો હો! ૫
એક કેસરીની ત્રાડે તો ભરી દીસે વન-વસ્તી;
એક વીરરસની મસ્તીમાં કરુણ તણી ક્યાં હસ્તી?
ખપ્પર ભરો ભરો હો!

અધઊઘડ્યાં દ્વાર પ્રભાનાં: ઓ ભૈયા! ઝટ આવો!
ખપ્પર મારું ભરો વીરત્વે! પૂર્ણ પ્રભા રેલાવો!
ખપ્પર ભરો ભરો હો! ૭

### સ્વાધ્યાય

૧. દેવીનું ખપ્પર ક્યારનું ખાલી છે?

૨. શાથી એ ખપ્પર નથી ભરાતું?

૩. ખપ્પરને કેવી રીતે ભરી દેવા દેવી માગણી કરે છે?

૪. 'એક ઝાપટે નવ ચોમાસું!' આ ઉક્તિમાં શો અર્થ રહેલો છે તે સ્પષ્ટ કરો.

૫. પોતાનું ખપ્પર દેવી શાનાથી ભરાયેલું જોવા ઇચ્છે છે?

૬. વીર અને કેસરીની તુલના કેવી રીતે કરવામાં આવી છે તે બતાવો.

૭. છેલ્લી લીટીનો અર્થ સમજાવો.

૮. આ કાવ્ય મોઢે કરો.

## રામનારાયણ વિશ્વનાથ પાઠક–'શેષ'

[આપણી નવી કવિતાએ આપણી સમાજવ્યવસ્થામાં જે અન્યાય રહેલા છે તે તરફ પોતાની વેધક દૃષ્ટિ નાખવા માંડી છે. આ કાવ્ય એનો એક સારો નમૂનો છે. કટાક્ષપૂર્ણ લખાણોના લેખક 'સ્વૈરવિહારી' તરીકે શ્રી. રામનારાયણ પાઠક આપણા સાહિત્યમાં જાણીતા છે. એમની એ શક્તિનો 'વૈશાખના બપોર'માં આપણને સારો પરિચય મળે છે. ગરીબ ભૂખ્યા સરાણિયાને જોતાં ભરેલાં પેટવાળાની ડાહી ડાહી વાતો આપણા કહેવાતા ભદ્ર સમાજ ઉપરનો એક અતિ સચોટ અને માર્મિક પ્રહાર છે, અને એના વિરોધમાં કવિએ કાવ્યના છેવટના ભાગમાં 'મજૂર પરચૂરણ ને ભિખારીની' મંડળીનું જે ચિત્ર દોર્યું છે તે આ કાવ્યનો અતિ કલાત્મક અંશ છે એટલું જ નહિ, પણ વાંચકના હૃદયના તારોને ઝણઝણાવી તેને વિચાર કરતો કરી મૂકે છે. આ કાવ્યની ભાષા પણ નોંધવા જેવી છે. એમાં એક બાજુથી તળપદી ગુજરાતીના શબ્દો છે. તો બીજી બાજુથી આપણે ત્યાં ધીમે ધીમે પ્રચલિત બની રહેલ બુર્ઝ્વા (Bourgeoise) જેવો પરદેશી શબ્દ પણ આવી ગયો છે; પણ આખું

ચિત્ર આપણા વાસ્તવિક જીવનનું હોઈ, એ બધું કાવ્યમાં સ્વાભાવિક લાગે છે. ]

## વૈશાખનો બપોર

(મિશ્રોપજાતિ)

વૈશાખનો ધામ ધખ્યે જતો'તો.
દહાડો હતો એ કશી કૈં રજાનો,
બપોરની ઊંઘ પૂરી કરીને
પડ્યાં હતાં આળસમાં હજી જનો.
જંપ્યાં હતાં બાળક ખેલતાં એ.
ટહુકવું કોકિલ વીસર્યો'તો,
સંતાઈ ઝાડે વિહગો રહ્યાં'તાં,
ત્યારે મહોલ્લા મહીં એક શૂદ્રના,
શબ્દો પડ્યા કાન : 'સજાવવાં છે
ચાકુ, સજૈયા, છરી, કાતરો કે?'
ખભે લઈને પથરો સરાણનો
જતો હતો શાટલ પૂરેરી જોડા,
માથે વીંટી ફીંડલું લાલ મોટું,
કો મારવાડી સરખો ધીમે ધીમે :
ને તેહની પાછળ છેક ટૂંકાં
ધીમાં ભરંતો ડગલાં જતો'તો.
મેલી તૂટી આંગડી એક પહેરી,
માથે ઉઘાડે, પગ એ ઉઘાડે,
બાહેકનો બાળક એક દૂબળો.
'બસ્યા લખા! ચાલ જરાક જોયેં
એકાદ કૈં જો સજવા મળે ના,
અપાવું તો તુર્ત તને ચણા હું.'

ને એ ચણા-આશથી બાળ બોલ્યો :
'સજાવવાં કાતર, ચપ્પુ કોઈને ?'
એ બાળના સ્નિગ્ધ શિખાઉ કાલા
અવાજથી મેડીની બારીઓએ
ડોકાઈને જોયું કંઈ જનોએ.
પરંતુ જાપાની અને વિલાયતી
અસ્ત્રા, છરી, કાતર રાખનારા
દેશી સરાણે શી રીતે સજાવે ?
ત્યાં કોકને કૌતુક કૈં થયું ને
પૂછ્યું : 'અલ્યા, તું કહીંનો, કહે તો !'
'બાપુ ! રહું દૂર હું મારવાડે.'
દયા બીજાને થઈ ને કહે : 'જુઓ !
આવે જનો દૂર કહીં કહીંથી ?
જુઓ જુઓ દેશ ગરીબ કેવો !'
અને કહે કોઈ વળી ભણેલો,
'આ આપણા કારીગરો બધાએ
હવે નવી શીખવી રીત જોઈએ;
ચાલે નહિ આવી સરાણ હાવાં !'
ને ટાપશી પૂરી તહીં બીજાએ :
'નવી સરાણે જણ એક જોઈએ,
પોષાય ત્યાં આ જણ બે શી રીતે ?'
'બાપુ, સજાવો કંઈ.' 'ભાઈ, ના, ના,
સજાવવાનું નથી કૈં અમારે.'
અને ફરી આગળ એહ ચાલ્યો
'સજાવવાં ચપ્પુ, છરી !' કહેતો;
ને તેહની પાછળ બાળ, તેના
જાણે પડેલા પડઘા સમું મૃદુ
બોલ્યો : 'છરી, ચપ્પુ સજાવવાં છે ?'

જોયું જનોએ ફરી ડોકું કાઢી
કિંતુ સંભાવા નવ આવ્યું કોઈ એ.
થાકી વદ્યો એ પછી મારવાડી:
'બચ્ચા લખા! ઘામ બપોર ટહેલ્યા
છતાં મળી ના પઈની મજૂરી!'
ને ફેરવી આંખ, દઈ નિસાસો
બોલ્યો: 'અરે, ભાઈ, ભૂખ્યા છીએ, દો,
આધાર કૈં થાય જરાક પાણીનો!'
કો બારીથી ત્યાં ખસતો વદ્યો કે,
'અરે! બધો દેશ ભર્યો ગરીબનો,
કોને દિયેં ને દઈએ ન કોને?'
કોઈ કહે: 'એ ખરી ફર્જ રાજ્યની!'
ને કો કહે: 'પ્રશ્ન બધાય કેરો
સ્વરાજ છે એક ખરો ઉપાય!'
ત્યાં એકને કૈંક દયા જ આવતાં
પત્ની કને જૈ કહ્યું: 'કાંઈ ટાઢું
પડેલું આ બે જણને જરા દો!'
'જોવા સિનેમા જવું આજ છે ને!
ખાશું શું જો આ દઈ દૌં અત્યારે,
ભૂલી ગયા છેક જ આવતાં દયા?'
દયા તણા એહ પ્રમાણપત્રથી
બીજું કશું સૂઝ્યું ન આપવાનું!
ને ત્યાં સિનેમા-સહગામી મિત્ર કહે:
'દયાબયા છે સહુ દંભ; મિથ્યા
આચાર બુર્ઝ્વા જન માત્ર કલ્પિત!'
વાતો બધી કૈં સુણી કે સુણી ના,
પરંતુ એ તો સમજ્યો જરૂર:
'મજૂરી કે અન્નની આશ ખોટી!'

છતાં વધુ મંદ થતા અવાજે
એ ચાલિયા આગળ બોલતા કે,
'સજાવવાં કાતર. ચપ્પુ કોઈને!'
મહોલ્લો તજી શહેર બહાર નીકળ્યા,
છાંયે હતી મંડળી એક બેઠી ત્યાં
મજૂર પરચૂરણ ને ભિખારીની,
ઉઘાડતાં ગાંઠ અને પડીકાં
હાંલ્લાં, જરા કૈં બટકાવવાને.
બોલાવિયા આ-પરદેશી બેઉને:
'અરે! જરા ખાઈ પછીથી જાજો!'
હસ્યા, કરી વાત, વહેંચી ખાધું,
ને કૂતરાને બટકુંક નીર્યું.
દયા હતી ના, નહિ કોઈ શાસ્ત્ર:
હતી તહીં કેવળ માણસાઈ!

**'શેષનાં કાવ્યો'**માંથી

## સ્વાધ્યાય

૧. કાવ્યનું બીજું કોઈ મથાળું સૂચવી શકશો? જે છે તે શા માટે રાખવામાં આવ્યું હશે?

૨. આખી કથા તમારા શબ્દોમાં કહો.

૩. ગરીબોને ખરેખર કોણ મદદ કરે છે?

૪. સરાણિયો પોતાને થયેલો અનુભવ કહેતો હોય એ રીતે આખો વૃત્તાંત લખો.

# ઝીણાભાઈ દેસાઈ—'સ્નેહરશ્મિ'

[ આ ત્રણે ગીતો એક જાતની ઊંડી વેદનાનાં છે. પહેલા ગીતમાં જીવનરૂપી નાવનું વર્ણન છે. એની શી દશા છે? સૂર્ય કે ચંદ્રનું કિરણ સરખું જોવા મળતું નથી. યુગયુગનો અંધકાર જાણે ખડકાયો (સંચિત) છે. આસપાસ કાળાં પાણી ધૂઘવે છે. શુભ ભવિષ્યરૂપી અનુકૂળ પવન નથી. ઊલટું, ભૂતકાળનો ભાર (ઓથાર) ડુબાડી દે એટલું દબાણ કરે છે. દીવાદાંડી અરધી પાણીમાં છે અને તેની ઉપર પછડાઈને આશાના ચૂરેચૂરા થઈ જાય એ સ્થિતિ છે. આવા સંજોગોમાં જીવનનાવને તરીને પાર ઊતરવું લગભગ અસંભવિત છે. પણ ન ઊતરે તોયે શું? એવી શી મોટી ખોટ આવી જવાની હતી? એમાં ઓછાં જ હીરા-માણેક-મોતી કે સુવર્ણ છે? કવિ કહે છે: ના, એવું કશું જ નથી. છે માત્ર ભાંગેલાં સ્વપ્નાંના ખંડખંડ થઈ ગયેલા ટુકડા. એને તે તારીને કોણ પાર ઊતારે? આમ અગાધ વેદનાનું આ ગીત છે. વેદના કવિતા દ્વારા ગાવામાં આવતાં મધુર બની જતી લાગે છે? એ પ્રશ્ન નિરાંતે કોક વાર વિચારવા જેવો છે.

બીજા ગીતનો ઉપાડ આપણાં મામેરાનાં ગીતોમાંના એકના ઉપાડની યાદ આપે છે. બહેન વીરાની વાટ જુએ છે. મામેરાનો વખત થયો છે. ઝાડ ઉપર ચડીને જુએ છે, શેરી આખી ઊતરી પડીને સામી જઈને જોવા કરે છે, બેડું લઈ પાણી ભરવાને બહાને કૂવે જઈને દૂર દૂર નજર નાખે છે, કે ભાઈ આવતો જણાય છે? ત્યાં એને વહેલના બળદના ઘૂઘરાનો અવાજ સંભળાય છે ને ધૂળ ઊડતી દેખાય છે. ગીતનો ઉપાડ છે:

હું તો ચંપો ચડું ને શેરી ઊતરું રે.

'ડુંગર ચડું ને—'માં કોઈ અત્યંત મોંઘી અને હાથમાં આવતી આવતી ને છટકી જતી ભાવના માટેનો તલસાટ વર્ણવ્યો છે. મામેરાના ગીતની પેઠે 'સુખી છેવટ' નથી, પણ ભાવનાના ઉદયને માટે વાટ જોયાં જ કરવી એમાં પણ સુખ છે એમ એ વાટ જોનારાઓ તો કહેવાના.

ત્રીજું ગીત જીવનની છેલ્લા પ્રયાણની—મૃત્યુની—ઘડીનું, પરંતુ આનંદભર્યું છે. મૃત્યુ પામેલા પ્રિયજનને જીવંત રહેલ વ્યક્તિ વિદાય આપતાં આપતાં તેના રસ્તાનું બયાન આપે છે, અને છેવટે બંનેના રસ્તા જુદા પડતાં અહીંની આપણી કંગાલ (દીન) ભોમ તરફ આખરી દૃષ્ટિ ફેંકવા વીનવે છે. એનાં સ્વાગત તો વિરાટ સાગરને સામે કિનારે

આવેલા ઘાટ (ઉપર રહેલા દેવદૂતો, સ્વર્ગવાસીઓ, વગેરે) ગાશે એમ કહે છે અને છેવટની વિદાય લઈ પાછાં પગલાં ભરતાં સૌને દિલાસો આપે છે કે, 'દુનિયાનાં કોઈ સ્વજનો રોશો મા. હે દિશાઓ, હે પ્રકૃતિમાતા, તમે પણ શોક ન કરશો. મૃત્યુની આ પ્રયાણ-ઘડી શોક કરવા જેવી નથી, અભિરામ–સુંદર છે.']

## ૧. ભગ્ન સ્વપ્નની નાવ

મારી નાવ કરે કો પાર?
કાળાં ભમ્મર જેવાં પાણી.
જુગ જુગ સંચિત રે! અંધાર.
સૂર્ય ચંદ્ર નહિ, નહિ નભ જ્યોતિ,
રાત દિવસ નહિ સાંજ સવાર!
મારી નાવ કરે કો પાર?
ભાવિના નહિ પ્રેરક વાયુ,
ભૂત તણો દાબે ઓથાર,
અધડૂબી દીવાદાંડી પર
ખાતી આશા મોત-પછાડ!
મારી નાવ કરે કો પાર?
નથી હીરા, નથી માણેક, મોતી
કનક તણો નથી એમાં ભાર.
ભગ્ન સ્વપ્નના ખંડિત ટુકડા
તારી કોણ ઉતારે પાર?
મારી નાવ કરે કો પાર?

## ૨. ડુંગર ચડું ને—

હું તો ડુંગર ચડું ને આભ ઊતરું રે.
એનાં પગલાં જડે નહિ ક્યાંય રે!
ડુંગર ચડું ને આભ ઊતરું રે.

હું તો વીણા વગાડું, નામ ઉચરું રે,
મારો વણસૂણ્યો સાદ શમી જાય રે!
ડુંગર ચડું ને આભ ઊતરું રે.
હું તો દીવા કરું ને જગત નીરખું રે.
એના ઓળા પડે નહિ ક્યાંય રે!
ડુંગર ચડું ને આભ ઊતરું રે.
હું તો વીજે ઝૂલું, સમુદર ઊછળું રે,
એને ઝાલું ઝાલું ને સરી જાય રે!
ડુંગર ચડું ને આભ ઊતરું રે.
હું તો ચાંદા સૂરજે ઊગું આથમું રે.
એનાં ઉગમણાં તેજ ના ભળાય રે!
ડુંગર ચડું ને આભ ઊતરું રે.

## ૩. પ્રયાણ-ઘડી

જો પશ્ચિમ કેરે દ્વાર નમણી સાન્ધ્ય પ્રભા,
વિલસે ત્યાં ઊંડે આભ રંગની સૌમ્ય છટા.
સંધ્યાના ઘેરા બોલ પડે તુજ કાને કે?
નભ તારકના સંદેશ નયન તુજ વાંચે કે?
તુજ ધામ હજી અતિ દૂર હજી પથ આઘે રે!
વચમાં તો ગંભીર-નીર સાગર ગાજે રે!
હોડી જો છેલ્લી એક ઊભી તુજ માટે રે,
વહે આતુર સૌમ્ય સમીર સંધ્યા ઘાટે રે!
જો ક્ષિતિજની રેખા દૂર દીસે ત્યાં ઝાંખી રે,
છે જવાનું તેની પાર રાત વટાવી રે!
ઊગે ત્યાં ઊંડે આભ ઝાંખો તારો રે,
કરી દૃષ્ટિ તે પર થીર પથ જો તારો રે!
હવે જુદા આપણા પંથ સીમા આવી રે,
ઘડી નીરખી લે આ ભોમ દાન અમારી રે!

રે! સૂનાં આ અમ ફૂલ, સૂનો આરો રે,
નહિ ડગવો સૂની ભોમ આત્મા તારો રે!
ભરશે પ્રભુ પ્રેમની જ્યોત પંથ પ્રકાશે રે,
રે! વિરાટ કેરા ઘાટ સ્વાગત ગાશે રે!
નહિ રજની આંસુ સાર, દિશાઓ રોશો મા —
આ પ્રયાણ-ઘડી અભિરામ! પાછું જોશો મા!

### સ્વાધ્યાય

૧. પહેલા ગીતમાં નાવની મુશ્કેલીઓ વર્ણવો.
૨. એ નાવમાં શું છે?
૩. બીજા ગીતનો ભાવાર્થ સમજાવો.
૪. પ્રયાણ-ઘડીનું વર્ણન કોણ કરે છે? વિદાય થતો આત્મા વર્ણન કરતો હોય તેમ લખો.
૫. પ્રયાણ-ઘડીને 'અભિરામ' શા માટે કહી છે?
૬. કોઈ પણ બે ગીત મોઢે કરો. પસંદગીનું કારણ આપી શકશો?

'**અર્ઘ્ય**'માંથી

# ભાનુશંકર વ્યાસ – 'બાદરાયણ'

[નીચે આપેલું કાવ્ય આકાશમાં સંધ્યાકાળે કોઈ એક એકાકી તારિકાને પ્રકાશતી જોતાં પ્રેરાયું છે. વિશાલ વ્યોમનાં અતલ ઊંડાણમાં એ નાનકડી તારિકા ડૂબી નથી જતી, પણ એના શાન્ત તેજથી ઝળહળી રહે છે. એવી જ કોઈ એક બીજી તારિકાનાં પણ કવિ સાથે સાથે દર્શન કરે છે. કઈ હશે એ તારિકા?]

### તારલી

આકાશ-સાગર-સંગમ-ભોમમાં
  સંધ્યાની જ્યોત રમી વિરમે,
અંધારનાં પડ વિશ્વને આવરે,
  આકાશે તારલી એક ઝગે:
  વ્યોમ વિરાટમાં એ ન ડૂબે.

એવી વસી મારે અંતર તારલી.
એનાંય તેજ અનસ્ત રહ્યાં,
વિશ્વને ઘેરતાં, ઘૂમરી ઘૂમતાં,
એને ન વાદળ કોઈ નડયાં:
તેજ એનાં ન જરી પલટયાં.
સૂરજ ચન્દ્રના તેજ તણી મારે
હૈયે જરી નહિ આશ ધરું,
તારલી નાની શી તેજ ઝીણું ઝરે,
અંતર એ જ ઉજાસ ભરું;
અંધાર સાથ એ તેજે લડું,
જીવનમાર્ગ ન ભૂલો પડું.

### સ્વાધ્યાય

૧. ક્ષિતિજ માટે કવિએ કયા શબ્દો વાપર્યા છે?

૨. જેનાં તેજ અનસ્ત (આથમ્યા વિનાનાં) રહ્યાં છે એવી કઈ 'તારલી' કવિને યાદ આવે છે?

૩. એ 'તારલી'ને કેવાં વાદળ નથી નડયાં? એ વાદળ એટલે શું?

૪. એ 'તારલી'ના તેજને પામતાં કવિ પોતાનો સંતોષ કેવી રીતે વ્યક્ત કરે છે તે જણાવો.

૫. 'જીવનમાર્ગ'માં એ તેજ વડે કવિ શું કરવા ધારે છે તે જણાવો.

૬. આ કાવ્યમાં પ્રાસ કેવી રીતે યોજાયા છે તે તપાસી તે ઉપર પાંચ છ લીટીમાં તમારા વિચારો લખો, તેમ જ-ગેય કાવ્યોમાં પ્રાસનું શું સ્થાન હોય છે તે જણાવો.

# મનસુખલાલ ઝવેરી

[ ગરીબોના કરુણ જીવનમાં ડોકિયું કરાવતું આ કાવ્ય છે. મામદને નોકરીએ જવું છે, પણ તેનો નિર્દોષ, નાનો બાળક હઠ લઈને બેઠો છે કે, 'મારેય આવવું છે.' પોતે તેને સાથે લઈ જઈ શકે એમ નથી એ મામદ કઈ રીતે એ બાળકને સમજાવી શકે? અને પોતાને આ બાળકની હઠને લીધે જતાં મોડું થયું છે તેથી અકળાયેલો મામદ પોતાનો રોષ એ બિચારા બાળક ઉપર ઠાલવી, તેને થોડીક ધોલધાપટ કરી, રડાવી, ધુંવાંપુંવાં થતો નોકરી ઉપર જાય છે. ત્યાં તેનાં શેઠાણીએ તેને કયું કામ સોંપ્યું? એ ઘટનામાં આ કાવ્યનો ઊંડો કરુણ રસ રહેલો છે.

આ કાવ્યમાં વર્ણનની સાદાઈ અને સરળ શૈલી સહેજે આપણું ધ્યાન ખેંચે છે. એ સાથે એમાં આલેખાયેલાં સાહેબનાં 'કુલીન' ગૃહિણી પ્રત્યેનો લેખકનો કટાક્ષ પણ આપણા ધ્યાન બહાર નથી રહેવા પામતો. બોલ્યાંની જગ્યાએ 'ઉવાચ' શબ્દ વાપરીને, તેમ જ સાહેબનાં ગૃહિણીને સુલક્ષણાં (સારાં લક્ષણવાળાં) કહી, તેમનાં સારાં લક્ષણ જાણે બતાવવાં હોય તેમ 'મંડી ગયાં દાતણ ચાવવાને' એવું વર્ણન કરી, તથા પુત્રને વર્ણવવા 'એ બાઈના દેવતણા દીધેલ' શબ્દો વાપરી કવિએ કટાક્ષને સચોટ કર્યો છે. આપણી અન્યાયી સમાજરચનાનું આ એક લાક્ષણિક ચિત્ર છે.]

## નોકરી

(મિશ્રોપજાતિ)

'ઊગી ગયો સૂરજ અર્ધ તોયે
લગાડતો મૂરખ વાર, આ તે
સૂહેવાય કેમે જ? થયું છ મોડું
પોસાય ત્યાં કેમ જ લાડ આવાં?'
ને બોલતો મામદ ત્યાંઃ 'અલી એ
જોને રડે આ મુજ સાથ આવવા!
ન જાણતો એટલુંયે ગમાર
કે સા'બને ત્યાં ન અવાય એથી.
શું હોય તે લાડ કદીય આવાં?
છે આવવું, આવવું છે, કરી કરી

જોને રહ્યો માથું જ ખાઈ ક્યારનો !
તું લે છ આ મૂરખને ?' અને ફર્યો
ખિજાઈને હાસમ મેર બોલતાં :
'છે આવવું ને મુજ સાથ તારે ?
લે ! આવજે 'લ્યા, રડજે હવે તું;
થા ચૂપ, બસ્ ચૂપ જ !' એમ બોલી
એને ધરી થપ્પડ એક દીધી.
'મારો છ કાં ? છોકરું આ શું જાણે ?
તેડી જવું ત્યાં જ રહ્યું: નકામો
મારો છ તે ! મારી જ સાવ નાખો.'
બીબી વદી તે બહુ મોડું થાતાં
ન સાંભળી મામદ બ્હાર ચાલ્યો.
ક્રોધે ભર્યો રાક્ષસશો હિમાળો
વીંઝે છ કાળા નિજ કોરડાને;
ને સૂસવી સૂસવી વાયરાઓ
ફુત્કારતા લાખ ફણીધરો શા;
ભેંકાર બાલાં ઊડી ભોંયમાંથી
વીંધી રહ્યાં મામદના શરીરને;
ને હોઠ ભીંસી, જડબું પરાણે
દબાવી, મૂઠી નિજ બેય વાળી,
લપેટતો દુર્બળ દેહ કોટના
કાળા અને જીરણ ચીંથરામાં,
ધપી રહ્યો મામદ ઘેર સા'બના.
'લ્યા ! કેમ 'મોડો ?'
'થયું બાઈ, મોડું.'
'ન ચાલશે એ મુજ ઘેર હાં કે ?
દહાડો ચડે પ્હોર. પછી પધારવું
ધીમે ધીમે,' એ વળી નોકરીની

હતી હશે રીત કયંહી ?' ઉવાચ
સાહેબ કેરાં ગૃહિણી કુલીન.
વળી વદ્યાં: 'મામદ !' 'બાઈ !' 'શાને
ઊભો છ ? જોતો નથી બાઈ ક્યારનો
રડે છ તે ? જા, તું રમાડ એને;
જોજે, જરાયે ન રડે; નહીં તો
જાગી જશે સા'બ કદાચ.' આર્યા
સાહેબનાં એમ વદી સુલક્ષણાં,
મંડી ગયાં દાતણ ચાવવાને.
ને શાપતો રોનલ હાસમાને,
નીચે ગયો મામદ લેઈ 'બાઈ'ને,
અને હસી ફિક્કું જરી પરાણે,
મથે છ રોતા અટકાવવાને
એ બાઈના દેવ તણા દીધેલને.

'આરાધના'માંથી

### સ્વાધ્યાય

૧. આ કાવ્યનું કથાવસ્તુ બરોબર આવી જાય એ રીતે બે પ્રવેશમાં એક ટૂંકો સંવાદ આલેખો.

૨. આ કાવ્યની કથા કયા પ્રસંગોને લીધે કરુણ બની છે તેનો ઉલ્લેખ કરો.

૩. 'ક્રોધે ભર્યાં રાક્ષસશા હિમાળો'થી માંડી 'ધપી રહ્યો મામદ ઘેર સા'બના.' સુધીની પંક્તિઓ ન હોત, તો આ કાવ્યના કથાવસ્તુમાં કંઈ ઊણપ આવત ? એ વર્ણન મૂકવામાં કવિનો કંઈ હેતુ હશે ?

૪. જે સંજોગોમાં અને જે ગતિથી મામદ પોતાના સાહેબને ત્યાં ગયો અને ત્યાં ગૃહિણીએ તેને જે કંઈ કહ્યું તે દર્શાવતું એક ટૂંકું શબ્દ-ચિત્ર દોરો.

૫. આ આખા કાવ્યને ચિત્રો દ્વારા દર્શાવવું હોય તો તમે કેટલાં પ્રસંગ-ચિત્રો દોરશો ?

# ઇન્દુલાલ ગાંધી

[ હિંદુસ્તાનમાં કરોડો માણસને એક ટંક પણ પૂરું ખાવાનું નથી મળતું, અને તેનાથીયે વિશેષ: માણસોને પોતાની લાજ ઢાંકવા પૂરતાં પણ વસ્ત્ર નથી. આવી એક 'ભાણી'નું કરુણ ચિત્ર આ કાવ્યમાં આલેખાયું છે. આપણા દેશની આવી અનેક 'ભાણીઓ'ના હૃદયભેદક દર્શનથી વ્યાકુળ થઈને જ ગાંધીજીએ બધાં વસ્ત્રનો ત્યાગ કરી માત્ર એક કચ્છ જ પોતાને માટે રાખ્યો. આ વિષય ગમે તેવા મોટા કવિની પ્રતિભાને જોમ આપે એવો છે, અને એમ છતાં આપણા દેશની એ તીવ્ર વેદના પૂરેપૂરી વ્યક્ત કદાચ ન પણ થઈ શકે. હીનહીન, દલિત અને શ્રમજીવી વર્ગનાં આપણે ત્યાં જે અનેક કાવ્યો લખાય છે તે વર્ગનું આ કાવ્ય છે.]

## ભાણી

દિવાળીના દિન આવતા જાણી,
ભાદરમાં ધુએ લૂગડાં ભાણી.
માથે હતું કાળી રાતનું ધાણું,
માગી ત્રાગી કર્યો એકઠો સાબુ:
'કોડી વિનાની હું કેટલે આંણુ !'
રુદિયામાં એમ રડતી છાની
ભાદરમાં ધુએ લૂગડાં ભાણી.
લૂગડાંમાં એક સાડલો જૂનો,
ઘાઘરોયે મેલો દાટ કે'દુનો;
કમખાએ કર્યો કેવડો ગુનો ?
તીને ત્રાકાયેલ ચીંથરાને કેમ ઝીંકવું તાણી !
ભાદરમાં ધુએ લૂગડાં ભાણી.
ઓઢણું પે'રે ને ઘાઘરો ધુએ,
ઘાઘરો ઓઢે ને ઓઢણું ધુએ;
બીતી બીતી ચારે દિશામાં જુએ,

એને ઉઘાડાં અંગેઅંગમાંથી આતમા ચૂવે !
લાખ ટકાની આબરૂને એણે સોડમાં તાણીઃ
બાદરમાં ધ્રુએ લૂગડાં ભાણી.
        ઊભાં ઊભાં કરે ઝાડવાં વાતું,
        ચીભડાં વેચીને પેટડાં ભરતી,
        ક્યાંથી મળે એને ચીથરું ચોથું ?
વસ્તર વિનાની ઇસ્તરી જાતને સારુ
પડી જતી નથી કેમ મો'લાતું ?
શિયાળવાની વછૂટતી વાણી.
બાદરમાં ધ્રુએ લૂગડાં ભાણી.
        અંગે અંગે આવ્યું ટાઢનું તેડું,
        કેમ કરી થાવું ઝૂંપડી ભેળું ?
        વાયુની પાંખ ઉડાડતી વેળુ;
જેમ તેમ પે'રી લૂગડાં નાકી,
કેસ, કેબાં — ગડથોલિયાં ખાતી;
કાયા સંતાડતી, ધ્રૂજતી ધ્રૂજતી,
કૂએ પૂહોંચતાં તો પટકાણી
                રાંકની રાણી —
બાદરમાં ધ્રુએ લૂગડાં ભાણી.

'ગોરસી'માંથી

## સ્વાધ્યાય

૧. ભાણી જે સંજોગોમાં લૂગડાં ધોતી હતી તેનું વર્ણન કરો.

૨. ભાણી શા માટે રાત્રે લૂગડાં ધોવા ગઈ ?

૩. ભાણીના હૃદયમાં રહેલો ભયનો થરથરાટ કવિએ પોતાની વાણીના વેગમાં પણ મૂક્યો છે, એવું સૂચવતી કોઈ પંક્તિ બતાવી શકશો ?

૪. બીતી બીતી તે શા માટે ચારે દિશામાં જોતી હતી ? એને કોનો ડર હતો ?

૫. 'રાંકની રાણી' તરીકેના ભાણીના વર્ણનથી શું સમજ્યા તે જણાવો.

૬. આવાં બીજાં કાવ્યોનો ઉલ્લેખ કરો.

# ત્રિભુવનદાસ લુહાર – 'સુન્દરમ્'

[ મેઘમાં રહેલાં અસાધારણ કલા, રંગો અને તેની અનેક લીલાની આ કવિના મન પર બહુ ઊંડી છાપ પડેલી હોય એમ તેમનાં કાવ્યો જોતાં લાગે છે. વાદળીનું નામ આવતાં જ જાણે તેમનું હૃદય આનંદથી થનગની ઊઠે છે. એ થનગનાટ 'કાવ્યમંગલા'માંની એમની 'રંગ રંગ વાદળિયાં' નામની એક કવિતામાં છે. વળી 'વાદળી', 'માગણ' અને 'મેઘનૃત્ય' નામનાં 'કાવ્યમંગલા'માંનાં બીજાં ત્રણ કાવ્યોમાં પણ એ જ વિષય છે. 'દુનિયાનો દાતાર' અને 'બહુરૂપિણી'માં પણ એ જ વિષય છે. 'દુનિયાનો દાતાર' 'કાવ્યમંગલા'માંથી છે. 'બહુરૂપિણી' 'વસુધા'માંથી છે. 'કાવ્યમંગલા'માં એ એક જ વિષય ઉપર અનેક કાવ્ય લખ્યા છતાં એનું આકર્ષણ કવિના મનથી જરાય ઓસર્યું નથી બલકે વધ્યું છે, એ આપણને 'વસુધા'માંની 'બહુરૂપિણી'માંથી દેખાય છે. એટલું જ નહિ, પણ એક જ વિષય ઉપર ઊંડું ચિંતન કરતાં, વારંવાર રટણ કરતાં, તે વિષયના તત્ત્વને કેવી સરસ રીતે પકડી શકાય છે તે પણ એમાંથી માલૂમ પડે છે. 'બહુરૂપિણી'માં કવિ મેઘની લીલાનું વિરલ દર્શન ઝીલી શક્યા છે. 'દુનિયાનો દાતાર'માં મેઘને ધરતીના ધારણહાર તરીકે વર્ણવ્યો છે. ધરતી તો કેવડી મોટી! કેવી વિરાટ! તેનો તો એ ધારણહાર છે જ, પણ નાનકડા નાજુક તરણાનોય તારણહાર મેઘ જ! અને એના હાથમાં એ કેટકેટલી ભેટો લાવ્યો છે તે તો જુઓ! એનાં અમૂલ્ય અમૃત-બિંદુઓથી ધરતીને એ નવાજે છે. તેની આગળ હીરા મોતીનું શું ગજું! અને ધેનુ માટે એ દૂધની ધાર ને બાળગોપાળ માટે મીઠાઈ લાવ્યો છે. એ તો મામો મેઘરાજ!

ધરતી પર આમ એણે લીલાલહેર કરાવી મૂકી. સ્વર્ગનેય તે બાકી રાખે ખરો? ગડગડાટ ડંકા વગાડી સૂતેલા 'ઇન્દરરાજ'ને એણે જગાડ્યા, અને પછી? કવિની વાણીમાં જ એ તો આપણે સાંભળવું જોઈએ.

અને આમ બધાંને જગાડતો, બધાં ઉપર અમૃત-છંટકાવ કરતો એ આવ્યો છે, ત્યારે શિયાળાની અસહ્ય ઠંડી અને ઉનાળાના ધગધગતા અંગારથી બચવા માટીની ચાદર ઓઢી ધરતીમાં પોઢી ગયેલાં બીજ, વેલી વગેરેનું શું? તેમને તો જાણે જીવનસંદેશ જ મળ્યો. તેમની બધી

ચિંતા, બધો તાપ સરી પડ્યો અને પોતાની માટીની ચાદરમાંથી મોં બહાર કાઢી તાજગીભર્યા ચહેરે તેઓ જાણે થનગની રહ્યાં!

આવા આ પરમ ઉત્સવ અને ઉલ્લાસનું અમૃતગાન આ કાવ્યમાં ભર્યું છે. કેવા અનંત આશીર્વાદ જગત ઉપર મેઘ ઉતારે છે તેનું આ સુન્દર વર્ણન ફરી ફરી વાંચી, 'બહુરૂપિણી' વાંચશો તો ખૂબ આનંદ આવશે.]

## ૧. દુનિયાનો દાતાર

ધરતીનો ધારણહાર આવ્યો, ભાઈ,
તરણાંનો તારણહાર આવ્યો, ભાઈ,
હીરામોતીથી મોંઘેરા હાર,
અમૃતબિન્દુના રૂપેરી તાર,
રામની ધેનુના દૂધની ધાર,
　　મોહાઈના ભાર
બાળગોપાળને કાજ લાવ્યો, ભાઈ,
મામો મોટો મેઘરાજ આવ્યો, ભાઈ.　ધરતી૦
આભ માંડે એણે ડંકા વગાડ્યા,
સૂતેલા ઇન્દરરાજ જગાડ્યા.
રાજાએ મેઘના મંડપ બાંધ્યા,
　　જગનને માંડ્યા,
દેવો તણો દરબાર આવ્યો, ભાઈ,
ઇન્દરનો છડીદાર આવ્યો, ભાઈ.　ધરતી૦
માટીની ચાદર ઓઢી સૂતેલાં,
જાગી ઊઠ્યાં બીજ, વેલી ને વેલા,
હૈયે ઝર્યા માને પ્રેમના રેલા,
　　સુધાના ભરેલા
જીવનના સંદેશ લાવ્યો, ભાઈ,
મહેનતના સંદેશ લાવ્યો, ભાઈ.　ધરતી૦

ધરતીએ પંકપલંગ બિછાવ્યા,
મોર બપૈયાના નાચ નચાવ્યા,
ધાન રિઝાવી ખેડૂએ સુવાડ્યાં,
ઢબૂરીને ઊંઘાડ્યાં,
ભોજન કેરો થાળ લાવ્યો, ભાઈ,
રામરાજાનો બાળ આવ્યો, ભાઈ. ધરતી૦
રામરાજા કેરી મહેર ઊતરશે,
ગાય દૂઝી દૂઝી ગોરસ ભરશે,
ખેડૂની ઊની આંતરડી ઠરશે,
ભંડારો ભરશે,
દુનિયાનો દાતાર આવ્યો, ભાઈ,
અમૃતનો અવતાર આવ્યો, ભાઈ. ધરતી૦

'કાવ્યમંગલા'માંથી

### સ્વાધ્યાય

૧. આ કાવ્યના મથાળામાં રહેલું સૂચન વિગતે સ્પષ્ટ કરો.

૨. ઉલ્લાસની લહાણ કરાવતાં કરાવતાં શ્રમના આનંદની પણ મેઘ લોકોને લહાણ કરાવે છે, એવું આ કાવ્યમાં કોઈ જગ્યાએ કવિ સૂચવે છે? એ ઉપરથી તમને એમ લાગે છે કે સાચા આનંદ માટે પ્રમાણિક પરિશ્રમની જરૂર છે?

૩. 'ધરતીએ પંકપલંગ બિછાવ્યા'થી શરૂ થતી આખી કડી સમજાવો.

## ૨. બહુરૂપિણી

[ કાવ્યના શીર્ષકને કવિ શરૂઆતમાં જ જાણે સ્પષ્ટ કરવા ઇચ્છતા હોય તેમ વાદળીને સંબોધી કહે છે: 'તું તો અજબ વેશધારી, અનંત રૂપવાળી છે. આખા બ્રહ્માંડમાં તારું અદ્ભુત નૃત્ય કરતી તું ઘૂમતી રહે છે. તું તો દેવોની કન્યા છે, તારું રૂપ કેવું અલૌકિક છે! પાંપણના પલકારામાં તો સારાં બ્રહ્માંડને તું ભરી દે છે. તારા ખોળામાં મયંક—ચંદ્રથી મઢ્યું આકાશ જાણે ઝૂકી રહે છે!' આમ જુદી જુદી રીતે

વાદળીને વર્ણવી, તેને કવિ પૂછે છે, 'જરીક કહેતી તો જા કે આ બધી લીલા તેં શા હેતુથી આદરી છે? કોનાં ઓવારણાં તું લઈ રહી છે?' પણ આ પ્રશ્નનો જવાબ મળે તે પહેલાં તો કવિ પાછા એના અદ્ભુત રૂપના દર્શનમાં મશગૂલ બની જાય છે. ફરીથી તે ઘેરા આકાશપટે ઘનશ્યામની છાયા જેવી, સવિતાનાં તેજ ઝીલી ઝળહળી રહેલી કોઈ તેજસ્વી સુંદરી જેવી, આખા આકાશમાં રંગછોળ ફેંકતી જાણે વ્યોમની સ્વામિની ન હોય એવી વાદળીની અનેક ક્રિયાઓને મુગ્ધ હૃદયે અવલોકી રહે છે. કઈ કઈ એ ક્રિયાઓ છે? ૧૧ થી ૧૫મી પંક્તિ સુધીમાં એ બધી ક્રિયાઓનું વર્ણન કરી, એને અનંત અંગવાળી છતાં અનંગ — અંગ વિનાની — પૂતળી તરીકે વર્ણવી કવિ પૂછે છે: 'તું ગંભીર મુખ ઢાળી શું નિહાળી રહી છે?' અને તેનો ઉત્તર મળે તે પહેલાં ફરીથી કવિ પાછા પોતાની મનોરમ કલ્પનાઓમાં ગરક થઈ જઈ વાદળીનાં એક એકથી ચઢિયાતાં વર્ણનો આપે છે. ઘડીમાં તેને પીંજેલા પોલ જેવી આકાશને ઘેરી લેતી વર્ણવે છે, તો ઘડીમાં છૂટે અંબોડલે છકેલી કોઈ રૂપ કેરી ત્રેલી જેવી, અથવા તો ભગવાં વસ્ત્રોવાળી કોઈ ભભૂતધારી જોગણી જેવી કે કોઈ ગાલે ગુલાબભરી કોડામણી કન્યા જેવી વર્ણવે છે. ઠેર ઠેર વેરાયેલાં પહેલાં આ વર્ણનોને અંતે એક ને એક પ્રશ્ન કવિ જુદી જુદી રીતે પૂછે છે કે, 'તું છે કોણ? હે અરૂપની ચિતારી! ઓ રંગની ઘેલી કુમારી! તું છે કોણ તે તો કહે!' અને એ પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલાં વળી પાછા કવિ કલ્પનાની પાંખ ઉપર ઊડે છે અને વાદળીની ભવ્ય કલામૂર્તિ સર્જે છે. એ 'ચિતારી' શેના પર ચિત્ર દોરે છે? પહોળા આકાશપટ ઉપર! એના પ્રતીક (મોડેલ–નમૂના)—જેના ઉપરથી એ ચિત્ર દોરે છે તે શું છે? તો કહે છે કે ધરતીના ખંડો! અને આવું ચિત્ર ચીતરવા માટેની પીંછી? વાયુઓની! ને રંગો? સન્ધ્યા અને ઉષાના! અને એ ચિત્ર કેવું થયું? કવિ પોતે જ કહે છે, 'રેખાનો રમ્ય રાસ દોર્યો, જીવનરંગ ઢોળ્યો.' અને એ જીવન-રંગે રંગેલાં ચિત્રો તે શું મનુષ્ય છે? પંખીની પાંખ છે? સિંહ-ફાળ છે? છે શું? કવિ કહે છે, 'ભાઈ, આવાં અંગ, આવી આંખ — આવી અલૌકિકતા તો મેં ક્યાંય નથી જોઈ!' 'તો સાગરની હે લાડી, હે વાદળી! કહે, કહે આ બધી કળા તેં ક્યાં સંતાડી હતી?' આ ભવ્ય કલામૂર્તિનું જ આગળ ચિત્ર દોરતાં એના અસાધારણ રૂપનું એ રૂપને યોગ્ય શબ્દોમાં વર્ણન કરી, પ્રાણભરી છાયા

પાથરતી બ્રહ્માની જોગમાયા અને અનંતની જાયા (ઈશ્વરની પત્ની) તરીકે એને વર્ણવી કવિ પોતાની અતિ સુંદર સ્તુતિ પૂરી કરે છે.

સૂર્ય, ઉષા, મેઘ, વરુણ આદિ કુદરતનાં અતિ ભવ્ય અને મંગલ સ્વરૂપોને આપણા દેશમાં આપણા ઋષિમુનિઓના કાળથી અનેક સુંદર ઋચાઓમાં અર્ઘ્ય અપાતા આવ્યા છે. એ બધા અર્ઘ્યો એ સ્થૂળ નજરે દેખાતા સૌંદર્ય પાછળ રહેલ જે પરમ મંગલ સનાતન સૌંદર્ય છે—જેને ઈશ્વર કે એવા બીજા ગમે તે નામે આપણે ઓળખીએ તેને આપ્યા હોય છે. 'બહુરૂપિણી'માં પણ આપણે ઉપર જોયો તે વાચ્યાર્થ ઉપરાંત ઘણો મોટો વ્યંગ્યાર્થ રહેલો છે. એ વ્યંગ્યાર્થ જુદા જુદા માણસો પોતપોતાની રુચિ અનુસાર જુદો જુદો તારવે. એટલે આપણને એના બીજા અર્થો ન સમજાય તોપણ વાદળીના એક સુંદર વર્ણન લેખે પણ આપણને અપાર આનંદ આપે એવી આ કવિતા છે. જો એમાંથી તમને કોઈ વ્યંગ્યાર્થ શોધી તેનો આનંદ માણવાનું મન થાય તો આ કાવ્ય ઈશ્વરની માયાને કે પ્રકૃતિની લીલાને લાગુ પાડી એનો અર્થ બેસાડવા પ્રયત્ન કરી જોજો.

આ કાવ્યમાં વપરાયેલા પ્રાસો, અને એમાં ઠેર ઠેર વેરાયેલી વર્ણચમત્કૃતિ એની સુંદર કલ્પનાને કેવો સરસ ઓપ ચઢાવે છે તે જોવા જેવું છે. અતિ કોમળ અને અતિ ભવ્ય એવી ભિન્ન કલ્પનાઓનો કવિએ આમાં કેવી સરસ રીતે મેળ સાધ્યો છે એનો પણ અભ્યાસ કરવા જેવો છે.

આ કાવ્યની બધી પંક્તિઓનો પૂરેપૂરો અર્થ કદાચ ન થઈ શકે તો તેથી ન મૂંઝાતાં એ કાવ્યને વારંવાર વાંચી એમાંથી બને તેટલો આનંદ મેળવવો. દરેક વખતે એમાંથી નવો નવો આનંદ મળશે. વાંચતાં જ મોઢે કરવું ગમે એવું આ કાવ્ય એની અનેક ખૂબીઓ માટે સહુ કોઈને મોઢે હોવું જોઈએ.]

તું તો અજબવેશધારી, અનન્ત રૂપવાળી, બહુરૂપિણી !
છન્દ છન્દ નાચે તું ન્યારી, દેવોની દુલારી, બહુરંગિણી !
પાંપણને પલકારે ભરતી ત્રિલોક તું,
અંકે મયંક-મઢ્યું વ્યોમ તારે ઝૂકતું,
વૃન્દના વિહાર તારા ત્રિભુવન વિલોકતું,

સાગરની સુન્દરી હસેતી, દર્શનિયાં દેતી, બહુરૂપિણી !
કોનાં ઓવારણાં લેતી એ વાત જા કે'તી, બહુરંગિણી !
ઘેરા આકાશપટે છાયા ઘનશ્યામની,
સવિતાનાં તેજ ઝીલી ઝળકંતી ભામિની,
રંગછોળ ફેંકતી આ વ્યોમ કેરી સ્વામિની,
ઝૂલે દિશાઓને ઓલે, દિગંતો ઢંઢોળે, બહુરૂપિણી !
છૂપી પ્રગટ રંગ ઢોળે, ક્ષિતિજોને ખોળે, બહુરંગિણી !
પૃથ્વીકિનારે ઘડી લાંબી લંબાઈ તું,
ડુંગરની માળ જેવી ઊંચે ખડકાઈ તું,
ઘુમ્મટ પર ઘુમ્મટ શી ગોળ ગોળ છાઈ તું,
પૂતળી અનંત અંગવાળી, અનંગ તોય ભાળી, બહુરૂપિણી,
ગાઢું ગંભીર મુખ ઢાળી, રહી શું નિહાળી, બહુરંગિણી ?
આછી તરંગમાળ દરિયાની લૂંહેરતી,
પાંખો પસારી ઊડે પીંછાં શાં વેરતી,
પીંજેલા પોલ સમી આભલાને ઘેરતી,
છૂટે અંબોડલે છટેલી, આ રૂપકેરી વેલી, બહુરૂપિણી !
આછેરી ઓઢણી સંકેલી, ઊડે રંગ રેલી, બહુરંગિણી !
ભગવાં ભભૂત ધરી ભીખે શું જોગણી,
કુમકુમની આડ તાણી ભાલે સોહામણી,
ગાલે ગુલાબભરી કન્યા કોડામણી,
ઘૂમે તું કોણ ભેખધારી, વેરાગણ સંસારી ? બહુરૂપિણી !
રંગની ઘડેલી કુમારી, અરૂપની ચિતારી, બહુરંગિણી
સન્ધ્યા ઉષાના આ રંગભર્યા કુંડ જો,
હાથે આ વાયુઓની પીંછીઓનાં ઝુંડ જો,
લીધા પ્રતીક કાજ પૃથ્વીના ખંડ જો,
ઓલ્યો આકાશપટ પ્હોળો, તેં કૂચડો ઝબોળ્યો, બહુરૂપિણી,
રેખાનો રમ્ય રાસ દોર્યો, છબનરંગ ઢાળ્યો, બહુરંગિણી.

ના રે મનુષ્ય, આ ન પંખીની પાંખડી,
ના રે આ સિંહફાળ, પુષ્પોની પાંખડી,
આવાં જોયાં ન કદી અંગ ક્યાંય આંખડી,
રંગ અને રૂપને રમાડી, આ દુનિયા ઉઠાડી, બહુરૂપિણી !
કેંને સાગરની કો લાડી, કળા ક્યાં સંતાડી, બહુરંગિણી ?
પવનની પીંછીએ તું સૃષ્ટિ સરજાવતી,
ઘુમ્મટ આકાશનો બેસે સજાવતી,
બ્રહ્માનાં ચૌદ લોક ચિત્રો લજાવતી,
ફરતી બ્રહ્માંડ પીંછી તારી, સુરેખ ચિત્રકારી, બહુરૂપિણી !
મૂર્તિ આ કોની ઉતારી, અજબ ઓ ચિતારી, બહુરંગિણી ?
માનવનાં વેણમાં ન નેણમાં સમાતી,
સાત સાત રંગમાં ન ઝાલી ઝલાતી,
કલ્પનાની ડાળ તારા ભારથી દબાતી,
પલટંતી વેશ–વર્ણ–કાયા, અનન્ત તણી જાયા, બહુરૂપિણી !
પાથરતી પ્રાણભરી છાયા. બ્રહ્માની જોગમાયા, બહુરંગિણી !

'વસુધા'માંથી

## સ્વાધ્યાય

૧. બહુરૂપિણી ક્યાં ક્યાં રૂપો ધરે છે તે જણાવો. એ બધાં રૂપોમાંથી તમને કયું વધુ ગમ્યું ?

૨. વર્ણનની છટાના સરસ નમૂના તરીકે આ કાવ્યમાંની કઈ પંક્તિઓ તમે રજૂ કરશો ?

૩. વર્ણસગાઈના બને તેટલા નમૂના આ કાવ્યમાંથી આપો. એની આ કાવ્ય ઉપર શી અસર થઈ છે તે જણાવો.

૪. પ્રકૃતિવર્ણનનાં બીજાં ક્યાં ક્યાં કાવ્યો આ સંગ્રહમાં છે ? તેનો ટૂંકો પરિચય આપો.

# કૃષ્ણલાલ શ્રીધરાણી

[ 'પૂજારી' કાવ્યમાં ઈશ્વર પૂજારીને પૂજાનો મર્મ સમજાવે છે. સાચી પૂજા કઈ? ઘંટ વગાડવો, ફૂલમાળા અર્પવી, ધૂપ કરવો એ સાચી પૂજા છે? એ પ્રશ્નનો જે ઉત્તર છે તેમાં જ આ કાવ્યનું હાર્દ રહેલું છે. આ ભાવનું રવિબાબુનું એક અતિ પ્રખ્યાત કાવ્ય ગીતાંજલિમાં છે, જેનું ધ્રુવપદ છે: 'તે (ઈશ્વર) ત્યાં છે જ્યાં દીન, હીન, દલિત, પીડિત, અછૂત રહે છે.' 'પૂજારી'માં એ જ ભાવનો પડઘો છે. ગરીબ અને શ્રમજીવીના જીવન પ્રત્યે સહાનુભૂતિ અને સમભાવનાં આપણા સાહિત્યમાં જે પ્રતિબિમ્બ પડી રહ્યાં છે તેનો આ એક વધુ નમૂનો છે. 'સર્જક શ્રેષ્ઠ આંગળાં'માં આપણા દેશની એક અતિ કરુણ કથા આલેખાઈ છે. ઢાકાની મલમલ જેવા અતિ બારીક કાપડ વણનાર આપણા કારીગરોએ પોતાના અંગૂઠા કાપી નાખ્યા હતા, તે અતિ કમકમાટી-ભરી કથા છે. તે કથાને અહીં કવિએ અસરકારક રીતે ગૂંથી છે. પ્રસંગને અનુરૂપ વાતાવરણ કવિએ ઊભું કરી છંદ પણ એ વાતાવરણને વેગ આપે એવો પસંદ કર્યો છે. આ ઘટના માટે સૂર્યાસ્તની વેળા પસંદ કરી કવિએ ઘણું ઔચિત્ય વાપર્યું છે. સન્ધ્યા જે અનેક અર્થની સૂચક છે તે તો એમાં આવી જ જાય છે, પણ તે સાથે સંધ્યાકાળ જે ગંભીરતા અને વાતાવરણની ઘેરાશ સૂચવે છે તે પણ એમાં આવે છે, અને આ પ્રસંગ પણ એવો જ ગંભીર અને ગમગીન છે ને! સૂર્યાસ્તના વર્ણનમાં કવિએ સજીવારોપણ અલંકારનો ઉપયોગ કર્યો છે. ]

## ૧. પૂજારી

ઘંટના નાદે કાન ફૂટે મારા,
ધૂપથી શ્વાસ રૂંધાય;
ફૂલમાળા દૂર રાખ, પૂજારી,
અંગ મારું અભડાય;
ન નૈવેદ્ય તારું આ!
પૂજારી, પાછો જા!

પ્રેમનાં આ ભવ્ય મહાલય,
બંધન થાય મને;

ઓ રે પૂજારી! તોડ દીવાલો,
પાષાણ કેમ ગમે?
ન પ્રેમનું ચિહ્ન આ!
પૂજારી, પાછો જા!

એરણ સાથ અફાળે હથોડા
ઘંટ તણા ઘડનાર;
દિન કે રાત ન નીંદર લેતો,
(ને) નૈવેદ્ય તું ધરનાર?
ખરી તો એની પૂજા!
પૂજારી, પાછો જા!

દ્વાર આ સાંકડાં કોણ પ્રવેશે?
બહાર ખડી જનતા;
સ્વાર્થ તણું આ મંદિર બાંધ્યું,
પ્રેમ નહિ પથરા;
ઓ તું જોને જરા!
પૂજારી, પાછો જા!

માળી કરે ફૂલ મહેકતી વાડી,
ફૂલને તું અડ કાં?
ફૂલ ધરે તું: સહવા એને
તાઢ અને તડકા!
એ તે પાપ કે પૂજા?
પૂજારી, પાછો જા!

ઓ રે પૂજારી! આ મંદિર કાજે
મજૂર વહે પથરા;
લોહીનું પાણી તો થાય એનું,
ને નામ ખાટે નવરા;
અરે, તું ના શરમા?
પૂજારી, પાછો જા!

ખેડૂતને અંગ મોટી ભરાતી,
અર્ઘ્ય ભર્યો નખમાં;
ધૂપ ધર્યો પરસેવો ઉતારી,
ઘંટ બજે ઘણમાં:
પૂજારી સાચો આ!
પૂજારી, પાછો જા!

## ૨. સર્જક શ્રેષ્ઠ આંગળાં

(મિશ્રોપજાતિ)

'બેટા! અહીં એ છરી કાં ન આણે?'
વદી ફરી વૃદ્ધ નમી ઊભો થયો;
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
ધરી ભીનાં નેન નીચાં, શમી ગયો.
ત્રિભંગથી સહેજ છટા પ્રસારી,
ભરી બધે સ્વાંગ સુવર્ણ રંગના;
સંધ્યા તણા કેશ જરા સમારી,
ડૂબે રવિ શાશ્વત કાલગંગમાં.
'બેટા! અહીં એ છરી કાં ન આણે?'
વદી ફરી વૃદ્ધ નમી ઊભો થયો;
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
અનંત આરે કંઈ શોધવા ચહે.
ગ્રહી છૂરી, ઓષ્ઠ સુમંદ ધ્રૂજે;
લહી રહે પાંચ સુરેખ આંગળાં—
ને આંખમાં ભાવ અકથ્ય સૂઝે,
ધીમે ધીમે શબ્દ સરંત પાંગળા—
'જનો તણી લાજ તમે વિદારી,
ઢાંક્યા તમે લોક ધ્રૂજંત ટાઢમાં;
ઢાંકી જરા, સુંદરતા પ્રસારી,
લૂછ્યા ભીના દેહ તમે અષાઢમાં

દિલ્હી તણી એ નવયૌવનાઓ,
સજી સુવસ્ત્રો શબનમ્ સમાં વણી;
કૃતાર્થ ભાવે સજી નૂરજહાંઓ,
હવા સમાં ચાર ઝીણાં વણી વણી.

પરંતુ એવી તમ સૌ કળાએ
ગુલામ શો આજ મને કરી મૂક્યો;
કલા તણી સુંદર સર્જનાએ
હીણો કર્યો આજ મને.' વદી ઝૂક્યો.
રહી ગયા હસ્ત વહંત પાંગળા !
નીચે પડ્યાં સર્જક શ્રેષ્ઠ આંગળાં !

'કોડિયાં'માંથી

## સ્વાધ્યાય

૧. સાચા પૂજારી તરીકે કવિ કોને વર્ણવે છે ?

૨. મંદિરનાં દ્વારને સાંકડાં કેમ કહ્યાં છે ?

૩. કાપતા પહેલાં પોતાનાં સુરેખ આંગળાંને જોતાં વૃદ્ધના મનમાં જે મંથન થયું હશે તેનું વર્ણન કરો.

૪. 'સર્જક શ્રેષ્ઠ આંગળાં'માંના અલંકારો ઓળખાવો.

૫. 'કલા તણી સુંદર સર્જનાએ હીણો કર્યો આજ મને'— આવું એ વૃદ્ધ શા માટે કહે છે ?

# ઉમાશંકર જોષી

## ૧. કુતૂહળ

[ગાડી જોરમાં ચાલી જતી હોય ત્યારે અંદર બેઠેલાને બહાર નજર કરતાં જે અનુભવ થાય તે કવિએ 'કુતૂહળ'માં ગૂંથ્યો છે. રેલવે ઉપર આવેલાં વૃક્ષો દેખાય ન દેખાય ત્યાં તો કેવાં દૂર દૂર સરી જાય છે! પણ દૂર દૂરનાં ઝાડો, અને તેનાથીય દૂરના પહાડો અને તેથીય દૂરના ચંદ્ર અને તારા — તે બધા પણ નજીકનાં ઝાડની જેમ સરી જાય છે? આ પ્રશ્નનો તમે શો ઉત્તર આપશો? એ ઉપરથી કયું રહસ્ય તારવશો? તમારા ઉત્તરો નક્કી કરીને જ કવિતા વાંચજો અને જોજો કે કવિ જે જોઈ શક્યા છે તે તમે જોયું છે કે કેમ. આ સાથે 'તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના' નામનું શ્રી. રવિબાબુનું એક કાવ્ય જેનું શ્રી. મહાદેવ દેસાઈએ ભાષાંતર કરેલું છે તે વાંચજો. તેમાંથી નીચેની પંક્તિઓ કાળજીપૂર્વક વાંચજો:

સુણી તારા મુખની વાણી,
વીંટળાશે વનવનનાં પ્રાણી,
તોય તારા ઘરના ઘરમાં
          પથ્થરો પીગળશે ના!

આ પંક્તિના અર્થની નજીક આવે એવી કઈ પંક્તિઓ 'કુતૂહળ'માં છે? આ કાવ્ય ઘણું નાનું છે પણ કવિએ જે રીતે શબ્દરચના કરી છે તે જોઈએ: અક્ષરમેળ છંદોમાં શબ્દોનો ક્રમ તો નક્કી જ હોય છે, એટલે કે, ક્યાં લઘુ હોવો જોઈએ, ક્યાં ગુરુ હોવો જોઈએ તે તો પહેલેથી જ નક્કી હોય છે. દરેક છંદમાં એ લઘુગુરુની ગોઠવણી એ રીતે કરવામાં આવી હોય છે કે તેના ઉચ્ચારમાંથી એક પ્રકારની સુંદર સુરાવટ જામે. આ સુરાવટને કવિઓ વર્ણસગાઈ તથા પ્રાસ વગેરે દ્વારા વળી વધુ બહલાવે છે. જેમકે

સમીપનાં જે સ્વજનો સદા તે

આ પંક્તિમાં 'સ'નાં થતાં આવર્તનો અને 'સમીપનાં જે' માંના 'નાં જે' અને 'સદા તે'માંના 'દા તે'માંના સ્વરપ્રાસથી થતી કર્ણપ્રિયતા છંદને વધુ ખીલવે છે. એવી જ રીતે જોડાક્ષરોમાંથી થતા થડકારની વિવેકભરી ગોઠવણીથી પણ આ સુરાવટને વધુ પ્રાણવાન બનાવી શકાય છે.

એવી જ રીતે એક સાદી ઘટનામાંથી કોઈ મોટું સત્ય તારવી કવિતામાં ચમત્કાર આણી શકાય છે, અને સામાન્ય માણસના ધ્યાનમાં પણ ન હોય એવો કોઈ મોટો અર્થ કવિ મૂકી દે છે. આ કાવ્યની છેલ્લી ચાર પંક્તિ એના નમૂનારૂપ છે.]

(મિશ્રોપજાતિ)

મુસાફરી ગાડી વિષે કરંતાં
જોયા કર્યું છે શિશુ જેમ, નાનો
હતો શિશુ ત્યારથી કૌતુકે મેં
ઉઘાડી બારી તણી આરપાર :
સમીપનાં વૃક્ષ પ્રતીપવેગે
સરી જતાં દૃષ્ટિ સમક્ષથી રે,
પરંતુ પેલી ક્ષિતિજે જણાતી
સાથે સરંતી વનરાજી બે ઘડી.
આયુષ્યની અલ્પ મુસાફરીમાં
સમીપનાં જે સ્વજનો સદા તે
સામી દિશાએ સરશે શું? માત્ર
સાથે ઘડી લોક સમૂહ દૂરના?

'નિશીથ'માંથી

### સ્વાધ્યાય

૧. ચાલુ દોડતી ગાડીમાંથી બહાર જોતાં તમને આવતા વિચારો નોંધો.

૨. કવિને શા વિચારો આવે છે તે જણાવો. કેટલે અંશે તમે એ વિચારો સાથે સંમત છો?

૩. 'સમીપનાં વૃક્ષ પ્રતીપવેગે'—આ પંક્તિમાં સુરાવટ શાને આભારી છે તે જણાવો.

## ૨. જઠરાગ્નિ

['કુરુક્ષેત્ર'માં વપરાયો છે તે જ છંદ, અને તે જ કાવ્યતત્ત્વનાં પોષક અંગો વડે પ્રાણવાન બનેલું આ કાવ્ય સૉનેટ જાતિનું છે. 'કુરુક્ષેત્ર'માં કવિએ પ્રાસની દરકાર નથી રાખી, જ્યારે આમાં મોટે ભાગે પ્રાસ મેળવ્યા છે. ગરીબ લોકોનાં જીવન પ્રત્યે બેદરકાર રહી પોતાના ધનવૈભવમાં મશગૂલ એવા દ્રવ્યાન્ધ લોકોને સંબોધાયેલું આ કાવ્ય જાણે શરૂઆતથી

જ ધનિકોની એ લીલાની ઠેકડી કરતું હોય તેમ કહે છે; 'રચો, રચો, ભલે આજે એ તમારા મહેલ મિનારા રચો! પણ . . .' અને એમ 'પણ' કહેતાંની સાથે જાણે ક્રોધથી તર્જની ઊંચી કરી કવિ રૌદ્ર વાણીમાં કહે છે: 'પણ યાદ રાખજો, એક દિવસે એ ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે' — અને ત્યારે? એ જઠરાગ્નિનું રૌદ્ર સ્વરૂપ અને તેની સંહારલીલા એ આ કાવ્યનું હાર્દ છે. કવિતામાં એટલા ઓછા શબ્દોમાં અને એટલું તો અસરકારક રીતે એ ગૂંથાયું છે કે એને બીજા શબ્દોમાં મૂકતાં એના અર્થને હાનિ જ પહોંચે. એટલે હૃદયશૂન્ય ધનઘેલછાને અપાયેલો એ શાપ તો કવિના શબ્દોમાં જ આપણે જોવો જોઈએ. આ કાવ્યની ત્રીજી પંક્તિમાં 'લટકાઓ' — માંના 'ઓ'નું ઉચ્ચારણ લઘુ કરવાનું છે. એટલે 'લટકાવ' જેવો ઉચ્ચાર કરવાથી એ પંક્તિ સારી રીતે વાંચી શકાશે.]

(મિશ્રોપજાતિ)

રચો, રચો અંબરચુંબી મંદિરો,
ઊંચા ચણો મ્હેલ, ચણો મિનારા!
મઢો સ્ફટિકે, લટકાઓ ઝુમ્મરો,
રંગે ઉડાવો જળના ફુવારા!
રચો, રચો ચંદન-વાટિકાઓ,
રાચો રચી કંચન સ્થંભમાળા!
ઊંડા તણાવો નવરંગ ઘુમ્મટો,
ને કૈંક ક્રીડાંગણ, ચંદ્રશાળા
રચો ભલે!
અન્તર રૂંધતી શિલા
એ કેમ ભાવિ બહુ કાળ સાંખશે!
દરિદ્રની એ ઉપહાસલીલા
સંકેલવા, કોટિક જીભ ફેલતો
ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે,
ખંડેરની ભસ્મકણી ન લાધશે!

'ગંગોત્રી'માંથી

હિમાદ્રિના ધન્ય અજય્ય શૃંગ!
અજય્ય નંગા?
ના, ના, ન કૈં માનવને અજય્ય,
ન વા કંઈ માનવને અધૃષ્ય.
જાણે ન તું ગૌરવ માનવોનું,
જેણે નવે અર્ણવને વલોવ્યા,
મઢયાં રણોને નવપલ્લવો વડે,
ખણ્યાં ધરા ભીતર તાગ લીધા,
વીંધ્યા ગિરિ, બાગ ગણ્યાં અરણ્યો,
નાથ્યા નદો ને પવનો પલાણ્યા.
શો ગર્વ એ માનવ પાસ રે તવ!
દુર્જેય નંગા!
પ્રતીક તું કિંતુ જયેપણાનું,
મહત્ત્વ-કાંક્ષા તણું માપ ભવ્ય.
સોહીશ આદર્શ તું માનવોના
દુર્દાન્ત સંકલ્પ પ્રભાવ કેરો
દુર્જેય તું જ્યાં લગી ના જિતાશે,
ના જ્યાં લગી વામન માનવી કને
યુગાન્તરોથી દૃઢ ઊર્ધ્વમૂર્ધા
હિમાદ્રિયે તે નતશૃંગ ઊભશે.

'નિશીથ'માંથી

## સ્વાધ્યાય

૧. નંગાપર્વતનું માહાત્મ્ય સમજાવો.

૨. તેની ઉપર ચડવા માગતા સાહસિકો વિષે તમે શું ધારો છો?

૩. માણસ નંગાપર્વતને શું સંભળાવે છે?

૪. હિમાલયથી પણ ઊંચો થઈને માનવ ઊભો રહે ત્યાં સુધી એ નંગાશિખર તરફ કઈ દૃષ્ટિએ જુએ છે?

૫. નંગાશિખરને જે જુદાં જુદાં સંબોધનો (ઉત્તુંગ, નિષ્કંપ, વગેરે) છે તે સમજાવો.

૬. મહત્ત્વાકાંક્ષા અને સાહસ ઉપર નિબંધ લખો.

# હરિશ્ચંદ્ર ભટ્ટ

[નીચેનાં બે લઘુ ઊર્મિકાવ્યોમાં અત્યંત નાજુકાઈભરેલા ભાવોની મનોરમ રજૂઆત છે. પહેલું કાવ્ય માતૃભક્તિનું છે. માતા આપણને શરીર તો આપે છે જ. પણ તે બીજું પણ કેટલું બધું આપે છે? કવિ કહે છે કે, યુગો યુગોની કોઈ ગુપ્ત વાંછના મારી મારફત મૂર્તિમંત થવા તલસી રહી હતી. તેને વેગ કોણે આપ્યો? માતાએ. આ રીતે હું 'દ્વિજ' (બીજો જેનો જન્મ થયો છે તેવો) થયો. બંને જન્મ કોને આભારી? માતાને. આવી માતાનાં ગીત જો આ જન્મે અધૂરાં રહી જાય તો? જવાબમાં કવિની લીટીઓનું જ આપણે રટણ કરવું યોગ્ય છે.

બીજા કાવ્યનું શીર્ષક 'વસંત પંચમીએ મૃત્યુ પામેલી બહેનને' એમ છે. આ કાવ્યમાં બહેનના અકાલ મરણનો શોક કવિએ નિરૂપ્યો છે. જીવનના વસંતકાલમાં જ મૃત્યુ! જીવન-ચુંદડી પહેરી ન પહેરી ત્યાં સરી પડી! અને શણગાર પૂરો ક્યાં કર્યો? ચિતામાં. જીવીને પણ સુખ જ પામત એ કાંઈ નક્કી નથી. પણ સંસારનાં જળમાંથી અંજલિ ભરી અને તેનો આસ્વાદ પામતાં પહેલાં જ પાણીમાં પગ લપસી ગયો! જીવનની પાનખર (શિશિર)ની ઠંડીમાં મૃત્યુનો દવ બધી કોમળ વસ્તુઓને પણ બાળે તો તે હજી સમજી શકાય. પણ આ તો જીવનની આશાથી ભર્યા ભર્યા વસંતકાળમાં જ આમ બન્યું! છેલ્લે બે વાર અરે-અરે આવે છે તે જાણે નજરોનજર અકસ્માત બનતો હોય ને તે ટાળવા માટે દોડી જતાં મોમાંથી શબ્દો નીકળી જતા ન હોય, એવું કરુણ વાતાવરણ ઉપજાવે છે.]

## ૧. માતા

મારા ઉરે કોઈ અબૂઝ વેદના
વર્ષો થયાં અંતર કોરતી હતી;
યુગાન્તરોની અણદીઠ વાંછના
મથી રહી સર્જન પામવા નવાં.
તેં મુગ્ધ મારું ઉર ખોલ્યું, ને મને

માતા! કીધો તેં દ્વિજ, દૈન્ય ટાળિયું.
રહે અધૂરાં અવ ગાન મારાં,
ફરી ફરી જન્મ લઈ કરું પૂરાં.

## ૨. બહેન

નિર્દોષ ને નિર્મળ આંખ તારી
હતી હજી યૌવનથી અજાણ,
કીધો હજી સાસરવાસ કાલે,
શૃંગાર તેં પૂર્ણ ચિતા મહીં કર્યો!
કૂંળી હજી દેહલતા ન પાંગરી,
કૌમાર આછું ઊઘડ્યું ન ઊઘડ્યું,
પ્હેરી રહે જીવન-ચુંદડી જરી,
સરી પડી ત્યાં તુજ અંગથી એ!
સંસારના સાગરને કિનારે
ઊભાં રહી અંજલિ એક લીધી,
ખારું મીઠું એ સમજી શકે ત્યાં
સરી પડ્યો પાય સમુદ્રની મહીં!
શિશિર આવે, ક્રૂર કાળ આવે,
ને પુષ્પ કૂંળાં હવમાં પ્રજાળે;
સુકોમળી દેહકળી અરે! અરે!
વસંતની ફૂંક મહીં ખરી પડી!

'સફરનું સખ્ય'માંથી

## સ્વાધ્યાય

૧. માતાએ બંને જન્મ કેવી રીતે આપ્યા? સામાન્ય રીતે બીજો જન્મ ક્યારે મળ્યો કહેવાય છે? 'દ્વિજ' એટલે?

૨. માતાની મહત્તા વિષે કવિ શું સૂચવે છે?

૩. બહેનના નાનપણમાં થયેલ મૃત્યુનો ખ્યાલ ક્યાં ક્યાં ચિત્રોથી આપણને આપવામાં આવ્યો છે?

૪. કોઈ પણ એક કાવ્ય મોઢે કરો. અને તમારી પસંદગીનું કારણ શોધી કાઢો.

## ભનુભાઈ વ્યાસ – 'સ્વપ્નસ્થ'

[ સૂના, ખાલીખમ, ખાવા ધાતા ધગધગતા આકાશમાં, વેળા વીતી ગયા છતાં, હજુ મેઘનાં કોઈ ચિહ્ન નથી તેવા કોઈ દુઃસહ પ્રસંગને, તે પ્રસંગને અનુરૂપ વેગ અને વેદના ભરી વાણીમાં ઉતારતું આ ગીત વાણીમાં જે શક્તિ રહેલી છે તેના સરસ નમૂના જેવું છે. 'અંખે છે ભોમ પાણી પાણી' — એ પંક્તિમાં પાણી શબ્દના પુનરાવર્તનથી કથન કેટલું જોરદાર બન્યું છે તે નોંધજો, અને આવી તીવ્ર તૃષા — તે 'હે મેઘ, એક તને જ અજાણી ?' કેવો સ્વાભાવિક, પણ કેવો વેદના-ભર્યો પ્રશ્ન ! જો મેઘને કાન હોય તો આટલા એક પ્રશ્નથી જ તે દોડી આવી, એમ ન કહેવા મંડી જાય કે, 'ના, ના. એવું નથી. હું જાણું છું. હું જાણું છું. આ હું આવ્યો.' પણ ના, મેઘ એટલો સહૃદય નથી — કે કદાચ તે રીઝવા માટે વધુ તપની અપેક્ષા રાખતો હશે. એટલે કવિ કહે છે કે, 'જાણે મૃત્યુની ખીણ ન હોય તેમ આકાશ મેલું મેલું બની ગયું છે, અને ત્યાં તો સૂરજની ચિતા જલી રહી છે. એ ચિતાને ઠારવા ખડા (ખડક જેવાં વાદળાં) હજુયે ન ખેંચાય ? પણ આટલું તપેય જાણે ઓછું હોય તેમ મેઘ ઉપર તો આ આર્ત વાણીની કંઈ અસર નથી થતી. એટલે કવિ કહે છે : 'વાયરા રૂંધાયા છે, દિશાઓ તપેલી ગોરજથી રતૂમડી બની ઘેરાઈ રહી છે, છતાં એ આરજૂ (ઇચ્છા) તું નથી કળી શકતો ? અરે ! ટીંબા (ટેકરા) પરની વાવ ખાલી ખમ ભેંકાર (ભયંકર) પડી છે, ને સીમે જાણે શોકની સોડ તાણી છે ! હવે તો તું આવ ! ધરતી જાણે સહરા જેવી બની ગઈ છે તોય શું તારા મનમાં એમ છે કે એને પ્યાસ (તરસ) ક્યાં લાગી છે ? ભલા, પ્યાસનું આથી ભૂંડું બીજું કોઈ ચિહ્ન છે ખરું ?' અને કવિને તરત જ ખ્યાલ આવે છે કે મેઘ કહેશે કે આ તો બધી નિર્જીવ દુનિયાની વાત થઈ. સજીવ સૃષ્ટિનું શું ? એટલે તરત જ કવિ કહે છે : 'અરે, ભાઈ, જોજો, ભાંભરી ભાંભરી ગાય ભેંસ બીચારાં અધમૂઆં થઈ ગયાં છે. પંખી ગુપચુપ જુએ છે, અને એમની ચાંચો ! — ઓ મેહુલા, જો, જો. જરી તો જો ! કેવી એ ઘડી ઘડીમાં ઊઘડી ઊઘડી બિડાઈ રહીછે ! જીવતી જાગતી જિંદગી જાણે તને પોકારી રહી છે. તેની વાણી તું

નહિ સાંભળે ? અને અમે માનવીયે કેવાં વિહ્વળ બની, કેવી આતુરતાથી એ કરાળ ક્ષિતિજ ઉપર મીટ માંડી બેઠાં છીએ ! પણ તારી એંધાણી ક્યાં ?' કેમેય ન રીઝતા આ 'મેહુલા'નું ગીત તીવ્ર વેદનાથી પ્રાણને હચમચાવી નથી મૂકતું ? 'ચાંચો ઉઘાડી ... બિડાણી ... ઓ મેહુલા !' જેવી પંક્તિઓ કેટલી સુન્દર છે !

બીજું કાવ્ય 'કંટક-પ્યાસ' એ જ કવિનું છે. જળની પ્યાસ હોય, ધનની પ્યાસ હોય, કીર્તિની પ્યાસ હોય, પણ આ તો કંટક-પ્યાસ ! શું છે એ ? કવિતા વાંચીને જાતે જ શોધી લેજો, અને કવિતામાં શું સુન્દર છે તે પણ તમે જાતે જ નક્કી કરજો. ૨. આડંબર—ફટાટોપ. સામાન્ય રીતે આ શબ્દનો ઉપયોગ આપણે દબદબો કે ખોટા ડોળના અર્થમાં કરીએ છીએ, પણ અહીં એ અર્થ નથી લેવાનો. ]

## ૧. મેહુલા !

ઝંખે છે ભોમ પાણી પાણી, ઓ મેહુલા !
ઝંખે છે ભોમ પાણી પાણી !
તુંને શું આગ આ અજાણી ? ઓ મેહુલા !

મેલાં આકાશ, જાણે મૃત્યુની પીણ ખડી,
સૂરજની ચેહ ત્યાં ચેતાણી, ઓ મેહુલા !
હજીયે ખડા ન ખેંચાણી ? ઓ મેહુલા !

રૂંધ્યા છે વાયરા ને રૂંધી રતૂમડી
મેલી દિશાઉં ધૂંધવાણી, ઓ મેહુલા !
તોયે ના આરજૂ રળાણી ? ઓ મેહુલા !

ઉજ્જડ ટીંબાની વાવ ખાલી બેંકાર પડી,
સીમે આ શોક-સોડ તાણી, ઓ મેહુલા !
તોયે ન પ્યાસ પરખાણી ? ઓ મેહુલા !

ભાંભરતાં ભેંસ ગાય, પંખી ગુપચુપ જોય,
ચાંચો ઉઘાડી ... બિડાણી ... ઓ મેહુલા !
જાગી ન જિંદગીની વાણી ? ઓ મેહુલા !

મારી માનવની આંખ જોતી ક્ષિતિજે કરાળ,
તારી ના એક રે એંધાણી, ઓ મેહુલા!
તારી કાં એક ના એંધાણી? ઓ મેહુલા!

## ૨. કંટક-પ્યાસ

આજ શ્રાવણની રાતના ગાજે
મેઘ-આડંબર ઘોર,
વીજનાં નૃત્યનાં ઝાંઝર બાજે,
નીર કરે મૃદુ શોર,
રોતા હસી ગળકી ઉઠે મોર,
એવી ઉર ધૂન રમી રહી ઓર!

ચાલને મનવા ડુંગર ઉભા
પાય ચહે છે પ્રવાસ,
પાછળ નિષ્પથ જંગલ ઉભાં
કંટકની ઉર પ્યાસ!—
હસી રહેશે લોહીના રેલા રમ્ય,
સહાતી ના ઝંખના ઓ રે અગમ્ય!

ડુડુડુડુ બારે મેઘ ગડૂડે,
ધણણ ધ્રૂજે ભોમ,
ડુંગરા રૂખડા કંપતા, દોડે—
નદિયું ગાજે ધધોમ!
સબાકે વીજ જલે કોટિ સોમ,
લાગી તે જ ઝાળ મારે રોમ રે મ

ઉજી ઘેરાજે હો મેહુલા ઘેલા
તાંડવમાં ચકચૂર,
આજે અંતર મુક્ત રોપેલાં
હસતાં ગાંડાતૂર!

આજ ભૂલી જા દૂર અદૂર
રે, હો આજ લીન સબ પ્રલયપૂર.

'અજંપાની માધુરી'માંથી

## સ્વાધ્યાય

૧. મેહુલાને કવિ કયા કયા પ્રશ્નો પૂછે છે?

૨. 'મેહુલા' કવિતા વાંચતાં તમારા મન પર પડેલી છાપ ટૂંકમાં લખો.

૩. 'કંટક-પ્યાસ'થી કવિ શું કહેવા ઇચ્છે છે? વતનની આઝાદી કાજે શૂળીનાં દુઃખો વેઠવા તૈયાર થવાની હૃદયોર્મિને કંટક-પ્યાસ કહી શકાય? એવો કોઈક વ્યંગ્યાર્થ લઈને 'કંટક-પ્યાસ' કાવ્યનો વ્યંગ્યાર્થ સમજાવશો?

# નર્મદાશંકર

[ નર્મદાશંકરે 'કવિચરિત્ર'માં આપણા જૂના કવિઓ વિષે મળતી માહિતી ભેગી કરીને જીવનચરિત્રો આપ્યાં છે. એક કવિ બીજા કવિ વિષે લખે એ રસિક તો થઈ પડે જ. પહેલા ભાગમાં આપણે નરસિંહ મહેતા વિષે પ્રેમાનંદની અને અખા વિષે શ્રી. ચંદ્રવદનની વાણી સાંભળી. આ ભાગમાં નરસિંહ વિષે વિશ્વનાથ જાની, મીરાં વિષે દયારામ અને હવે દયારામ વિષે નર્મદ શું કહે છે તે જોઈએ છીએ. દયારામને બહુ જૂના ગણવાના નથી. તેમનું મૃત્યુ થયું ત્યારે નર્મદ ૨૦ વરસનો હતો અને દલપતરામ ૩૩ વરસના હતા ને કવિ તરીકે પંકાઈ પણ ચૂક્યા હતા. પરંતુ દયારામની શૈલી આપણા જૂના કવિઓની શૈલી જેવી હતી. નર્મદ, જેમ શ્રી. મુનશી કહે છે તેમ, 'અર્વાચીનોમાં આદ્ય' તેમ દયારામ પ્રાચીનોમાં અંતિમ. દયારામની ગરબીઓ ગુજરાતી સાહિત્યનું મહામૂલું ધન છે. એની ભાષામાં જે સરળતા છતાં અર્થવાહકતા, ઘરગથ્થુપણું છતાં શિષ્ટતા, અને શબ્દે શબ્દે ટપકતી મધુરતા છે તે ભાગ્યે જ બીજા કોઈ ગુજરાતી નવા કે જૂના કવિમાં જડશે. કવિ નર્મદ દયારામને આ લેખમાં પ્રેમાનંદ અને શામળથી ઊતરતો ગણાવે છે. પણ એ બરોબર નથી. કાવ્યનો રસ જોતાં શામળથી દયારામ ચડી જાય છે. શામળમાં ચતુરાઈ છે. દયારામમાં રસ છે. નર્મદે પોતાનો નિર્ણય પાછળથી બદલેલો ને એણે નિશાળમાં ગુણ (માર્ક્સ) આપે છે તેમ, પ્રેમાનંદને સોળ આની, દયારામને પંદર અને શામળને ચૌદ આની આપેલી.

દયારામના આ ચરિત્રમાંથી એના વ્યક્તિત્વ વિષે — એના નાનપણના તરવરાટ, સ્વતંત્ર વૃત્તિ, દેશભરમાં કરેલાં પર્યટનો, શોખીનપણું, ક્રોધ અને અભિમાન છતાં પાદુકા 'પૂજવાની' વાત આવતાં 'હું તે શી ગણતીમાં? એ વાત તારે કરવી જ નહિ,' અને પેટલાદની નાગરાણીને કહેલા શબ્દો, 'તારો કંઠ મને આપ, હું તો માત્ર જોડી જાણું છું,' એમાં રહેલી એની નમ્રતા — એ બધા વિષે વિગતે જાણવા મળે છે. કવિ વૈષ્ણવધર્મી હતો. પાછળથી સમર્પણ લીધું હતું — એટલે કે પોતાના હાથના સિવાય જેનું સમર્પણ લીધું હોય તેના હાથનું જ ખાવું એવો નિયમ કર્યો હતો. રતનબાઈ, જેને નર્મદ દયારામની 'પ્રિયા' તરીકે ઓળખાવે છે, તે અનાથ વિધવા સોનારણ હતી. નદીકિનારે નિરાધાર હાલતમાં મળતાં કવિએ તેને પાણી ભરવા

રાખી હતી. તેણે કવિના અંતકાળ સુધી લીલીસૂકી સહન કરીને કવિની પારાવાર સેવાચાકરી કરી હતી.

આ નિબંધમાં આડવાતમાં નર્મદે કવિતા વિષેના પોતાના વિચાર દર્શાવ્યા છે તે ઉચ્ચ કોટિના છે :

(૧) "કવિ ગમે તેટલો વિદ્વાન હોય અને ગમે તેટલી સરળતા રાખી પ્રાસાદિક શક્તિથી પોતાની કવિતાને શણગારતો હોય, પણ જો તેમાં **રસ** નથી, **જોસ્સો** નથી અને **ચિત્ર પાડવાની શક્તિ** નથી તો કવિ...કવિ-પંક્તિમાં છેલ્લો બેસે છે." (૨) "સર્વ વિષયની ઉપર અને સર્વ રસમાં ખૂબ છટાથી લખ્યું હોય, એવી રીતે કે **હૃદય ભેદાઈ જાય**, તે કવિ સહુથી શ્રેષ્ઠ જાણવો." (૩) "**રાગડાને ને કવિતાને કંઈ જ સંબંધ નથી.**" આ વિચારો કેટલા બધા સાચા છે ! ]

## દયારામ

સંવત ૧૫૦૦ થી તે સંવત ૧૯૦૦ લગીમાં અથવા ૪૦૦ વર્ષના દરમ્યાનમાં જે જે કવિઓ થઈ ગયા છે તેમાં છેલ્લો અને વળી સારો, પહેલા વર્ગમાં મૂકવા જેવો, શૃંગાર કવિતાથી પ્રસિદ્ધિ પામેલો એવો દયારામ અથવા દયાશંકર હતો.

એ, જ્ઞાતે સાઠોદરો નાગર ગૃહસ્થ, ઋગ્વેદી શાંખાયની શાખાનો, વડોદરેથી બાર ગાઉ પર ડભોઈ કસબો છે ને ત્યાંથી સાત ગાઉ પર નર્મદાતીરે ચાણોદ (ચંડીપુર) કરીને ગામ છે, ત્યાં સંવત ૧૮૩૩ અથવા ઈ. સ. ૧૭૭૭માં જન્મ્યો હતો. એની માનું નામ રતનબાઈ, અને બાપનું નામ પરભુરામ હતું. એ પરભુરામ કારકુની કરતા. બાપે દીકરાને બાળપણમાં કંઈ અભ્યાસ કરાવ્યો ન હતો પણ તેને જોતરું પહેરાવવાની તજવીજ કરી હતી, એટલે સાત વર્ષની ઉંમરે તેનો વિવાહ કર્યો હતો. બાપે આઠમે વર્ષે દીકરાને જનોઈ દીધા પછી પાંચ છ વર્ષ જીવીને, અને માએ પણ પછી એક બે વર્ષ વૈધવ્ય પાળીને, કવિની ૧૫–૧૬ વર્ષની ઉમ્મરે દેહ છોડેલો એવું કહેવાય છે — કોઈ કહે છે જનોઈ દીધા પછી એને સૈયડ આવ્યા હતા. માબાપનાં મરણ પછી દયારામ ચાણોદમાં પોતાની માસીને ઘેર પડ્યો રહેતો

એ વખતે એ કુસંગથી ફક્કડ, ઉડાઉ હોઈને કુછંદમાં સારી પેઠે રમતો હતો. એક પ્રસંગે માસી સાથે બોલવું થયું ને તેમાં માસીએ કંઈ કડવું વચન કહેલું તે તેનાથી ન સંખાયું, અને તેથી તે ક્રોધમાં ને ક્રોધમાં ઘરગામ છોડી ચાલતો કાશી તરફ ગયો હતો. એ વેળા એની ઉમ્મર સોળ સત્તરની હશે. કોઈ કહે છે કે સ્ત્રીઓના છંદથી તેની અપ્રતિષ્ટા થઈ હતી તેથી નાસી ગયો હતો. માસીનું કડવું વચન શિક્ષાનું પણ હોય. કાશી જઈને ત્યાં કાશીવિશ્વેશ્વરની લાવણી જોડીને ગાઈ હતી. એ લાવણી દયારામનું પહેલું જ કાવ્ય કહેવાય છે.

સોળ સત્તર વર્ષના મૂર્ખ છોકરાએ સહેજસાજ વિચારની લાવણી બનાવવી એ કાંઈ નવાઈ જેવું નથી. સહુને જાણીતું છે કે અભણેલ બૈરાંઓ અભ્યાસથી ગરબીઓ જોડે છે. નાગરનાં બૈરાંઓ લગ્ન કારજોમાં ઘણી વાર વખાણવા જેવા ને તરતના તરત ઓલો જોડી શોભ આદિ ગીતો ગાય છે. અને બાર તેર વરસની ઉમ્મરના નીચ વરણના મૂરખ છોકરાઓ પણ લાવણી જોડે છે. ગમે તેમ છે તોપણ આટલું તો ખરું કે, દયારામ જન્મથી વિચક્ષણ, તેથી તેને પોતાના કુછંદી સાથીઓના સહવાસથી કવિતા જોડવાની શક્તિ આવેલી. કાશીવિશ્વેશ્વરની લાવણી બનાવ્યા પહેલાં તેણે કેટલીએક આશકી લાવણીઓ બનાવેલી ખરી. તોપણ કાશીવિશ્વેશ્વરની લાવણી એ દયારામની ધર્મ સંબંધી કવિતામાં સત્તર વરસની ઉમ્મરે પહેલી જ કરેલી હશે. દયારામે જોશી રણછોડને અથવા જોશી રણછોડે (દયારામને નામે) મારે મોઢે એમ કથા કહી છે કે, 'કાશી જ્યારે વીસેક ગાઉ દૂર રહ્યું, ત્યારે ગંગામાં નાહવાની મારી ઉત્કંઠા ઘણી થઈ ને પછી દોડી દોડીને ત્યાં પહોંચ્યો તો ઘાટના દરવાજા બંધ દીઠા. દરવાને પૂછ્યું કે કેમ અહીં પડ્યો છે, ત્યારે મેં કહ્યું કે મારે સ્નાન કરવું છે. થોડી વારમાં એકાએક મેં કોઈ પુરુષને બોલતો સાંભળ્યો કે, 'ઊઠ, દરવાજા ખુલ્લા છે!' તેવો જ હું ઊઠ્યો ને મેં ગંગામાં સ્નાન કીધું, ને બીજે દિવસે કાશીવિશ્વેશ્વરમાં જઈને લાવણી ગાઈ.' જોશી રણછોડ કહે છે કે, 'એ જ એનું પહેલું કાવ્ય,

કાશીવિશ્વેશ્વરનાં અનુગ્રહથી થયું, ને કાશીવિશ્વેશ્વરે જ એને કાવ્ય-શક્તિ આપી. મૂર્ખના ચતુર ને ખળના સાધુ બનાવી દીધા.'

કાશીથી આવીને અથવા કાશીથી સેતુબંધ જઈ આવીને દયારામ પાછો ચાણોદ આવ્યો. અહીં એની માસી મરી ગયેલી તેનું શ્રાદ્ધ કીધું. કાશી જવાથી જોકે એનો વિવાહ રોક થયો હતો, તોપણ જ્યારે પાછો ઘેર આવ્યો ત્યારે ડભોઈના એક ગૃહસ્થે એને કન્યા દેવાની ઇચ્છા દેખાડી હતી, ને જોકે નાગરમાં ૧૬૦૦–૧૨૦૦નું પલ્લું ભરવાની રીત છે તે પ્રમાણે પલ્લું ભરવાનું દયારામનું ગજું નહોતું, તોપણ પેલો ગૃહસ્થ એની હોશિયારીથી લલચાઈને વગર પલ્લે પોતાની દીકરી પરણાવતો હતો; – ને એમ હતું, તોપણ ફાંકડા કવિએ કહ્યું કે, 'મારે તો પરણવું જ નથી. મેં તો કૃષ્ણ સાથે કે દહાડાનું લગન કરી મૂક્યું છે.'

જન્મ થકી તે વીસ વરસ લગીની હકીકત ઉપર પ્રમાણે છે, પણ બીજાં વીસ વર્ષની એટલે કવિની ૪૦ વર્ષની ઉંમર લગીની હકીકતમાં ઘણું જ થોડું લખવાનું મળ્યું છે; કારણ કે એ વર્ષો કવિએ પ્રવાસમાં જ કાઢ્યાં છે. અલબત્ત, તે વચમાં વચમાં ચાણોદ-ડભોઈમાં વરસ છ મહિના રહી જતો ખરો. એણે જોષી રણછોડના કહેવા પ્રમાણે પૃથ્વીપ્રદક્ષિણા કરી છે, એટલે આપણાં જે ઉત્તર, પૂરવ, દક્ષણ, પશ્ચિમ,— બદરીકેદાર, જગન્નાથ, સેતુબંધરામેશ્વર ને દ્વારિકાં — એ ચાર ધામ તેની ત્રણ વાર જાત્રા કરી છે. એની રતનબાઈ નામની પ્રિયા જે હાલ જીવે છે ને જેની ઉંમર સાઠેક વર્ષની છે તેના કહેવા પ્રમાણે એણે સાત દશ વાર શ્રીનાથજીનું દર્શન તથા ચાર વાર જમુનાપાન કીધું હતું; અને એક વાર પૃથ્વીપ્રદક્ષિણા કરી હતી, અને એ પ્રદક્ષિણા એવી રીતે કે કાશીથી ગંગાનાં પાણીની કાવડ લઈને પગે ચાલીને સેતુબંધરામેશ્વરને ચઢાવી હતી. એ કવિ પગે ચાલીને જ પ્રવાસ કરતો — કવિની રામેશ્વર ઉપર આટલી ભક્તિ જોતાં માલૂમ પડે છે કે એ પ્રવાસ પહેલી વારનો જ હશે અને શ્રીનાથજી અને ગોકુળ મથુરાં તરફના પ્રવાસો વલ્લભા

વૈષ્ણવ થયા પછીના હશે. ચાલીસ વર્ષ પછી દયારામે ડભોઈમાં સ્થાયી મુકામ કીધો. એક બે વાર ડાકોર જઈ આવેલો તે સિવાય ૫૦ વરસની ઉમર પછી તે દેશે મરતા લગી બહાર ગયો જ નથી. જોશી રણછોડના કહ્યા પ્રમાણે, 'ડાકોરના ઇચ્છારામજી મહારાજ, જે એક અવતારી પુરુષ થઈ ગયા કહેવાય છે, જેઓ ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણતા, જેઓનો મહિમા ઘણો ચાલતો, જેઓ મંદિર માંડી બેઠા હતા, તેઓને કાંઈ ખબર પડી કે દયારામ સારું કાવ્ય કરે છે તે ઉપરથી તેને તેડાવી ગવડાવ્યું તો દયારામે પોતાનાં ૫૬ ગાયાં; તેથી ઇચ્છારામ ભટ્ટ પ્રસન્ન થઈ ને માથે હાથ મૂક્યો ને એ પ્રસંગ પછી ઓગણપચાસેક વરસની ઉમરે કવિની વિખ્યાતી ગુજરાતમાં પ્રસરવા માંડી. ઇચ્છારામ ભટ્ટજી કહેતા કે, દયારામ તો નરસિંહ મહેતાનો અવતાર છે.' દયારામ ૩૫ વરસ ડભોઈમાં રહ્યો, પણ તેણે કોઈની ચાકરી કરી નથી. કવિ-ગાનાર-ગુણિજન-બ્રાહ્મણ ને ભક્તજન એટલે કોઈ દસ, કોઈ પાંચ, એમ લોકો ભેટ આપતા, ને એ પ્રમાણે વરસ દહાડે બસેંએક રૂપિયાની એ કવિને પેદાશ હતી તેમાંથી તે પોતાનો ગુજારો કરતો. જેટલા મળતા તેટલા ઉડાવી દેતો. એ પોતાની પછવાડે પુસ્તક સિવાય, કંઈ ઘર રોકડ વગેરે પૂંજી મૂકી ગયો નથી. એ રૂપિયા અઢીસેંક પોતાની રતનને આપી ગયો હતો, જેમાંથી પોણોસોએક તો, રતન કહે છે કે, 'એના (દયારામના) પિત્રાઈઓ મારા રડ્યા મારી પાસેથી કાયદાની ધમકી આપી લઈ ગયા.'

મોટા મોટા રાજા, ઠાકોર, સાહુકાર ને ગોસાંઈજીના લાલો તેડવાને પાલખી, ઘોડા મોકલે તોપણ પોતે ના પાડતો: કોઈ ઠેકાણે, જતો નહિ. જેને મળવું હોય તે અહીં આવે એમ કહેતો.

મરવાની અગાઉ સાત-આઠ વરસ કવિને આંખનું કાચું થયું હતું, ને બે ત્રણ વરસ તો છેક જ તે અંધ હતો. મરતાં પહેલાં છ સાત દહાડા અવાચક રહ્યો હતો.

મરવાની અગાઉ ૧૫–૨૦ દહાડા પર કવિએ જોશી રણછોડને કહ્યું કે, 'અલ્યા છોકરા, મેં તો આખા હિંદુસ્તાનમાં ડંકો કીધો છે; હવે મારે ફરી અવતાર લેવો નથી. તારે મારાં પદો ગાવાં, બીજો કંઈ ધંધો કરવો નહિ; અને ગાઈને લોકોને કૃષ્ણ ઉપર પ્રીતિ કરાવવી. મારાં પુસ્તકો અમૂલ્ય છે. અને જોકે જે તેની કદર બૂજતો નથી, યા જેને તે ઉપયોગનાં નથી તેનાં મનને કોડીનાં છે, તોપણ જે એ પુસ્તકોની ખરી કદર બૂજે છે તેને તો તે બેશક લાખ રૂપિયાનાં છે. એ પુસ્તકો હું તને વારસામાં આપું છું. હવે છેલ્લું એ જ કહું છું કે મેં તને જે ધંધો કરવાને કહ્યું છે તે વગર બીજો ન કરીશ.' જોશી રણછોડે કહ્યું કે, 'તમારી આજ્ઞા મારે શિર છે; આપ જો આજ્ઞા આપો તો અમે આપની પાદુકા પૂજીએ.' ત્યારે કવિએ કહ્યું કે, 'હું તે શી ગણતીમાં! એ વાત તારે કરવી જ નહિ.' એ કવિ પોતાની માંદગીમાં પોતાનાં પદો સેવકો પાસે ગવડાવતો, ને નવાં બનાવતો તે તેઓ પાસે લખાવતો.

એ કવિ સંવત ૧૯૦૮ના માઘ વદ ૫ વાર સોમે, ઈ. સ. ૧૮૫૨ના ફેબ્રુઆરીની ૯મી તારીખે, ૭૫ વરસની ઉંમરે ગોલોકવાસી થયો.

દયારામ કવિ ચિમનલાલ નંદલાલના કહેવા પ્રમાણે પાતળો પણ બેવડાં હાડનો – મારાથી દોઢાં હાડનો, અને મારાથી મૂઠેક ઊંચો હતો. મોઢું ગોળ નહિ, પણ લાંબું મારા જેવું જ. નાક પણ મારા જેવું જ સીધું પણ છેડેથી અણિયાળું. આંખ માંજરી પણ ઘણી ચંચળ. કપાળ લમણાથી ઊંચું થતું જઈને જરાક બહાર પડતું.

મૂછ ભરાવ ને ઊંચેથી વાંકડી, પણ ચોળિયા નહિ. રંગે ઘઉંવરણાથી જરાક ગોરો. નાજુકાઈ ઘણી હતી.

એ કવિને લૂગડાંલત્તાં પહેરવા ઉપર ઘણો શોખ હતો. સાકોદરાની રીત જ એવી હોય છે—'સાકોદરા કેમ જાણીએ? વાંકી પાઘડીએ, ઘોડે બેસી ચાકરી જાય ને જમે હાથડિયે.' એ નડિયાદથી પાંચ પાંચ રૂપિયાનો રંગ નખાવી પાઘડી રંગાવી મંગાવતો,

દશ બાર રૂપિયાનાં રેશમી કોરનાં ધોતિયાં ને મલમલનાં અંગરખાં પહેરતો, ને સફેદ દુપટ્ટો ખભે નાખતો, રસ્તામાં છોટો મારીને ફરતો, વખતે ટોપી ઘાલતો ને વખતે ફેંટો બાંધતો. એને માથે તાલ પડી હતી. એની પાઘડીની શાન ડભોઈના સાઠોદરાઓ ઘાલે છે તેવી જ, પણ ઘાટ ઘણો જ નાનો. રોજ ત્રીસ બત્રીસ પાનની બીડીઓ ખાતો, ને હોઠને લાલચોળ રાખતો. ઘણો ઘરડો થઈને મૂઓ તોપણ રાતો ચોળ જેવો હતો; અને ઘણો વ્યાધિગ્રસ્ત હતો, તોપણ બહુ સાવધ રહેતો. એને અફીણ, કસુંબા વગેરે કોઈ વાતનું વ્યસન નહોતું, પણ એ ભાંગનું બશેર પાણી પીતો ખરો. એના બોલવા ચાલવામાં ગુજરાતીઓની ચાલ પ્રમાણે થોડોક સખીભાવ હતો.

એ કવિનો સ્વભાવ જોશી રણછોડના કહેવા પ્રમાણે મળતાવડો, પણ પ્રસંગોપાત્ત ઘણો જ ચીડિયો હતો—એટલો તો ચીડિયો કે વખતે જે પડ્યું હોય તે લઈ મારવાને ચૂકે નહીં. આકળો ઘણો હતો; કોઈ એને વિષે ખોટું બોલતું કે તરત ચિડાઈ જતો ને મીઠું બોલતું તો ખુશ થતો. જોશી રણછોડે એના હાથનો ઘણો માર ખાધેલો છે. ચિમનલાલ કહે છે કે કોટાબુંદીના દ્વારકેશના મંદિરના દ્વારકાનાથજીની સાંતના પુરુષોત્તમ મહારાજ એના ગુરુ ડભોઈ આવેલા, તેને લોકોએ સમજાવ્યું કે દયારામ તો ઘણો મિજાજી છે. ત્યારે તેણે કહ્યું કે આપણે એને દરશન નહીં કરાવીએ. એ વાત સાંભળી દયારામે તે મહારાજની નિંદાનું પદ બનાવી મોકલ્યું. જે પદ મહારાજની પાસે બેસનારા કેટલાએક સેવકોએ વાંચ્યું; તેમાં કવિની ફક્કડાઈ જોઈને મહારાજ પોતે દયારામને ઘેર ગયા. દયારામે મહારાજને આવતા જોઈને બારણાં બંધ કીધાં, પણ પછી લોકોનો આગ્રહ જોઈને ઉઘાડ્યાં. ઘરમાં મહારાજ પધાર્યા પછી કવિએ કહ્યું કે, 'આ લો તમારી કંઠી,' એમ કરીને કંઠી તોડી નાખી. થોડી વાર પછી મહારાજને નરમ પડેલા જોઈને બહારના વિવેકમાં બોલ્યો કે, 'મારી પાસે ભેટ આપવાને બીજું કંઈ નથી; આ બે પુસ્તકો છે તે લો.' પછી પાછી મહારાજે કંઠી બંધાવી. એવો તે ક્રોધી હતો.

નાગરનો પેશો કલમ, કડછી ને બડછી; તેમાં બડછી તો નહીં, પણ કલમની સાથે કડછીમાં પણ એ કવિ હોશિયાર હતો. તેમાં પાછો મરજાદી એટલે ઘણુંખરું પોતાને હાથે જ રસોઈ કરી જમતો હતો. જોશી રણછોડ કહે છે કે, એને વેલણ વિના હાથ વતી જ પાતળી ને ઘણી સારી વેડમી બનાવતાં આવડતી. કેટલાએક કહે છે કે ડભોઈમાં સ્થાયી મુકામ કર્યા પછી કવિએ પોતાની ન્યાતની એક બાઈને સમર્પણ આપ્યું હતું અને તેની પાસે રંધાવતો.

દયારામ પોતાની કવિતા-વિદ્યાની સાથે ગાયન-કળામાં પણ સારું જ્ઞાન ધરાવતો હતો. જોકે પોતે ગવૈયાની પેઠે સારું ગાઈ જાણતો ન હતો, તોપણ રાગ, સૂર, તાલની સમજ સારી ધરાવતો. એ પોતે પણ તંબૂરો લઈને ગાતો. એનું ગાવું સીધી રીતનું હતું. આપણા આણી તરફના હરદાસો જેવું તો નહીં, પણ સારા ભજનિયા ગુજરાતમાં ગાય છે તેવું—તોપણ પોતાનું બનાવેલું રાગની સમજ સાથે ગાતો તેથી સાંભળનારને અસર ઘણી થતી. જોશી રણછોડ કહે છે કે, 'મારા જેવું જ ગાતા'—પણ રણછોડનું ગાણું કંઈ ગવૈયાની રીતનું નથી. રણછોડનું ગાણું મુંબઈમાં કેટલાએક ગવૈયાઓએ સાંભળેલું છે. તેઓ કહે છે કે ગાવામાં રણછોડ કંઈ નથી. વળી બંગાળનો એક બાબુ નામે માધવદાસ, જે સારું ગાતો ને ઘણું જ સારું સમજતો, તેણે પણ કહ્યું કે રણછોડનું ગાણું સારું નથી. ગમે તેમ હો, પણ દયારામ પોતાની કવિતાને એવી અસર કરતી રીતે ગાતો હશે કે જેવી અસર ગવૈયાઓથી ન થાય. આ ઠેકાણે આમ સમજવાનું છે કે કવિ પોતાની કવિતાની મતલબની સારી અસર કરતો, જે અલબત્ત ગવૈયાથી ના જ થાય. ગવૈયાઓ તો સૂરતાલથી રાગસ્વરૂપનું જ ચિત્ર સમજનારના મન ઉપર પાડી શકે. પેટલાદના એક વડનગરાની સ્ત્રી, જેને ઘણું સારું ગાતાં આવડે છે, જે સાજ સાથે ગાય છે, તે એક વાર ડાકોરમાં દયારામ પાસે ગાતી હતી તેને દયારામે કહ્યું હતું કે, 'તારો કંઠ મને આપ: હું તો માત્ર જોડી જાણું છું.'

દયારામના સઘળા ગ્રંથોનું અવલોકન કર્યા વિના તેની કવિતા વિષે અને કવિતા ઉપરથી કવિ વિષે વિચાર આપવામાં ઘણી ઘણી ભૂલ થાય, માટે દયારામની કવિતા વિષે યથાશક્તિ મત બાંધવાનું હાલ બની શકતું નથી. તોપણ જેટલું ગુજરાતી કવન મારા વાંચવા તથા સાંભળવામાં આવ્યું છે તે ઉપરથી હાલ મારા જે વિચારો બંધાયા છે તે આ પ્રમાણે છે. એના ગ્રંથોમાંના કેટલાએકમાં ઘણી વાતનાં જ્ઞાન સાથે વિદ્વતા જણાય છે, અને કેટલાએકમાં સાધારણ વાત જ દીસે છે. પણ એની ગ્રંથરૂપ ગુજરાતી કવિતામાં ઉંચી પ્રતિની કવિત્વશક્તિ દેખાતી નથી. એની હિંદુસ્તાનીમાં સતસૈ છે તે એનો ઉંચી પ્રતિનો ગ્રંથ છે ખરો. એની છૂટક છૂટક કવિતા પદ ગરબીઓ વગેરે જે છે, પછી શૃંગાર સંબંધી અથવા નીતિ વૈરાગ્ય સંબંધી, તેમાંની અડધોઅડધ ઘણી સારી છે ને એ છૂટક છૂટક કવિતાનો સંગ્રહ કરી તેને દયારત્ન-માળ એવું નામ આપીએ તો તે ખોટું ન કહેવાય. દયારામના કવનમાં વિશેષ ત્રણ રસ જોવામાં આવે છેઃ શૃંગાર, શાંત અને હાસ્ય. કવિની વિદ્વત્તા એ જુદી વાત છે. અને કવિની કવિત્વશક્તિ એ જુદી વાત છે. કવિ ગમે તેટલો વિદ્વાન હોય અને ગમે તેટલી સરળતા રાખી પ્રાસાદિક શક્તિથી પોતાની કવિતાને શણગારતો હોય, પણ જો તેમાં રસ નથી, જોસ્સો નથી, અને ચિત્ર પાડવાની શક્તિ નથી, તો તે કવિ જોકે અજ્ઞાની લોકોમાં મોટો કહેવાય છે, તોપણ તે કવિ-પંક્તિમાં છેલ્લો બેસે છે. સર્વ વિષય ઉપર અને સર્વ રસમાં ખૂબ છટાથી લખ્યું હોય, એવી રીતે કે હૃદય ભેદાઈ જાય, તે કવિ સૌથી શ્રેષ્ઠ જાણવો. ગુજરાતી કવિઓમાં હાલના મારા વિચાર પ્રમાણે દયારામ ત્રીજે નંબરે આવે છે. પહેલો પ્રેમાનંદ, બીજો શામળ, અને ત્રીજો દયારામ. પણ કવિતા રચવાની સરળતા વિશે મારું મત ઘણું જ સારું છે. કોઈ કવિ એના જેવો થયો જ નથી. તેમ શૃંગાર સંબંધી, પ્રીતમ-પ્યારીનાં પરસ્પર ભાષણ સંબંધી, વ્યાવહારિક મધુરા કહેવતવાળા શબ્દોની ચતુરાઈ પણ સૌથી શ્રેષ્ઠ છે. એનામાં કેટલાએક શબ્દ તેના

તે જ વારે વારે જોવામાં આવે છે. 'કાળજ કોર્યું', 'તાલાવેલી તનમાં', 'નેન નચાવે', 'ધિઠિયે ઢાંક્યાં', 'ચિતની ચેતવણી', 'ચિત ચોરતું', વગેરે. એ દોષ શામળમાં ઘણો જોવામાં આવે છે. તેમ પ્રેમાનંદમાં પણ થોડોક છે. આવી રચનાની કવિતા જ્યારે ગાયનમાં ગવાય ત્યારે તેની અસર કંઈ થોડી નહીં. પણ લોકો રાગડા ઉપરથી જ કવિતાની પરીક્ષા કરે છે તે ખોટું છે. રાગડાને ને કવિતાને કંઈ જ સંબંધ નથી. જેમ બીજા સાધારણ લોકો દયારામને મોટો કવિ સમજે છે તેમ હું પણ સમજતો, પણ જેસ જેમ તેનું કવન હું વાંચતો જાઉં છું અને રાગડા અને શબ્દરચનાનો વિચાર દૂર રાખી ફક્ત રસાલંકારયુક્ત કવિત્વનો જ વિચાર કરું છું અને બીજા કવિઓની કવિત્વશક્તિ સાથે સરખાવું છું, તેમ તેમ મારા વિચારમાં તેનું શ્રેષ્ઠપણું ઓછું થતું જાય છે.

હું દયારામના ધર્મ સંબંધી વિચારને બિલકુલ પસંદ નથી કરતો, એને મોટા વિદ્વાન દાખલ માન નથી આપતો, હું એના ક્રોધી અને અભિમાની સ્વભાવની દયા ખાઉં છું, તોપણ તેની દરદી કવિતા ઉપર અને તમામ કવિતાની ભાષા ઉપર ખરેખર મોટો આસક્ત છું. હિંદુસ્તાની રાગોને ગુજરાતીમાં દાખલ કરવાનું માન એને જ આપું છું. તેમ જ તેના સુઘડ વિચારો ઉપરથી એને સુઘડ જન જાણી હું એને મારા એકાંતના મિત્રવર્ગમાંનો એક માનું છું. મારો ગમે તેવો વિચાર છે,—અને લોકોનો વિચાર તો બે ગોળીના ચડવા જેવો અને સમે સમે બદલાતો હોય છે,—તોપણ દયારામની ગુજરાતી કવિતા સમજાય તેવી સારી રચનામાં હોવાથી તે ગુજરાતમાં જાણીતી ને માનીતી છે તે જોઈને હું ઘણો સંતોષ પામું છું. ખરેખર, દયારામ ગુજરાતનું મોરું હતું. અને તેની વાણી આપણી ગુજરાતી ભાષાનું ભૂષણરૂપ અંગ છે, ને તે હંમેશ તેમ જ રહેશે.

### સ્વાધ્યાય

૧. દયારામના જીવનનો પરિચય આપો.

૨. એની કવિતાને પોષક એવું એના જીવનમાં શું છે?

૩ એની કવિતા વિષે નર્મદનું શું કહેવું છે?
૪. કવિતા વિષે નર્મદના વિચારો જણાવો.
૫. દયારામમાં તમને શું ગમ્યું તે કારણો સાથે કહો.

# સ્વામી દયાનંદ સરસ્વતી

[આ ટૂંકો લેખ 'બુદ્ધિપ્રકાશ'ના એક જૂના અંકમાંથી ઉતાર્યો છે. ગુજરાતે હિન્દને આપેલા અનેક સુપૂતોમાં સ્વામી દયાનન્દ સરસ્વતીનું સ્થાન ઘણું માનભર્યું છે. એમના વિચારો સાથે બધા જ સહમત ન થાય એ સંભવે, પણ એમણે હિન્દુસ્તાનની કરેલી સેવા સંબંધી મતભેદને સ્થાન નથી. આજથી પોણા સૈકા ઉપરનો આપણો સમાજ કલ્પો, અને તેમાં અસ્પૃશ્યતાની વિરુદ્ધ બોલતા કોઈ તેજસ્વી સંન્યાસીને કલ્પો. શી દશા થાય તેની? એક મોટા શહેરમાં તો દયાનન્દ ઉપર તેના એ અપરાધ (!) માટે લોકોએ પથ્થર ફેંક્યા. સ્વ. રાનડે જેવા આપણા એક મોટા પુરુષે એ જોયું, અને સ્વામીને એ લોકો ઉપર કામ ચલાવવા કહ્યું, પણ સ્વામીએ પોતાના જ લોકો સામે કંઈ પણ પગલાં ભરવાની ના પાડી. લોકો અજ્ઞાનને લઈને એવું કરતા હતા એ માટે તેમને દયા આવતી—રોષ ન હતો. આવા પુરુષના જીવનચરિત્રમાં તો કેટલું બધું જાણવાનું હોય! અસ્પૃશ્યતા-નિવારણ, રાષ્ટ્રીય શિક્ષણ, રાષ્ટ્રભાષા હિન્દી, વિધવા-પુનર્વિવાહ, વગેરે આજના આપણા પ્રજાજીવનનાં મોટાં બળોના આદ્યદ્રષ્ટા એ મહાપુરુષ હતો. અહીં એણે પોતાના બાલ્યની એક જ મહત્ત્વની ઘટના આપી છે—અને તેથી એ માત્ર **જન્મચરિત્ર** છે, જીવનચરિત્ર નથી. સ્વામી દયાનન્દ જન્મે ગુજરાતી હતા, પણ સમગ્ર હિન્દને પોતાનો સંદેશ એમને સંભળાવવો હતો એટલે પોતાનાં બધાં લખાણ એમણે હિન્દીમાં કર્યાં છે. ગુજરાતીમાં એમનાં કોઈ લખાણો જાણમાં નથી. અહીં ઉતાર્યું છે એ પણ બહુ ઓછું જાણીતું છે. જે ઘટનાએ મૂળશંકરને દયાનંદ બનાવ્યા તે ઘટનાની પ્રસ્તાવના આ લેખમાં છે. આખી ઘટના એમાં નથી. તે એમના કોઈ જીવનચરિતમાંથી જાણી લેવી.]

## મારું જન્મચરિત્ર

કાઠિયાવાડમાં આવેલા મોરબી રાજાના તાબાના એક ગામમાં હું કે જે હાલ દયાનંદ સરસ્વતીને નામે ઓળખાઉં છું તે સંવત ૧૮૮૧માં ઉદીચ્ય જ્ઞાતિના બ્રાહ્મણના એક કુટુંબમાં જન્મ્યો હતો. મારા પિતાનું

તથા મારી જન્મભૂમિનું નામ મેં પહેલેથી જ લેવાનું દુરસ્ત નથી ધાર્યું તેનું કારણ એ કે, મને મારા ધર્મ પ્રમાણે તેમ કરવાની મના છે. મારાં સગાંવહાલાંથી કોઈને મારી ફરીને ભાળ મળી હોત તો તેઓ મને શોધી કાઢત, ને તેમ થવાથી મોઢામોઢ થયે મારે પાછું પણ જવું પડત, ધનનો સ્પર્શ કરવો પડત,* ને તેઓના સંબંધમાં પાછા પડી તેમની જરૂરિયાતો પૂરી પાડવી પડત. જો આ પ્રમાણે થાત તો સુધારાનું પવિત્ર કામ જેને મેં મારી આખી જિંદગી અર્પણ કરી છે તે બળાત્કારે છોડી દેવું પડત. એથી સુધારાને મોટો ધોકો પહોંચત. દેવનાગરી લિપિ મેં ભણવા માંડી ત્યારે મારી ઉમ્મર ભાગ્યે જ પૂરી પાંચ વર્ષની થઈ હતી. મારાં માબાપ ને વડીલોએ મને આ વખતે મારી જ્ઞાતિધર્મ ને કુળધર્મની ક્રિયામાં પ્રવીણ કરવાને લાંબાં સ્તોત્ર, શ્લોકાદિક મોઢે કરાવવા માંડ્યાં. આઠ વર્ષની ઉમ્મરે હું ઉપવીત ધારણ કરીને ગાયત્રી, સંધ્યા અને તેની ક્રિયા, રુદ્રાધ્યાય ને યજુર્વેદ સંહિતા શીખ્યો. મારો કુળધર્મ શિવમાર્ગનો હતો તેથી મારાં સર્વ સગાંવહાલાંને મને તે માર્ગના મર્મથી વધારે વાકેફગાર કરવાની ધારણા હતી. અને તેથી તેમણે મને માટીને કાલવીને બનાવેલી શિવની તરેવાર-મૂર્તિને, જેને પાર્થિવ લિંગ કહે છે, તેને પૂજતાં પહેલાં શીખવ્યું. પણ આ પૂજા કરતાં કેટલાક ઉપવાસ કરવા પડે છે તથા શરીરે કષ્ટ વેઠવું પડે છે. ને મને તો સવારમાં વહેલું ખાવાની ટેવ પડી હતી તેથી આમ કરવાથી મારી તંદુરસ્તી બગડશે એમ ધારીને મારી માએ મને દરરોજ એવી પૂજા કરવાની ના કહી. પણ મારા પિતાએ પાર્થિવ પૂજા કર્તવ્ય છે એવું કહી તે મારી પાસે કરાવવાની હઠ લીધી તેથી તે બન્નેની વચમાં તે બાબતનો ઝઘડો થવા લાગ્યો ને તે ઠેઠ સુધી પહોંચ્યો. મારો અભ્યાસ જારી રાખી હું સંસ્કૃત વ્યાકરણ શીખ્યો, મારો વેદ પાઠ કર્યો ને મારા પિતાની સાથે દેવમંદિર તથા શિવપૂજનની જગાએ જવા લાગ્યો.

* સંન્યાસીમાત્રને ધનનો સ્પર્શ તથા લેવડદેવડની ને વેપારની ધર્મશાસ્ત્રમાં સાફ મનાઈ છે.

એમની મારી સાથેની વાતચીતનો મુખ્ય હેતુ હંમેશાં એકનો એક જ હતો તે એ કે સર્વ ધર્મમાં શિવધર્મ શ્રેષ્ઠ છે, માટે અહોનિશ શિવ-પૂજન કરવું ને શિવને સર્વ દેવથી વધારે માન આપી તેની ભક્તિ કરવી. મારું વય ચૌદ વર્ષનું થયું તે વારે યજુર્વેદ સંહિતા આખી, બીજા વેદ ને શબ્દરૂપાવળીના કેટલાક ભાગ તથા વ્યાકરણ શીખવાથી મારો અભ્યાસ પૂરો થયો ગણાયો.

મારા બાપને સરાફની દુકાન હતી, ને વળી અમારા કુટુંબમાં વંશપરંપરાથી ઊતરતી આવેલી જમાદારી હતી તે મળવાથી પૈસે-ટકે અમે સુખી હતા. જમાદારીનું કામ ગામની ઉઘરાત સાથે માજિસ્ટ્રેટપણાનું હતું. જ્યાં જ્યાં શિવપુરાણની કથા થતી ત્યાં ત્યાં મને મારા પિતા અવશ્ય પોતાની સાથે લઈ જતા ને છેવટે તો મારાં માતુશ્રીની તકરાર વિષે આંખ આડા કાન કરી મને ફરી પાછા પાર્થિવ પૂજા કરવા માંડવાની આજ્ઞા કીધી. મહા વદિ તેરશ એટલે મોટી શિવરાત્રિને દહાડે લાંઘણ કરવાની આવી. મારા પિતાએ મારા શરીર-કૌવત પર વિચાર ન કરતાં, મારે નકોરડો ઉપવાસ કરવો તથા તે મહારાત્રિમાં મને ધર્મ સંબંધી કેટલીક નવી ગુપ્ત વાતો જણાવવાની છે માટે આખી રાત જાગરણ કરી શિવનું પૂજન કરવામાં સામેલ રહેવું એવું ફરમાવ્યું. બીજા કેટલાક જુવાન પોતાના વડીલો સાથે શિવમંદિરે ગયા, તેમ હું પણ મારા બાપની જોડે ગયો. પૂજનકાળના ચાર ભાગ પાડ્યા હતા, તેમાંનો દરેક એક એક પ્રહરનો હતો. મધ્યરાત્રી થયા પહેલાં મારું કામ પૂરું થવાથી દેરાના ઘુમ્મટના ભાગમાં આવી જોઉં છું તો, પૂજારીઓ અથવા ભગડા જેમનું કામ મહાદેવમાં પખાળ વગેરે કરવાનું તથા પાર્વતીને શણગાર પહેરાવવાનું હતું તેઓ તથા પૂજાર્થે આવેલામાંના કેટલાક લસલસાટ ઊંઘતા પડેલા નસકોરાં બોલાવતા હતા. ઘણાં વર્ષથી હું સાંભળતો આવેલો કે આ મહારાત્રીએ જે કોઈ ઊંઘે તે પોતાનું પાછલાં ધર્મ-કાર્યોનું સઘળું ફળ ખુએ, તેથી હું ઊંઘ અને આળસ તજવા વારંવાર આંખે ટાઢું પાણી ચોપડતો.

**સ્વાધ્યાય**

૧. આ પાઠ વાંચતાં તમારા મન પર શી અસર થઈ તે નોંધો.

૨. સ્વામી દયાનન્દ સરસ્વતીના જીવન અને કાર્ય વિષે જે જાણતા હો તે લખો.

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

[ આપણી ભાષાના એક સર્વોત્તમ ગ્રંથ 'સરસ્વતીચંદ્ર'માંથી આ પ્રસંગ લીધો છે. મણિરાજ બાળકરૂપે પણ એટલો બધો વિચારશીલ અને લાગણીવાળો લાગે છે કે આગળ ઉપર એ મહાન થશે એની આગાહી આપણને એના આ વર્તનથી મળી રહે છે. નાને મોઢે મોટી વાતો બોલતો હોય એવું ન લાગે, અને મોટા મોટા વિચારો આવડો બાળક તે કદી બોલી શકે એવો અસંભવદોષ આપણા મનમાં ન જાગે, એ માટે લેખકે ચીવટ રાખી છે. કેટલાક ગંભીરતાવાળા વિચારો તેણે પોતાની માતા પાસેથી સાંભળેલા છે અને 'માતાજીએ કહ્યું છે કે...' એવી પ્રસ્તાવના કરીને મણિરાજ તે તે વિચાર રજૂ કરે છે. આ ઉપરથી બીજી એક અગત્યની વાત ધ્યાન ખેંચે છે તે એ છે કે બાળકની ખરી કેળવણી તેને મા પાસેથી જ મળે છે. આપણે જોઈ શકીએ છીએ કે ભાવિ મહાન લોકનેતા થવાની લાયકાત જે સંસ્કારોને લીધે મણિરાજમાં આપણને દેખાય છે તે બધા જ એને માતા તરફથી મળ્યા છે. લેખકે બાળલીલાનો આકસ્મિક પ્રસંગ લઈને પણ, આ રીતે ઘણી મહત્ત્વની વાતો છેડી છે. બાળકની ધીરતા, મધુરતા, બાળકમાં જે ન હોય તો ખામીરૂપ ગણાય તે સ્મતિ-ચાળપણું અને મધુમક્ષિકાના છોકરા પ્રત્યે એણે દર્શાવેલી દયા નહિ પણ મમતા,—એ બધાને લીધે આ નાનકડો પ્રસંગ જીવનથી ભર્યો ભર્યો લાગે છે;—જે એના લેખકની આગવી શક્તિ છે. ]

## બાલ મણિરાજ

મધુમક્ષિકાના સોંપેલા રાજકુમારને રાજાએ પોતાની આંગળીએ લીધો અને પ્રધાનને તેડવા મોકલી રાજા બાળકની સાથે ગોષ્ઠીવિનોદ કરી તેની પરીક્ષા કરવા લાગ્યો: 'કુમાર, હવે માતાજી વિના તમને ગમશે કે?'

મણિરાજ—માતાજી વિના તો નહિ ગમે, પણ આપને માતાજી વિના રહેવું પડે છે તેમ અમે પણ રહીશું.

મધુ૦—મહારાજ, એ ઉત્તરમાં કાંઈ બાકી રાખ્યું નથી. આપ અને માતાજી ઉભય પ્રતિ આ ઉત્તર સધર્મ છે. સર્વ ધર્મ જાળવી બાલકે બાલભાષામાં આપેલો ઉત્તર જ કહી આપે છે કે, મોટપણે એ રત્નનગરીના રાજાઓનું ધર્મવૈચિત્ર્ય જાળવશે.

મલ્લરાજ—(પ્રસન્ન મુખે બાલકનો હાથ ઝાલી) અમારે તો રાજ્ય કરવું પડે છે—તમે શું કરશો ?

મણિરાજ—આપ રાજ્ય કરો ત્યારે દેખાડી દેવાની કૃપા કરજો કે રાજ્ય આમ થાય. આપની સાથે રહીશું, આપ દેખાડશો તે દેખીશું, ને આપ કહેશો તે કરીશું.

મધુ૦—મહારાજ, બાળકે તો રાજવિદ્યાનું માગણું માગી લીધું—તે આપવું એ હવે આપના અધિકારની વાત.

બાળકે હાથ ઊંચો કરી દાસીનું મુખ દાબ્યું: 'મધમાખ, અમે રાજાજી જોડે વાત કરીએ, તેમાં વચ્ચે ગણગણવાનું તને કોણે કહ્યું છે? તારે અમારી વાતમાં બોલવું નહિ.'

મધુમક્ષિકા નીચી વળી કુમારને છાતી સરસો દાબવા લાગી અને તેમ કરતાં કરતાં એની આંખમાં આંસુ ભરાયાં. તેને દાબતી દાબતી છોડી દેતી તે બોલી: 'ઘણું જીવો, કુમાર!—મહારાજ! પ્રભાતનો સૂર્ય ઊગતો ઊગતો તિમિરને આઘું ધકેલે તેમ આપની પાસે આવતા ઊગતા રાજકુમાર, રાજવિદ્યાનો આરંભ કરતા પહેલાં આજથી જ, મજ જેવાનો અધિકાર બંધ કરે છે ને કહે છે કે મારી પાસે અવલા પ્રવલા નહિ થાય.'

મણિરાજ—મધમાખ, હજી તું ગણગણતી રહેતી નથી ને કહ્યું કરતી નથી.

મધુ૦—તે આપ મને શું કરશો?

મણિરાજ પિતા ભણી જોઈ બોલ્યો : 'મહારાજ, માતાજીએ કહ્યું છે કે અવળે રસ્તે ચાલે તેને રાજાજી શિક્ષા કરે, માટે હવે આપ જાણો.'

મધુ૦ — (હસી પડી) ત્યારે આપનું બળ તો થઈ રહ્યું કે?

મણિરાજ — હું તારી સાથે બોલીશ નહિ.

મધુ૦ — મહારાજ, બાલકે આજ્ઞા કરવી જાણી, આજ્ઞાભંગની અસહિષ્ણુતા બતાવી, આપે કરવાની શિક્ષા આપને સોંપી. અને સ્ત્રીજાતિને બાલકે કરવા જેવી શિક્ષા મને કરી — મારી સાથે અબોલા લીધા! મહારાજ, રાજસ્વભાવના વૃક્ષનો અંતર્ભાવ આ બાલકબીજમાં છે. તે બીજના અંકુર આજ આપરૂપી સૂર્યના તેજની પાસે ફુટવા માંડ્યા છે.

મણિરાજ — મહારાજ, મારી વાત આપને કહી દીધી; ગમે તો આ મધમાખને ઉરાડી મૂકો અને ગમે તો તેને ગણગણતી રોકો. મને આજ આપની સાથે વાતો કરવાનું મન થયું છે તે આની વાત જરી ગમતી નથી.

મધુ૦ — કુમાર, આપ જાતે જ મને કાઢી મૂકો તો હું તરત જાઉં.

મણિરાજ — હું કાંઈ તને કાઢી મૂકતો નથી. તારા મધુપૂડામાં ભરાઈ જા ને ગણગણીશ નહિ એટલે થયું.

મધુ૦ — લો ત્યારે હું આ છાની રહી.

મણિરાજ — હવે ઠીક.

સઉ બોલતાં બંધ રહ્યાં. કુમાર મધુમક્ષિકા ભણી જોઈ રહ્યો. તોયે એ બોલી નહિ.

મણિરાજ — મધમાખ, બોલતી કેમ નથી?

મધુમક્ષિકા બોલી નહિ. હસતી હસતી જોઈ રહી.

મણિરાજ — કેમ બોલતી નથી!

મલ્લરાજ — તમે બોલવાની ના કહી તે શી રીતે બોલે?

મણિરાજ — હું બોલાવું ત્યારે તો બોલે.

મલ્લરાજ — તમારે એની પાસે શું બોલાવવું છે?

---

૧. સહી જવાની અશક્તિ.

મણિરાજ — માતાજીએ કહાવેલું બધું એણે આપને કહ્યું, પણ કાલ રાત્રે રાણીજીએ ને મધમાખે પોતે મને કહેલું હતું તે આજ કહેતી નથી.

મલ્લરાજ — શું કહ્યું હતું ?

મણિરાજ — એ વાત મધમાખ કહે.

મધુ૦ — હું તો ભૂલી ગઈ છું.

મણિરાજ — ભૂ . . . લી . . . જા . . . ય ! બોલી દે. રાણીજી રોજ તને જૂઠી કહે છે.

મધુ૦ — એ તો એમનું જૂઠું ખાઉં માટે જૂઠી કહે છે.

મણિરાજ — વારુ, બોલ તો ખરી !

મધુ૦ — શું બોલું ? જરા સંભારી આપો તો બોલું.

મણિરાજ — પેલું–લાકડાના ઘોડાને ઠેકાણે ખરો ઘોડો ને એવું બધું.

મધુમક્ષિકા હસવા લાગી — હા. હા, મહારાજ, કુમારને આપની પાસે બોલી કરી આણેલા છે.

મણિરાજ — તે બોલી શી તે કહે ને ?

જરાશંકર એટલામાં આવ્યો અને પાસે બેઠો. કુમારને ખોળામાં લીધો.

જરાશંકર — મહારાજ, કુમારશ્રીને શું પૂછવા માંડ્યું છે ?

મલ્લરાજ — કુમાર આજથી માતાજીનું મંદિર છોડી આપણી પાસે આવ્યા છે તે બોલી કરીને આવ્યા છે.

જરાશંકર — હેં કુમાર ! શી બોલી કરી છે ?

મણિરાજ — આજથી મારા લાકડાના ઘોડાને ઠેકાણે હવે મને ખરો ઘોડો આપવાનો.

જરાશંકર — બીજું કાંઈ ?

મણિરાજ — હવે મારે રમવાનું મૂકી દઈ ઘોડે ચડવાનું, પટા રમતાં શીખવાનું, ને બૈરાંને મૂકી મહારાજની અને પ્રધાનજીની સાથે ફરવાનું ને દરબાર ભરાય તેમાં આવવાનું.

મધુ૦ — (હસી પડી) ત્યારે આપનું બળ તો થઈ રહ્યું કે?

મણિરાજ — હું તારી સાથે બોલીશ નહિ.

મધુ૦ — મહારાજ, બાલકે આજ્ઞા કરવી જાણી, આજ્ઞાભંગની [1]અસહિષ્ણુતા બતાવી, આપે કરવાની શિક્ષા આપને સોંપી, અને સ્ત્રીજાતિને બાલકે કરવા જેવી શિક્ષા મને કરી — મારી સાથે અબોલા લીધા! મહારાજ, રાજસ્વભાવના વૃક્ષનો અંતર્ભાવ આ બાલકબીજમાં હતો તે બીજના અંકુર આજ આપરૂપી સૂર્યના તેજની પાસે ફૂટવા લાગે છે.

મણિરાજ — મહારાજ, મારી વાત આપને કહી દીધી; ગમે તો આ મધમાખને ઉરાડી મૂકો અને ગમે તો તેને ગણગણતી રોકો. મને આજ આપની સાથે વાતો કરવાનું મન થયું છે તે આની વાત જરી ગમતી નથી.

મધુ૦ — કુમાર, આપ જાતે જ મને કાઢી મૂકો તો હું તરત જાઉં.

મણિરાજ — હું કાંઈ તને કાઢી મૂકતો નથી. તારા મધુપૂડામાં ભરાઈ જા ને ગણગણીશ નહિ એટલે થયું.

મધુ૦ — લો ત્યારે હું આ છાની રહી.

મણિરાજ — હવે ઠીક.

સહુ બોલતાં બંધ રહ્યાં. કુમાર મધુમક્ષિકા ભણી જોઈ રહ્યો, તોયે એ બોલી નહિ.

મણિરાજ — મધમાખ, બોલતી કેમ નથી?

મધુમક્ષિકા બોલી નહિ. હસતી હસતી જોઈ રહી.

મણિરાજ — કેમ બોલતી નથી?

મલ્લરાજ — તમે બોલવાની ના કહી તે શી રીતે બોલે?

મણિરાજ — હું બોલાવું ત્યારે તો બોલે.

મલ્લરાજ — તમારે એની પાસે શું બોલાવવું છે?

---

૧. સહી જવાની અશક્તિ.

મણિરાજ — માતાજીએ કહાવેલું બધું એણે આપને કહ્યું, પણ કાલ રાત્રે રાણીજીએ ને મધમાખે પોતે મને કહેલું હતું તે આજ કહેતી નથી.

મલ્લરાજ — શું કહ્યું હતું ?

મણિરાજ — એ વાત મધમાખ કહે.

મધુ૦ — હું તો ભૂલી ગઈ છું.

મણિરાજ — ભૂ . . . લી . . . જા . . . ય ! બોલી દે. રાણીજી રોજ તને જૂઠી કહે છે.

મધુ૦ — એ તો એમનું જૂઠું ખાઉં માટે જૂઠી કહે છે.

મણિરાજ — વારુ, બોલ તો ખરી !

મધુ૦ — શું બોલું ? જરા સંભારી આપો તો બોલું.

મણિરાજ — પેલું-લાકડાના ઘોડાને ઠેકાણે ખરો ઘોડો ને એવું બધું.

મધુમક્ષિકા હસવા લાગી — હા. હા, મહારાજ, કુમારને આપની પાસે બોલી કરી આણેલા છે.

મણિરાજ — તે બોલી શી તે કહે ને ?

જરાશંકર એટલામાં આવ્યો અને પાસે બેઠો. કુમારને ખોળામાં લીધો.

જરાશંકર — મહારાજ, કુમારશ્રીને શું પૂછવા માંડયું છે ?

મલ્લરાજ — કુમાર આજથી માતાજીનું મંદિર છોડી આપણી પાસે આવ્યા છે તે બોલી કરીને આવ્યા છે.

જરાશંકર — હેં કુમાર ! શી બોલી કરી છે ?

મણિરાજ — આજથી મારા લાકડાના ઘોડાને ઠેકાણે હવે મને ખરો ઘોડો આપવાનો.

જરાશંકર — બીજું કાંઈ ?

મણિરાજ — હવે મારે રમવાનું મૂકી દઈ ઘોડે ચડવાનું, પટા રમતાં શીખવાનું, ને બૈરાંને મૂકી મહારાજની અને પ્રધાનજીની સાથે ફરવાનું ને દરબાર ભરાય તેમાં આવવાનું.

જરાશંકર — કેમ મધુમક્ષિકા, આવી બોલી કરી છે ?

મધુ૦ — હા જી.

મણિરાજ — હવે હું મહારાજની સાથે જમવાનો.

જરાશંકર — એમાં તો મહારાજની આજ્ઞા જોઈએ.

મણિરાજ — તે તમે અપાવો કે મધમાખ અપાવે. હું નહિ માગું.

જરાશંકર — પિતાજીની પાસે તો માગવી પડે.

મણિરાજ — માતાજીએ કહ્યું છે કે ક્ષત્રિયો માગે નહીં.

જરાશંકર — ત્યારે જોઈતું હોય તે શી રીતે મેળવે ?

મણિરાજ — જાતે મેળવે, બળે મેળવે, તરવાર વડે મેળવે.

જરાશંકર — ત્યારે આપ પણ તેમ મેળવો.

મણિરાજ — મેં બોલી કરી છે તે મધમાખ નહિ અપાવે તો એના ઉપર રિસાઈશ એટલે એ એની મેળે અપાવશે.

મધુ૦ — કુમાર, મારે તો આપની પાસેથી હવે જવાનું.

મણિરાજ — જાય ક્યાં ? બોલી પાળ્યા વગર જાય તો બારણા વચ્ચે ઊભો રહી રોકું.

જરાશંકર — કુમાર, હવે તમારી બોલી મહારાજ પાળશે.

મણિરાજ — મહારાજ આપને આજ્ઞા કરે તો બોલી પળાઈ સમજું.

જરાશંકર — તે આજ્ઞા કરી જ સમજો.

મણિરાજે મલ્લરાજ સામું જોયું. મલ્લરાજને હસવું આવ્યું.

મણિરાજ — રાણીજીએ કહ્યું છે કે આપની આજ્ઞા વગર કોઈથી ચલાય નહિ ને પ્રધાનજી આમ કેમ પોતાની મેળે કરે છે ?

મલ્લરાજ — એમને જ પૂછો.

જરાશંકર — કુમાર, મહારાજ પ્રસન્ન થાય ત્યારે એમની આજ્ઞા થઈ સમજવી.

મણિરાજ — ત્યારે અમે પણ એમને પ્રસન્ન જ કરીશું એટલે અમારી મરજી પ્રમાણે થશે.

જરાશંકર — એમ જ.

મધુ૦ — મહારાજ, કુમાર સોંપી હું હવે રજા લઉં છું.

મણિરાજ — મધમાખ, માતાજીએ કહ્યું છે કે રાજાએ અને કુમારોએ સેવકોની ચાકરી જાણવી. માટે ઊભી રહે.

સૌ જોઈ રહ્યાં.

મણિરાજ — મહારાજ, આપની આજ્ઞા હોય તો મારાં રમકડાં મધમાખના દીકરાને આપવાનાં છે તે હું માતાજીને મંદિર જઈને એને આપું.

મલ્લરાજ પુત્રની કૃતજ્ઞતાથી પ્રસન્ન થયો અને તેને ખોળામાં લઈ બોલ્યો, ‘કુમાર, માતાજીએ જે જે કહ્યું છે તે સરત રાખજો ને એમને મંદિરે જઈ મધમાખને ખુશી કરો. મધુમક્ષિકા, કુમારને વાસ્તે યોગ્ય વ્યવસ્થા કરતાં સુધી માતાજીની પાસે જ થોડા દિવસ રાખજે ને હું બોલાવું એટલે લાવજે.’

મણિરાજ — મહારાજ, હું હવે રમકડાં રમવાનો નહિ.

મલ્લરાજ હસીને બોલ્યો: ‘ના, કુમાર, નહિ. હવે તમારે બેસવાને ઘોડા ને રમવાને પટા ને બાણ આવશે — પ્રધાનજી સત્વર મોકલાવશે.’

મણિરાજ — તે શાખવશે કોણ ?

મલ્લરાજ — તે પણ આવશે.

મણિરાજ — મને આપ ક્યારે બોલાવશો ?

મલ્લરાજ — સાંજે કિલ્લો જોવા લઈ જઈશું.

મણિરાજ — હા ! મધમાખ, હવે ચાલ ને ઘેર જઈ તારા દીકરાને લાવ તો હું તેને રમકડાં આપી દઉં.

મધુ૦ — તે મને આપજો એટલે હું એને આપીશ.

મણિરાજ — ના. તું તો ઘરમાં રાખી મૂકે ને તારા દીકરાને આપે નહિ. એ તો હું જ એને આપીશ તે મારી પાસે લાવજે, ને જો પાછાં એની પાસેથી ખૂંચી લીધાં તો જોજે તારી વલે.

મધુ૦ — એમ કરજે. ચાલો હવે મહારાજની રજા લઈએ.

મણિરાજે એનું મોં ફરી દાબ્યું.

મધુમક્ષિકા કુમારનો હાથ ખસેડતી બોલી : 'કેમ મોં દાબો છો ? જવાની ઇચ્છા નથી ?'

મણિરાજ — અહીં ઊભી રહે. મહારાજ જશે ત્યારે જઈશું.

મધુ૦ — ત્યાં સુધી શું કરીશું ? મહારાજને હવે કામ હશે.

મણિરાજ — મહારાજ પ્રધાનજી જોડે બોલશે તે સાંભળીશું.

મધુ૦ — મહારાજની ખાનગી વાતો આપણાથી સંભળાય નહિ.

મણિરાજ — ત્યારે રજા લે.

આટલી વાર રાજાપ્રધાન પરસ્પર વાતોમાં ભળ્યા હતા તેને મધુમક્ષિકા કહેવા લાગી :

'મહારાજ, હું ત્યારે આજ્ઞા માગું છું ને કુમારને સાથે લઈ જાઉં છું — પણ જતાં જતાં માતાજીના સંદેશા ઉપરાંત હું રંક કાંઈ વિજ્ઞપ્તિ મારા ભણીથી કરું તે સાંભળવી જોઈએ.'

મલ્લરાજ — બોલ.

મધુ૦ — મહારાજ ! સામાન્ય મનુષ્યોને પણ પુત્રરત્ન મૂલ્યવાન હોય છે તો રાજાને હોય તેમાં કાંઈ નવાઈ નથી. શ્રુતિ પુત્રને પિતા પાસે કહેવડાવે છે કે :

'अंगादंगात्संभवसि हृदयादधिजायसे ।
आत्मा वै पुत्रनामाऽसि स जीव शरदः शतम् ॥'

(પુત્ર — મારા પ્રત્યેક અંગમાંથી તું સંભવ પામ્યો છે અને હૃદય પાસેથી ઉત્પન્ન થયેલો છે તે પુત્ર નામે મારો આત્મા જ તું છે: તે સો શરદઋતુ વટાવી જીવ જ.) — મહારાજ, પુત્રમાં પિતાના અંગનો આવિર્ભાવ તો થતાં થાય, પણ પિતાના હૃદયનો આવિર્ભાવ તો અવશ્ય થાય છે.

મણિરાજ આ સર્વ વાત સાંભળી રહ્યો હતો, ધાત્રીના મુખ સામું જોઈ રહ્યો હતો અને મધ્યે પિતા અને પ્રધાનનાં મુખ સામું

જોયાં કરતો હતો તે, મલ્લરાજ ઉત્તર આપે તે પહેલાં, ધાત્રીનો પાલવ ઝાલી બોલી ઊઠ્યો:

'મધમાખ, ગણગણી રહી?'

મધુ૦ — હા, આપને કાંઈ કહેવું છે?

મણિરાજ — એક બોલી તું કરે તે વગર હું આવવાનો નથી.

મધુ૦ — શી બોલી?

મણિરાજ — ભરતે સિંહના દાંત ગણવા માંડ્યા ને શકુંતલા આવી ત્યારે ભરતને મૂકી રાજા સાથે એ વાતો કરવા મંડી ગઈ ને ભરતને ન બોલાવે શકુંતલા ને ન બોલાવે દુષ્યંત!

મધુ૦ — તેનું આજ શું છે?

મણિરાજ — રાણીજીને તારે કહેવું કે મારે આમ ભરતના જેવું ન થાય, મારી સાથે તો આખો દહાડો ને રાત ભરતની ને લવકુશની વાતો' કર્યાં કરે તો આવું.

સૌ હસી પડ્યા.

મધુ૦ — તે રાણીજી કાંઈ મારા હાથમાં? આપ એમને કહેજો.

મણિરાજ — હું આવ્યો ત્યારે રાજા તારા હાથમાં ખરા ને હવે જતી વખત રાણીજી નહિ. આવ્યો ત્યારે કેમ બોલી કરી હતી? — જા, નહિ આવું તારી સાથે.

સર્વ હસી પડ્યાં.

મલ્લરાજ — કુમાર, જાઓ રાણીજીને કહેજો.

મણિરાજ — હું રાણીજી પાસે માગવાનો નહિ. અમે રાજકુમારો તો બળે કરી લઈએ — તે આવો તાલ નહિ ચૂકું. આપ દુષ્યંત રાજા જેવું કરશો તો મને નહિ ગમે. મારી સાથે તો વાતો કર્યાં કરશો તો મને ગમશે.

રાજા પ્રધાન ફરી હસી પડ્યા. મધુમક્ષિકા મોં મલકાવી શરમાઈ ગઈ.

મધુ૦ — કુમાર બોલી કરી બાંધશે. માગવાના નહિ. ચાલો ત્યારે એમ કરીશું.

મણિરાજ — જોજે હાં! ફરી જઈશ તો પછી. જોજે. હું ખુશી નહિ રહું ને તને કાયર કરીશ.

એ બે જણ વાતો કરતાં કરતાં ગયાં. તેમની પાછળ રાજાની દૃષ્ટિ ગઈ. કુમાર આગળ ચાલી ધાત્રીને હાથ ઝાલી ખેંચતો હતો અને ઉતાવળી ચલાવતો હતો. એ બે અદૃશ્ય થતાં રાજાની દૃષ્ટિ પાછી વળી. સૂર્યમાંથી કિરણ ફૂટે તેમ રાજાના મુખસૂર્યમાંથી પુત્રાભિમાનનો આનંદ ભભૂકતો હતો.

**સ્વાધ્યાય**

૧. મણિરાજમાં એ બાળક હોવા છતાં પણ ભવિષ્યના આદર્શ રાજાની — કર્તવ્યશીલ સેવકની ઝાંખી થાય છે એ એના કયા વર્તનથી?

૨. મણિરાજ મધુમક્ષિકાને ચીડવે છે છતાં તેને માટે એને અનહદ ભાવ છે એ શા ઉપરથી લાગે છે?

૩. આ દૃશ્ય ભજવી શકશો?

૪. મણિરાજ પિતાને મળે છે એ વખતે તમે પણ ત્યાં હાજર હતા એમ કલ્પી ત્યારે બનેલા પ્રસંગનું તમારી ભાષામાં વર્ણન કરો.

## આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

[ 'હૃદયનો હક' એ નાનકડી નોંધમાં લેખકે એક બાજુથી મૃત્યુ પામનારાઓને માટે શોક કરવામાં આપણી જ અલ્પતા અને અણસમજ છે એ બતાવી, બીજી બાજુથી આપણને પણ આપણા હૃદયનો હક રદ્દ કરવાનો અધિકાર છે એ દર્શાવ્યું છે. બીજું, જે મૃત્યુ પામે તે મહાન હોય, જેના મરણથી આખો સંસાર ખળભળી ઊઠે તેને જ આપણે સ્નેહની અંજલિ આપીએ એમ નહિ. આપણા નાનકડા ઘરના નાનકડા 'ઘરદીવડા' બુઝાઈ જાય ત્યારે પણ આપણને તો ખોટ પડે જ છે માટે એમને ભૂલી ન જવાય. આપણા સમાજ માટે તો એ જ મોટા. 'ઘરદીવડાં' — શ્રી. ગોવર્ધનરામે નવલરામ ગુજરી જતાં તેમનું જીવન લખતી પ્રસંગે આનો પ્રયોગ કર્યો હતો:

મોટાં નાનાં વધુ મોટાંમાં તો નાનાં પણ મોટાં,
વ્યોમદીપ રવિ નક્ષબિંદુ, તો ઘરદીવડાં શાં ખોટાં?

જે મોટું છે તે વધુ મોટાંઓમાં તો નાનકડું જ ઠરે છે. આવડા

મોટો રવિ, આકાશનો દીવો, તે આખા આકાશની તેજસમૃદ્ધિમાં તો નાના અમથા બિંદુ જેવડો છે, તો પછી આપણે આપણાં ઘરદીવડાંનો તુચ્છકાર શા માટે કરવો ? એમને પણ આપણે આપણા માટે તો મહાન જ ગણવાં.

અંબાલાલભાઈ વિષેનો લેખ 'વસંત' માસિકના સં. ૧૯૭૦ના આશ્વિન માસના અંકમાં પ્રગટ થયો હતો. ગઈ પેઢીના આપણા એક મોટા પુરુષના અવસાન પ્રસંગે લખાયેલી આ નોંધ આચાર્ય આનંદશંકર ધ્રુવની ગંભીર, ઠરેલ અને સુશ્લિષ્ટ શૈલીનો આપણને ખ્યાલ આપે છે. આનંદશંકરભાઈ એક મોટા ચિન્તક છે. આ નોંધ એમણે તંત્રી-લેખે લખી છે; પણ સામયિકોની પ્રચલિત નોંધો કરતાં એની શૈલી જુદી પડી આવે છે, એ આવી જુદી જુદી સામયિક નોંધો વાંચતાં જોઈ શકાશે.

'દેહાત્મવાદી તરીકે નહિ,...સમજણપૂર્વક' એટલે શરીર માટે કાળજી રાખી તેને જાળવ્યું તે શરીરને જીવનસર્વસ્વ ગણીને નહિ (દેહાત્મવાદ= જડવાદ), પણ શરીર તો આત્માના સંકલ્પોને પાર પાડવાનું સાધન છે એ ગણીને. સરખાવો शरीरमाद्यं खलु धर्मसाधनम् । (ધર્મની કમાણી કરવામાં પહેલું સાધન તે શરીર છે.— કાલિદાસ) સરસ્વતીચંદ્રના લેખક ગોવર્ધનરામ ૫૩ વરસની ઉંમરે ગુજરી ગયા ત્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં તેમના અવસાન માટે શોકનો ઠરાવ થતો હતો ત્યારે '૫૩ વરસની **કાચી** ઉંમરે' એમ એક શબ્દ અંબાલાલભાઈએ ઉમેરાવ્યો હતો.

દૃઢ સંકલ્પ — જે કાર્ય હાથ પર લીધેલાં હોય તેને વિષે સૂતા પહેલાં આખા દિવસમાં એક મિનિટ માટે પણ ધ્યાન આપવું જ આપવું એ એમની રીત હતી. આવા માણસો આદરેલું પૂરું કર્યા વગર રહે ?

'રસ્તે દોડતાં ......' He who runs may read.— (Tennyson) એટલે કે સહેલાઈથી પામી શકાય એવાં છે.

અમદાવાદ કોંગ્રેસ (ઈ. સ. ૧૯૦૨)ના અંબાલાલભાઈ સ્વાગતપ્રમુખ હતા.

એક દેશી રાજ્યનું ન્યાયખાતું — તે વડોદરાનું. ત્યાં તે ન્યાયાધીશ હતા. પદ્ધતિ કરતાં મનુષ્ય અધિક છે — પદ્ધતિઓ મનુષ્ય માટે છે, મનુષ્ય તેમને માટે નથી, એવું વિચારતાં એ વાત સમજાશે.

**માતૃભાષા** દ્વારા **સામાન્ય** લોકને **વ્યવહારુ** કેળવણી — આ જમાનામાં ઉદ્યોગપ્રધાન શિક્ષણપદ્ધતિથી જે આપવાની યોજના થઈ રહી છે તેનો વિચાર એક સહૃદય લોકસેવકને કેટલો બધો વહેલો આવેલો,— તેનો ખ્યાલ આપે છે.]

## હૃદયનો હક

વિશ્વની દૃષ્ટિએ જોતાં આ વિશાળ વિશ્વમાં કોઈ પણ વ્યક્તિનું મરણ હિસાબમાં ગણવા જેવી વસ્તુ નથીઃ કેમ કે પ્રતિક્ષણ આ વિશ્વરૂપી ગહન વનમાં અસંખ્ય પાંદડાં ખરે છે, અને અસંખ્ય નવાં જન્મે છે. ‘तत्र को मोहः कः शोकः।’ પણ વિશ્વ વિરુદ્ધ મનુષ્યને પોતાના હૃદયના હક પણ રજૂ કરવાનો અધિકાર છે. એ રીતે જોતાં ‘હું’ અને ‘મારું’ પણ અવગણવા જેવા પદાર્થો નથી, બલકે એની સ્વાભાવિકતાથી એ દૃષ્ટિ મનુષ્યને અધિક હૃદયંગમ અને રુચિકર થાય છે. ભલે એ દૃષ્ટિ મનુષ્યની ઊંચી ભાવના સાથે અસંગત હોઈ વસ્તુતઃ અયથાર્થ ગણાય, પણ મનુષ્યની સાધારણ મનુષ્યતા તો એમાં જ રહેલી છે એમ કહેવામાં ખોટું નથી. આમ હોઈ મનુષ્ય એના નિકટનાં સંબન્ધીઓ—‘ઘરદીવડાંઓ,’ વા મનુષ્યજાતિના મહાન જ્યોતિઓ આ લોક છોડી ચાલ્યા જાય છે ત્યારે પોતાના સંબન્ધ પ્રમાણે વા એ જ્યોતિના તેજ પ્રમાણે એક વા અનેક શોક અને ખેદના ઉદ્ગાર તો કરે છે જ. સમગ્ર મનુષ્યજાતિને ખળભળાવે એવાં મરણ તો થોડાં જ થાય, કારણ કે એ કોટિના મહાન પુરુષો થોડા જ હોય. પણ સામાન્ય જનતાથી અધિક એવા નાના મોટા જનોનાં મરણ એમના પોતાના પ્રદેશમાં તો મહત્ત્વનાં જ ગણાવાં જોઈએ.

* * * *

## દી. બ. અંબાલાલ સાકરલાલ

દી. બ. અંબાલાલ સાકરલાલના સ્વર્ગવાસથી ગુજરાતને પડેલી ખોટ એ આપણા પ્રાન્તમાં ગયા માસનો મોટામાં મોટો શોકજનક વૃત્તાન્ત છે.

ચાર માસ ઉપર ‘વસન્ત’ પત્ર માટે મેં દીવાન બહાદુરની મુલાકાત લીધી ત્યારે મને જરા ખ્યાલ ન હતો કે આ મહાન પુરુષના મહાન વિચારો અત્યારે છેલછેલ્લા જ ગુજરાત સમક્ષ પ્રકટ થાય છે! દીવાન બહાદુરનું શરીર નાનપણથી જ રોગગ્રસ્ત હતું, છતાં તે

એમણે એવી અસાધારણ કાળજીથી અને કેળવણીથી — એક દેહાત્મવાદી તરીકે નહિ, પણ દેહ તે આત્માના સંકલ્પને કાર્યરૂપે પરિણત કરવાનું આવશ્યક સાધન છે એવી ચોખ્ખી સમજણપૂર્વક અને દઢ સંકલ્પથી — જાળવ્યું હતું, કે ૭૦ વર્ષની વયે પણ એ એકદમ લુપ્ત થઈ જશે એમ બે માસ ઉપર કોઈના ધારવામાં ન હતું.

ચોખ્ખી સમજણ અને દઢ સંકલ્પ — આ બે સહજ સૂઝી આવેલાં વિશેષણોમાં દીવાન બહાદુરના માનસિક બંધારણનું સંપૂર્ણ તત્ત્વ સમાયેલું છે. એ વિશેષણો ગુપ્ત કૂંચીની માફક શોધવાં પડે એમ નથી — ઝગઝગતા સુવર્ણમય ધ્વજલેખની પેઠે એમના જીવન ઉપર એ ફરકે છે, અને 'રસ્તે દોડતાં દોડતાં પણ વંચાય એવાં' છે. મનુષ્યજીવન — વ્યક્તિનું તેમ જ પ્રજાનું — એ કાલપ્રવાહમાં તણાતું નિર્માલ્ય તૃણ નથી, પણ દીર્ઘદૃષ્ટિ અને પ્રબળ પ્રયાસ થકી ઉદ્દિષ્ટ સ્થાને પહોંચાડવાની અમૂલ્ય નૌકા છે; જીવનસંબન્ધી આ સાચી સમજણ દીવાન બહાદુરની રગેરગમાં વ્યાપેલી હતી, અને એ સમજણને અંગે એ જે જે નિર્ણયો અને સંકલ્પો કરતા તે સર્વ ઉપર સ્વતંત્ર, અનુભવી અને ઠરેલ બુદ્ધિની, ઉત્સાહ, ધૈર્ય અને અડગ નિશ્ચયની, તેમ જ સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિની, સ્પષ્ટ છાપ લાગેલી હતી. એમના જેવા ઉચ્ચ પૌરુષના અને પ્રભાવશાલી બુદ્ધિના ગુણો અત્યારે વર્તમાન ગુજરાતમાં નથી; એ સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિની ઝલક પણ બીજી કયી મુખમુદ્રામાં જોશો?

કોલેજમાં મળતી ઉચ્ચ કેળવણીના બુદ્ધિના પ્રદેશમાં જે બે મુખ્ય પ્રયોજન — એક બુદ્ધિને વ્યવસ્થિત કરવાનું, અને બીજું દેશસેવામાં પ્રવૃત્ત થવા માટે જોઈતી બુદ્ધિની સામગ્રી પૂરી પાડવાનું — એ બંને દીવાન બહાદુરે બહુ ઉત્તમ રીતે સિદ્ધ કર્યાં હતાં. વ્યવસ્થિત કરેલી બુદ્ધિને પરિણામે એ જે જે વિષય હાથ ધરતા તે તે સંપૂર્ણ રીતે હાથ કરી લેતા; અને દેશસેવા જ્યાં જણાતી — કોન્ગ્રેસના પ્લેટફોર્મ ઉપર કે મજૂરની રાત્રિશાળામાં — ત્યાં તે પૂર્ણ ઉત્સાહથી બજાવતા.

અંગ્રેજી અને સંસ્કૃત લઈ એમ. એ. ની પરીક્ષા ફર્સ્ટ ક્લાસમાં પાસ કરનાર વિદ્યાર્થીઓમાં દીવાન બહાદુર — યુનિવર્સિટી સ્થપાઈ ત્યારથી તે આજ સુધીમાં — એકલા જ છે.* એવી અદ્વિતીય બુદ્ધિની સંપત્તિવાળા પુરુષે પોતે ધાર્યું હોત તો મુંબઈ જેવી નગરીમાં રહી બહુ તેજસ્વી કીર્તિ પ્રાપ્ત કરી હોત. પણ કીર્તિરૂપી વીજળીના પ્રકાશમાં ઝગમગતા ઊભા રહેવાની સ્પૃહા દીવાન બહાદુરના માનસિક બંધારણમાં બિલકુલ ન હતી. ખરી કેળવણી મેળવવી, ઉત્તમ નૈતિક ગુણોને દૃઢતાથી વળગવું. અને ઉભય વડે દેશની સેવા કરવી — એ સિવાય જીવનની ઉચ્ચતાનું બીજું કોઈ પણ ધોરણ એમની દૃષ્ટિમાં ન હતું, અને તેથી એલએલ. બી. થઈને વ્યવહારમાં પડવાનો વખત આવ્યો ત્યારે મુંબઈમાં કીર્તિની ટોચે ચડવાનો લોભ ન કરતાં, પોતાની સ્થિતિને અધીન થઈ, કેળવણીખાતામાં પોતે ખુશીથી જોડાયા, અને એ ખાતામાં એમણે અસાધારણ યશ પ્રાપ્ત કર્યો. તે જ પ્રમાણે જ્યારે કેળવણીખાતું છોડવાનો અણધાર્યો પ્રસંગ ઊપજ્યો ત્યારે પણ મુંબઈની જાહોજલાલીથી ન મોહાતાં,× એક દેશી રાજ્યનું ન્યાયખાતું, જેમાં તે વખતે લોકસેવાનો પુષ્કળ અવકાશ હતો તેમાં, જોડાવાનું એમણે પસંદ કર્યું. આ પસંદગી એમના માનસિક બંધારણ ઉપર બહુ બોધકારક પ્રકાશ નાખે છે. કાશીનાથ ત્ર્યંબક તેલંગને યુનિવર્સિટીની પરીક્ષામાં પાછળ મૂકવાના કરતાં પણ આમાં અધિક પૌરુષ — બુદ્ધિ કરતાં નીતિનું – આત્મસંયમનું પૌરુષ જેટલું અધિક છે તેટલું — સમાયેલું હતું. સાદી દેશસેવાને અંગે અહંભાવને ભૂલી જવો એ જેવો તેવો માનસિક ગુણ નથી. દેશની સેવા અને કર્તવ્યનું આચરણ

* દીવાન બહાદુર ગુજરાતીઓમાં સૌથી પહેલા ગ્રેજ્યુએટ છે એમ કેટલાંક પત્રોમાં કહેવામાં આવ્યું છે એ ભૂલ છે. ગુજરાતી હિન્દુઓમાં પહેલા ગ્રેજ્યુએટ સુરતના વણિક ગૃહસ્થ રા. રા. નગીનદાસ તુલસીદાસ મારફતિયા છે.

× મુંબઈમાં રહી તેલંગ, ફિરોઝશાહ વગેરે ગૃહસ્થોએ દેશની જે અતુલ સેવા કરી છે તેને હું નીચે પાડવા માગતો નથી. પણ મુંબઈની બહાર સામાન્ય દેશની સેવા માટેનો હક સ્મરણમાં રાખનાર થોડા છે તેથી આ લખવું થાય છે.

કીર્તિના ઝગમગતા પ્રકાશમાં જ થઈ શકે છે એમ નથી. સેવા અને કર્તવ્યનો અવકાશ સઘળે સ્થળે છે, અંગ્રેજી રાજ્યમાં નથી તેટલો દેશી રાજ્યમાં છે. આ ખરી દૃષ્ટિ એમના જીવનમાં કદી મીંચાઈ ન હતી. વિશાળ અનુભવપૂર્વક એ હમેશાં કહેતા કે હિંદુસ્તાનનો ઉદ્ધાર શહેરોનાં ચોગાનમાં નહિ પણ ગામડાંની ગલીઓમાં છે. અને તેથી કોંગ્રેસના પ્લેટફોર્મ ઉપર ઊભા રહેવામાં એમને જેટલો આનંદ આવતો નહિ, તેટલો એક મજૂર વર્ગના લત્તામાં જઈ રાત્રિશાળા ઉઘાડવામાં, અને તેમાં જાતે દેખરેખ રાખવામાં આવતો.

દીવાન બહાદુરે ગુજરાતને કરેલી નાની મોટી સર્વ સેવાઓમાં કેળવણીના વિષયમાં કરેલી સેવા કદી પણ વીસરાશે નહિ. એમના શિષ્યો એકે અવાજે એમની શિક્ષણપદ્ધતિની જેવી પ્રશંસા કરે છે તેવી પ્રશંસા કેળવણીના ક્ષેત્રમાં, બલ્કે દેશસેવાના કોઈ પણ ક્ષેત્રમાં, કોઈની થયેલી સંભળાતી નથી. શિક્ષણપદ્ધતિ સંબંધી આજકાલ નવી નવી શોધો થાય છે, અને એનું જ્ઞાન આપવા માટે ટ્રેનિંગ કોલેજોમાં વિવિધ પ્રયત્નો આદર્યા છે—એના શુભ ઉદ્દેશ પરત્વે કે વ્યવહારુ આવશ્યકતા પરત્વે કાંઈ જ વાંધો લેવા જેવું નથી—પણ એક તરફ એ સર્વ પ્રયત્નોને અને બીજી તરફ દીવાન બહાદુર જેવા શિક્ષકને મૂકીને એનું તોલ કરીએ છીએ ત્યારે એટલું દેખાઈ આવ્યા વિના રહેતું નથી કે, આખરે પદ્ધતિ કરતાં મનુષ્ય અધિક છે.

દીવાન બહાદુરની કેળવણીના વિષય ઉપર મમતા અસાધારણ હતી, અને જીવનના અવસાનના સમયમાં પણ એમણે પોતાનું સઘળું બળ—એક યુવકના જેટલા ઉત્સાહથી—ગુજરાતમાં કેળવણીની એક ભગીરથ સંસ્થાનો પાયો નાખવામાં વાપર્યું હતું. આ સંસ્થા—'ગુજરાત કેળવણી મંડળી'ના—* ઉદ્દેશ 'વસંત'

* એ સંસ્થાના ઉદ્દેશ—ઉદ્દેશપત્રિકામાં જણાવ્યા પ્રમાણે તો—બહુ વિશાળ છે, પરંતુ જેમને એમની સાથે આ વિષયમાં વાતચીત કરવાનો પ્રસંગ આવ્યો હશે એ સારી રીતે જાણે છે કે એ સંસ્થામાં એમનો પોતાનો ઉદ્દેશ **માતૃભાષા** દ્વારા **સામાન્ય** લોકને **વ્યવહારુ** કેળવણી

પત્રમાં અનેકવાર જાહેર થયા છે, એટલે એ સંબંધી આ સ્થળે કાંઈ કહેવાનું નથી. પરંતુ દીવાન બહાદુર પ્રત્યે માનની દૃષ્ટિ ધરાવનાર દરેક સજ્જનની ફરજ છે કે એ સંસ્થાને આગળ વધારવી, અને પોતાની આસપાસના જીવનમાં એના ઉદ્દેશ યથાશક્તિ અમલમાં લાવવા. આ જ ગુજરાતના એ મહાન પુરુષનું ઉત્તમ સ્મારક છે.

'સાહિત્યવિચાર'માંથી

## સ્વાધ્યાય

૧. 'હૃદયનો હક્ક' એટલે ?

૨. મૃત્યુ વિષે આચાર્ય ધ્રુવના વિચાર દર્શાવો.

૩. 'ઘરદીવડાં'થી તમે શું સમજ્યા ?

૪. અંબાલાલભાઈનો પરિચય આપો.

૫. 'હિંદુસ્તાનનો ઉદ્ધાર શહેરોનાં ચોગાનમાં નહિ પણ ગામડાંની ગલીઓમાં છે.' સમજાવો.

૬. કેળવણી વિષે અંબાલાલભાઈના વિચાર સમજાવો. આ જમાનાના વિચારો જોડે તેની તુલના કરો.

---

આપવાનો હતો. મોટા ટાઈપમાં મૂકેલા ત્રણે શબ્દો બહુ મહત્વના છે. મૂળથી જ દીવાન બહાદુરનો માતૃભાષા દ્વારા કેળવણી આપવા ઉપર બહુ આગ્રહ હતો. એ મતલબની એમણે ૧૮૮૨ના સર વિલિયમ હંટરના એજ્યુકેશન કમિશન આગળ જુબાની આપી હતી. બીજું, ઉચ્ચ વર્ગનું શિક્ષણ ગમે તેટલું વધારો પણ સામાન્ય લોકમાં જ્યાં સુધી કેળવણી પ્રસરી નથી ત્યાં સુધી હિન્દુસ્તાન નવા જીવનમાં પ્રવેશ કરવાનું નથી, એવી એમની દૃઢ સમજણ હોઈ એમણે ઓ. મિ. ગોખલેની દરખાસ્તને બહુ લાગણીથી વધાવી હતી. ત્રીજું, સામાન્ય પ્રજાને અત્યારે શાળામાં જે શિક્ષણ અપાય છે તેવા — બુદ્ધિની કેળવણી રૂપ — શિક્ષણ કરતાં સંસારવ્યવહારમાં ઉપયોગી થાય તેવા શિક્ષણની વધારે જરૂર છે, અને આ જાતનું શિક્ષણ આપવાની ખાનગી શાળાઓ થાય તો સરકાર તરફથી અપાતા શિક્ષણની ખામી પૂરી પડે અને પ્રજાનો ઘણો ભાગ આ વ્યવહારોપયોગી શિક્ષણનો લાભ લે; અત્યારે રાષ્ટ્રીય કેળવણીનો મોટામાં મોટો પ્રશ્ન તે ગરીબ, મજૂર, ખેડૂત, કારીગર અને વેપારી વર્ગને — એમને ઉપયોગી થાય એ જાતની કેળવણી આપવાનો છે.

# મોહનદાસ કરમચંદ ગાંધી

[ગાંધીજીની લેખન-પ્રવૃત્તિ એક અકસ્માત છે. તેમણે પોતે પોતાની જાતને કદી લેખકનું પદ આપ્યું નથી, અને કોઈ તેવું પદ આપે તો તે મંજૂર રાખે કે કેમ એ શંકાભર્યું છે; આમ છતાં આપણા સાહિત્યના તે એક સમર્થ ગદ્ય-સ્વામી છે. ગુજરાતને તેમણે જે અનેકવિધ મહામૂલ્ય ભેટો આપી છે તેમાં સ્વચ્છ અને સરળ ગદ્યનો તેમણે જે વારસો આપ્યો છે તેની અસર ભાગ્યે જ માપી શકાય. અંગ્રેજી ગદ્ય ઉપર પણ તેમનો એવો જ અસાધારણ કાબૂ છે. તેમની શૈલીને અંગ્રેજી વાઙ્મયના સિદ્ધહસ્ત સમાલોચકો બાઈબલની શૈલી જોડે સરખાવે છે. એ શૈલીની ખાસિયત તેની સ્વાભાવિકતા, સરળતા, સચોટતા અને મિતાક્ષરીપણું છે. એ શૈલી અલંકારની પરવા નથી કરતી. ગાંધીજી જેમ ઓછામાં ઓછાં વસ્ત્રે ચલાવે છે તેમ એ શૈલી ઓછામાં ઓછાં વિશેષણો અને ઓછામાં ઓછા અલંકારોનો આશરો લે છે, અને એમ છતાં ગાંધીજીનાં ઓછાં વસ્ત્રો જેમ તેમનું એક પરમ ભૂષણ બની રહે છે તેમ આ શૈલીની સાદાઈ એનું પરમ આકર્ષણ બની રહે છે. વળી ગાંધીજીનું પ્રત્યેક લખાણ હિન્દના વિશાળ જનસમુદાયને ઉદ્દેશીને લખાયેલું હોઈ તેમાં લેખકના હૃદયની ઊંડી લાગણી છે, તેમાં લોકોના હૃદયને સ્પર્શવાની શક્તિ છે, જીવતાપણું છે. 'કન્યાકુમારિકાનાં દર્શન' વાંચતાં આ વસ્તુ આપોઆપ સમજાશે. એ વાંચતાં ગાંધીજી જાણે કે કવિ હોય એવો આપણને ભાસ થાય છે — અને એને 'ભાસ' કેમ કહેવાય! કવિ એટલે સત્યને તેના સુન્દર, કલ્યાણકારી સ્વરૂપમાં જોનાર. ગાંધીજીના જીવનની તો પ્રત્યેક પળ આ કાર્યને સમર્પાયેલી છે, તો પછી એમનું દર્શન કવિનું જ દર્શન હોયને? અને એ દર્શન એટલું જીવન્ત છે કે તેને અનુરૂપ વાણી તેમને મળી જ રહે છે. 'કન્યાકુમારિકાનાં દર્શન'માં શરૂઆતથી જ કાવ્ય નીતરે છે. હિન્દુસ્તાનની ચતુઃસીમાનું એમનું વર્ણન અને બંગાળાનો ઉપસાગર અને અરબી સમુદ્રના વિરાટ મિલનનું ચિત્ર અને તેની ઉપર શંકર જેવા અવધૂતને માટે તપશ્ચર્યા કરતી શુચિતા અને સૌન્દર્યના અવતાર જેવી પાર્વતી — આવા ચિત્રથી શરૂઆત કરી ગાંધીજી આપણને ધર્મના હાર્દ તરફ અને હિન્દુધર્મના એક ઊંડા ઘા (અસ્પૃશ્યતા) તરફ ખેંચી જાય છે. સર્વધર્મસમભાવ ગાંધીજીએ કેવી

રીતે કેળવ્યો હશે તેનો પણ આ નાનકડા લેખમાં આપણને પરિચય મળે છે. સામાની લાગણીને કેટલા બધા આદરપૂર્વક માન આપવું જોઈએ, અને છતાં આપણા પોતાના સિદ્ધાંતમાંથી ચલિત ન થવું જોઈએ, એ પણ આપણને એમાંથી જોવા મળે છે; અને ગાંધીજી ઊઠતાં બેસતાં, જાગતાં ઊંઘતાં, દિવસે કે રાતે સતત આપણી દીનહીન પતિત સ્થિતિનો જ કેમ વિચાર કર્યા કરે છે તે પણ જાણવાનું મળે છે.

આ લેખમાંથી પ્રસંગ આવ્યે હળવો વિનોદ કરી લેવાની અને તે સાથે દરેક વસ્તુનો અતિ ઝીણવટથી વિચાર કરવાની ગાંધીજીની શક્તિનો પણ પરિચય મળે છે. દાખલા તરીકે જ્યારે એ કહે છે: 'ઘોડે – નહિ, મોટરે – ચડીને આવેલ અમે' ત્યારે આપણને એ વાક્ય સહેજ રમૂજ આપે છે, અને તે સાથે ગાંધીજી પ્રત્યેક શબ્દના ઉપયોગ માટે કેટલા જાગ્રત છે તે પણ જાણવાનું મળે છે. આપણે ત્યાં કોઈ માણસ બહુ દોડાદોડમાં હોય તો કહેવાય કે, 'ભાઈ, એ તો ઘોડે ચડીને આવ્યો છે.' પણ હવે તો ઘોડાની ગતિને આંટી જાય એવાં નવાં વાહનો આપણા જીવનમાં આવ્યાં છે, ને ઘોડો ધીમે ધીમે ભુલાતો જાય છે તે એટલે સુધી કે વાહન ખેંચનાર તરીકે થોડા વર્ષમાં કદાચ એને ક્યાંય સ્થાન ન મળે. એ સમયમાં 'ઘોડે ચડીને આવવાની' કહેવત કદાચ મોળી લાગે કે બંધબેસતી ન લાગે. એટલે ગાંધીજી પોતાને જ સુધારતાં કહે છે — 'નહિ, મોટરે'. જૂનાં ઉદાહરણો, જૂની ઉપમાઓ, જૂના અલંકારોનો (જેને સાહિત્યની ભાષામાં '**ભાવપ્રતીક**' કહેવામાં આવે છે તેનો) આપણા આ બદલાયેલા જમાનામાં ઉપયોગ કરતાં વધારેમાં વધારે મુશ્કેલી આપણી નવી કવિતાને નડવા માંડી છે; જેમકે અગાઉ યુદ્ધનું વર્ણન કરતાં 'કુંજર ડોલે દ્વાર' એમ કહેવું એ સ્વાભાવિક હતું. આજ તો હવે 'કુંજર' એટલે હાથી તો ક્યાંક રડ્યોખડ્યો જોવા મળે — બાકી મોટર તો હોય છે. તો કવિઓએ શું કહેવું? 'મોટર સોહે દ્વાર?'......આમ ગાંધીજીની શૈલીની અનેક લાક્ષણિકતા અને ઊંડી વેધક દૃષ્ટિ, સમભાવશીલતા અને દરિદ્ર - સમભાવ આ નિબંધમાં સરસ રીતે, અને સરળ તથા મધુર વાણીમાં વ્યક્ત થયાં છે.

એવી જ રીતે લઘુનિબંધના પ્રકારનો 'અભય' એક સુન્દર નમૂનો છે. બહુ જ થોડા શબ્દમાં પણ કેટલી સચોટતાથી ગાંધીજીએ એમાં અભયનું વર્ણન કર્યું છે! 'તલવાર શૂરાની સંજ્ઞા નથી, બીકની નિશાની છે.' આ વાક્ય કેટલું બધું અર્થપ્રધાન છે! ગાંધીજીના આ બન્ને પાઠોની ખૂબીઓ સારી રીતે સમજવા માટે એનું વારંવાર પઠન થવું જોઈએ.]

## ૧. કન્યાકુમારિકાનાં દર્શન

કાશ્મીરથી કન્યાકુમારી ને કરાંચીથી આસામ એવી હિંદુસ્તાનની સીમા છે. ત્યાં હિંદુસ્તાનની ચારે દિશા પૂરી થાય છે. મથાળે હિંદુકુશરૂપી શિખર હિંદમાતાને સુશોભિત ને સુરક્ષિત રાખે છે. નીચે અરબી સમુદ્ર અને બંગાળાના ઉપસાગરનાં શુદ્ધ જળ હિંદમાતાનું પાદપ્રક્ષાલન કરે છે. કન્યાકુમારી એટલે શંકર સરખા અવધૂત પણ સાક્ષાત્ દેવરૂપ જોડે વિવાહ અર્થે તપશ્ચર્યા કરતી પાર્વતી. હિંદુસ્તાનનો આ છેડો છે એટલે ત્રણ બાજુએ આપણે દરિયો જ જોઈએ છીએ. ૧ એ પાણી અહીં મળે છે. તેથી એ રંગનો પણ કંઈક ભાસ આવે છે. આપણું મુખ બરોબર દક્ષિણ તરફ હોઈ એક જ જગ્યાએથી આપણે ડાબી બાજુએ સૂર્યને ઊગતો ને આથમતો જોઈ શકીએ છીએ. એ દેખાવ જોવા જેટલો તો અમને સમય નહોતો, પણ સૂર્યને સવારના પહોરમાં તારાઓને નિસ્તેજ કરી બંગાળાના 'મહોદધિ'માં સ્નાન કરી ઊગતો અને સાંજે સુવર્ણમય આકાશમાંથી ઊતરી પશ્ચિમના 'રત્નાકર'માં શયન કરવા છુપાઈ જતો આપણે કલ્પી શકીએ છીએ. ત્યાં રહેનાર દરબારી અતિથિગૃહના રક્ષકે તો છેવટે સૂર્યાસ્તનો ભવ્ય દેખાવ જોવાને રોકાવા અમને બહુ લલચાવ્યા પણ ઘોડે — નહિ, મોટરે — ચડીને આવેલ અમે એ રસ લૂંટવા ક્યાંથી રોકાઈ શકીએ ? મેં તો હિંદમાતાના પાદપ્રક્ષાલનથી પવિત્ર થયેલા સમુદ્રના મોજાથી મારા પગને પવિત્ર કરીને જ સંતોષ માન્યો.

ઋષિની શી રચના! પુરાણીનો શો રસ! અહીં હિંદુસ્તાનની સીમાએ, જ્યાં આપણી દુનિયાનો છેડો છે ત્યાં, ઋષિઓએ કન્યાકુમારીના મંદિરની સ્થાપના કરી ને પુરાણીઓએ તેમાં સાથિયા પૂરી તેને શણગાર્યું. મને ત્યાં સૃષ્ટિસૌંદર્યનો રસ લૂંટવાની અભિલાષા ન રહી — જોકે ત્યાં તો એ રસનાં કૂંડાં જ લૂંટાય છે. મને તો ત્યાં ધર્મના રહસ્યનું અમૃતપાન મળ્યું. હજુ તો હું ત્યાંના સુંદર ઘાટ ઉપર મારા પગ સમુદ્રમાં બોળી રહ્યો હતો, ત્યાં મારા

સાથીઓમાંના કોઈએ મને કહ્યું, પેલી ટેકરી ઉપર વિવેકાનંદ જઈ સમાધિસ્થ થતા. આ વાત સાચી હો યા ન હો પણ તદ્દન શક્ય હતી. સારો તરનાર ત્યાં સુધી તરી જઈ શકે. એ ટેકરીરૂપ બેટ ઉપર શાંતિનો તો પાર જ ન હોય. સમુદ્રમાં મોજાંનું મંદ અને મધુર વીણાગાન તો સમાધિને પોષે, એટલે મારી ધર્મજિજ્ઞાસા વધુ તીવ્ર થઈ. પગથિયાંની બાજુએ જ એક ચબૂતરો બનાવ્યો છે. તેની ઉપર સોએક માણસ સુખેથી બેસી શકે. મને તો ત્યાં બેસી ગીતાજીનો પાઠ ગાવાની હોંસ થઈ આવી. પણ છેવટે તે પવિત્ર ઇચ્છાને પણ દબાવી, ગીતાના ગાનારની મૂર્તિને જ મારા હૃદયમાં ભરી હું શાંત રહ્યો.

આમ પવિત્ર થઈ અમે મંદિરમાં ગયા. હું તો અસ્પૃશ્યતા-નિવારણનો હિમાયતી ને પોતાને ભંગી તરીકે ઓળખાવનારો તેથી તેમાં મારો પ્રવેશ થઈ શકશે કે કેમ એ વિષે જ જરા શંકા હતી. મેં મંદિરના અધિકારીને કહી દીધું કે તેની દૃષ્ટિએ જ્યાં જવાનો અધિકાર ન હોય ત્યાં મને ન લઈ જાય. હું તે પ્રતિબંધને માન આપીશ. તેણે કહ્યું, 'માતાનાં દર્શન તો સાડાપાંચ વાગ્યા પછી જ થાય અને તમે તો ચાર વાગે આવ્યા છો. પણ તમને બીજું બધું બતાવીશ. તમારે સારુ પ્રતિબંધ તો છેક જ્યાં દેવી બિરાજે છે ત્યાં જવાની બાબતમાં તો ખરો; પણ તે તો વિલાયત જઈ આવેલા દરેકને સારુ છે.' મેં કહ્યું. 'તો એ પ્રતિબંધનું હું સુખેથી પાલન કરીશ.' આટલી વાત પછી તે અધિકારી મને અંદર લઈ ગયો; ને મને અંદરની બાજુએ થતી પ્રદક્ષિણા કરાવી.

મને મૂર્તિપૂજક હિંદુના અજ્ઞાન ઉપર દયા ન છૂટી પણ તેના જ્ઞાનનું વિશેષ ભાન થયું. મૂર્તિપૂજનનો અર્થ બતાવી એક ઈશ્વરના અનેક ન બનાવ્યા; પણ મનુષ્ય એક ઈશ્વરને તેનાં અનેકાનેક રૂપે પૂજી શકે છે ને પૂજ્યો જશે એ વસ્તુ શોધીને તેણે જગતને બતાવી. ભલે ખ્રિસ્તી કે મુસલમાન પોતાને મૂર્તિપૂજક ન માને પણ પોતાની કલ્પનાને પૂજનાર પણ મૂર્તિપૂજક જ છે. મસ્જિદ કે ગીરજાઘર

પણ એક પ્રકારની મૂર્તિપૂજા જ છે. ત્યાં જ જઈ હું વધારે પવિત્ર થાઉં એ કલ્પનામાં મૂર્તિપૂજા છે તેમાં કંઈ દોષ નથી. કુરાનમાં જ કે બાઈબલમાં ઈશ્વરનો સાક્ષાત્કાર છે, એવી કલ્પના એ પણ મૂર્તિપૂજા છે ને તે નિર્દોષ છે. હિંદુ એથી આગળ જઈ કહે છે કે, જેને જે રૂપે ગમે તે રૂપે તે ઈશ્વરને પૂજે. પથ્થર કે સોનારૂપાની મૂર્તિ બનાવી, તેમાં ઈશ્વરનું આરોપણ કરી, તેનું ધ્યાન ધરી જે મનુષ્ય ચિત્તશુદ્ધિ કરશે, તેને પણ મોક્ષનો સંપૂર્ણ અધિકાર છે. આ બધું મને પ્રદક્ષિણા કરતાં વધારે સ્પષ્ટ થયું.

પણ ત્યાંયે સુખમાં દુઃખ તો હતું જ. મને તો પ્રદક્ષિણા કરવા દીધી. છેવટ લગી મને ન જવા દે તે તો હું વિલાયત જઈ આવેલો તેને લીધે, પણ અસ્પૃશ્યોનો પ્રતિબંધ તો તેમના જન્મને લીધે. આ કેમ સહ્યું જાય ? શું પુરાતન કાળથી આમ જ ચાલ્યું હશે ? એમ હોય જ નહિ એવો અંતરનાદ આવ્યો, અને જો તેમ ચાલતું આવ્યું હોય તોયે પુરાતન છતાં તે પાપ જ છે. પાપ પોતે પુરાતન થયું એટલે તે પાપ મટી પુણ્ય બનતું નથી. એટલે આ કલંક દૂર કરવાને મહાયજ્ઞ કરવાની પ્રત્યેક હિંદુની ફરજ છે એમ મને વિશેષ દૃઢ થયું.

'**ધર્મમંથન**'માંથી

## ૨. અભય

આની ગણના સોળમા અધ્યાયમાં દૈવી સંપદનું વર્ણન કરતાં ભગવાને પહેલી કરી છે. એ શ્લોક બેસાડવાની ખાતર હો કે અભયને પ્રથમ સ્થાન હોવું જોઈએ તેથી, એ વિવાદમાં હું ન ઊતરું. એવો નિર્ણય કરવાની મારામાં યોગ્યતા પણ નથી. મારી મતિ પ્રમાણે અભયને અનાયાસે પ્રથમ સ્થાન મળ્યું હોય તોયે તેને તે યોગ્ય છે. અભય વિના બીજી સંપત્તિઓ ન સાંપડે. અભય વિના સત્યની શોધ કેમ થાય ? અભય વિના અહિંસાનું પાલન કેમ થાય ? 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.' સત્ય એ જ હરિ, એ જ રામ, એ જ નારાયણ, એ જ વાસુદેવ. કાયર એટલે ભયભીત બીકણો;

# દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

[ કાકા કાલેલકરનાં અનેકવિધ લખાણોમાં હિંદુસ્તાનની નદીઓ ઉપરનાં એમનાં લખાણ (જે 'લોકમાતા' નામના એક પુસ્તકમાં ગ્રંથસ્થ થયાં છે.) આપણા સાહિત્યમાં ખાસ ભાત પાડે છે. એમણે જે અનેક નદીઓનાં વર્ણન કર્યાં છે તે બધીને જાણે સદેહે આપણી સામે વિહરતી તેમણે ચીતરી છે. કોઈને માતા તરીકે એમણે વર્ણવી છે, તો કોઈને સખી તરીકે, તો કોઈને રાણી તરીકે. ગંગાને એમણે માતા તરીકે ચીતરી છે, અને આર્ય સંસ્કૃતિની જનની ગંગા માતા નહિ તો બીજા કયા પદને યોગ્ય છે? ગંગાનું વર્ણન એક ગદ્ય કાવ્ય જેવું છે, અને કાકાસાહેબ ગંગા નદીના પ્રવાહમાં આપણને આર્યાવર્તના સમગ્ર ભૂતકાલીન ઇતિહાસનું જ્યારે દર્શન કરાવે છે ત્યારે તો કવિ શ્રી. ન્હાનાલાલના 'ગિરનારને ચરણે' નામના એક જાણીતા કાવ્યનું સ્મરણ થયા વિના રહેતું નથી. ગિરનાર પાસે અશોકનો શિલાલેખ જોતાં કવિ બૌદ્ધકાલીન ભારતવર્ષના દર્શનમાં ડૂબે છે. કાકાસાહેબ પણ એવી જ રીતે ગંગાને મળતી કાલિન્દી, સરયૂ, સોણ વગેરે નદી દ્વારા આપણા ઇતિહાસના અનેક પ્રસંગો જીવન્ત બનાવે છે.

**શૈત્યપાવનત્વ**: શીતળતાથી પાવન કરવાપણું. **દંષ્ટ્રા**: દાઢ. **વર્ધમાન**: મોટી થતી. **ગજગ્રાહ**: ગજ એટલે હાથી અને ગ્રાહ એટલે મગર. પાણીમાં મગરે હાથીનો પગ પકડયો, અને હાથીએ ઈશ્વરનું સ્મરણ કરતાં તેમાંથી હાથી ઊગરી ગયો એ પૌરાણિક કથા. એ શબ્દ હવે Tug of war ની રમત માટે અને તે ઉપરથી લક્ષ્યાર્થે કોઈ બે પક્ષો વચ્ચે મતભેદની રકઝક થાય તે માટે વપરાય છે. **દાક્ષિણ્ય**: અહીં એ શબ્દમાંથી બે અર્થો નીકળે છે. આવી રીતે શબ્દનો ઉપયોગ કરવાથી **શ્લેષ** અલંકાર બને છે. એક અર્થ ડહાપણ અને બીજો દક્ષિણ દિશા પ્રતિનું પ્રયાણ સૂચવે છે. ]

## ૧. ગંગામૈયા

૧

ગંગા કશું ન કરત અને એકલા ભીષ્મને જન્મ આપત તોપણ આર્યજાતિની માતા તરીકે આજે તે પ્રખ્યાત હોત. ભીષ્મની ટેક,

ભીષ્મની નિઃસ્પૃહતા, ભીષ્મનું બ્રહ્મચર્ય અને ભીષ્મનું તત્ત્વજ્ઞાન એ આર્યજાતિને માટે હંમેશનું આદરપાત્ર ધ્યેય બની ચૂક્યું છે. એવા મહાપુરુષની માતા તરીકે આપણે ગંગાને ઓળખીએ છીએ.

૨

નદીને જો કોઈ ઉપમા છાજે તો તે માતાની જ છે. નદીને કાંઠે રહીએ એટલે દુકાળની બીક તો રહે જ નહિ. મેઘરાજા દગો દે ત્યારે નદીમાતા આપણો પાક પકવે, નદીનો કાંઠો એટલે શુદ્ધ અને શીતળ હવા. નદીને કાંઠે કાંઠે ફરવા જઈએ એટલે કુદરતના માતૃ-વાત્સલ્યના અખંડ પ્રવાહનું દર્શન થાય છે. નદી મોટી હોય અને એનો પ્રવાહ ધીરગંભીર હોય ત્યારે તો કાંઠા ઉપર રહેનાર લોકોની જાહોજલાલી એ નદીને જ આભારી હોય છે. સાચે જ નદી જનસમાજની માતા છે. શહેરમાં શેરીએ શેરીએ આપણે ફરતા હોઈએ અને એકાદ ખૂણા તરફથી નદીનું દર્શન થાય ત્યારે આપણને કેટલો આનંદ થાય છે! શહેરનું મેલું વાતાવરણ ક્યાં? અને નદીનું પ્રસન્ન દર્શન ક્યાં? તરત જ ફેર જણાઈ આવે છે. નદી ઈશ્વર નથી પણ ઈશ્વરનું સ્મરણ કરાવનાર દેવતા છે. જો ગુરુને વંદન ઘટે છે તો નદીને પણ વંદન કરવું ઘટે છે.

આ તો થઈ સામાન્ય નદીની વાત. પણ ગંગામૈયા તો આર્યજાતિની માતા છે. આર્યોનાં મોટાં મોટાં સામ્રાજ્યો એ નદીને કિનારે જ સ્થપાયાં છે. કુરુપાંચાલ દેશનો અંગવંગાદિ દેશો સાથે ગંગાએ જ સંયોગ કર્યો છે. આજે પણ હિંદુસ્તાનની આબાદી ગંગાને કિનારે જ વધારેમાં વધારે છે.

ગંગાનું જ્યારે આપણે દર્શન કરીએ છીએ ત્યારે પાકથી ઊભરાતાં ખેતરો જ ધ્યાનમાં નથી આવતાં, અને માલથી લદાયેલાં વહાણો જ ધ્યાનમાં નથી આવતાં, પણ વ્યાસવાલ્મીકિનાં કવનો, બુદ્ધમહાવીરના વિહારો, અશોક, સમુદ્રગુપ્ત કે હર્ષ જેવા સમ્રાટોનાં પરાક્રમો અને તુલસીદાસ કે કબીર જેવા સંતજનોનાં ભજનો—

એ બધાં યાદ આવે છે. ગંગાનું દર્શન એટલે શૈત્યપાવનત્વનું પ્રત્યક્ષ દર્શન.

પણ ગંગાનું દર્શન કંઈ એકવિધ નથી, ગંગોત્રી પાસેના હિમાચ્છાદિત પ્રદેશમાંનું એનું રમતિયાળ કન્યારૂપ. ઉત્તરકાશી તરફનું ચીડ દેવદારના કાવ્યમય પ્રદેશમાંનું મુગ્ધાસ્વરૂપ, દેવપ્રયાગના પહાડી અને સાંકડા પ્રદેશમાં ચમકીલી અલકનન્દા સાથેની તેની રમત, લક્ષ્મણઝૂલાની કરાલ દંષ્ટ્રામાંથી છૂટચા પછી હરદ્વાર પાસેનું એનું અનેક ધારે સ્વચ્છંદવિહરણ, કાનપુરને ઘસીને જતો એનો ઇતિહાસ-પ્રસિદ્ધ પ્રવાહ, પ્રયાગના વિશાળ પટ ઉપરનો એનો કાલિન્દી સાથેનો ત્રિવેણીસંગમ — દરેકની શોભા કંઈક જુદી જુદી જ છે. એક દૃશ્ય જોવાથી બીજાની કલ્પના ન આવી શકે. દરેકનું સૌંદર્ય જુદું, દરેકનો ભાવ જુદો, દરેકનું વાતાવરણ જુદું, દરેકનું માહાત્મ્ય જુદું.

પ્રયાગથી ગંગા જુદું જ સ્વરૂપ પકડે છે. ગંગોત્રીથી પ્રયાગ સુધી ગંગા વર્ધમાન છતાં એકરૂપ ગણાય. પણ પ્રયાગ પાસે એને યમુના મળે છે. યમુનાનું તો પહેલેથી જ એવડું કાડું છે. તે ખેલે છે, કૂદે છે, પણ રમતિયાળ નથી દેખાતી. ગંગા શકુન્તલા જેવી તપસ્વીકન્યા દેખાય છે, જ્યારે કાળી યમુના દ્રૌપદી જેવી માનિની રાજકન્યા દેખાય છે. શર્મિષ્ઠા અને દેવયાનીની વાર્તા સાંભળીએ ત્યારે પણ પ્રયાગ પાસેના ગંગા અને યમુનાના મહામુશ્કેલીથી ભળતા શુક્લકૃષ્ણ પ્રવાહ યાદ આવે છે. હિંદુસ્તાનમાં અસંખ્ય નદીઓ છે અને તેથી સંગમો પણ પાર વિનાના છે. આપણા પૂર્વજોએ આ બધા સંગમોમાં ગંગાયમુનાનો આ સંયોગ સૌથી વધારે પસંદ કર્યો છે, અને તેથી જ તેનું પ્રયાગરાજ એવું ગૌરવભર્યું નામ રાખ્યું છે. હિંદુસ્તાનમાં મુસલમાનો આવ્યા પછી જેમ હિંદુસ્તાનના ઇતિહાસનું રૂપ બદલાયું, તેમ જ દિલ્હી. આગ્રા અને મથુરાવૃંદાવન પાસેથી આવતા યમુનાના પ્રવાહને લીધે ગંગાનું સ્વરૂપ પણ સાવ બદલાઈ ગયું છે.

પ્રયાગ પછી ગંગા કુલવધૂની પેઠે ગંભીર અને સૌભાગ્યવતી દેખાય છે. હવે પછી એને મોટી મોટી નદીઓ મળતી જાય છે. યમુનાનાં જળ મથુરાવૃંદાવનથી શ્રીકૃષ્ણનાં સ્મરણો અર્પે છે, જ્યારે અયોધ્યાથી આવતી સરયૂ આદર્શ રાજા રામચંદ્રના પ્રતાપી પણ કરુણ જીવનનાં સંભારણાં લાવે છે. દક્ષિણ તરફથી આવતી ચંબલ નદી રંતિદેવના યજ્ઞયાગની વાતો કરે છે, જ્યારે શોણભદ્ર મહાન કોલાહલ કરતો ગજગ્રાહના દારુણ યુદ્ધની ઝાંખી કરાવે છે. આવી રીતે પુષ્ટ થયેલી ગંગા પાટલિપુત્ર પાસે મગધ સામ્રાજ્ય જેવી વિસ્તીર્ણ થઈ જાય છે. તોપણ ગંડકી પોતાનો અમૂલ્ય કરભાર લઈ આવતાં અચકાઈ તો નથી જ. બિહારની પ્રાચીન ભૂમિમાંથી આગળ વધતાં ગંગા ક્યાં જવું તેના જાણે વિચારમાં પડી જાય છે. આવડો પ્રચંડ વારિરાશિ પોતાના અમોઘ વેગથી પૂર્વ તરફ ધસતો હોય તેને દક્ષિણ તરફ વાળવો એ શું સહેલી વાત છે? છતાં તે તેમ વળ્યો છે. બે સમ્રાટો અથવા બે જગદ્‌ગુરુઓ જેમ એકાએક એકબીજાને મળતા નથી તેમ ગંગા અને બ્રહ્મપુત્રાનું થયેલું દેખાય છે. બ્રહ્મપુત્રા હિમાલયની પેલી પારનું બધું પાણી લઈને આસામમાંથી પશ્ચિમ તરફ આવે છે અને ગંગા આ બાજુથી પૂર્વ તરફ જાય છે, એમનો સામસામે મેળાપ કેમ થાય? કોણ કોને પ્રથમ નમે અથવા કોણ કોને મારગ આપે? આખરે બન્નેએ નક્કી કર્યું કે બન્નેએ દાક્ષિણ્ય કેળવી સરિત્પતિનાં દર્શને જવું અને ભક્તિનમ્ર થઈ જતાં જતાં જ્યાં બને ત્યાં રસ્તામાં એકબીજાને મળી લેવું.

આમ ગોલંદો પાસે જ્યારે ગંગા અને બ્રહ્મપુત્રાનાં વિશાળ જળ ભેગાં થાય છે ત્યારે સાગર આથી જુદો હોતો હશે કે કેમ એવી શંકા ઊપજે છે. વિજય પ્રાપ્ત કર્યા પછી થાકેલી સેના પણ જેમ અવ્યવસ્થિત થઈ જાય છે અને વિજયી વીરો ફાવે તેમ ફરે છે તેમ હવે પછી આ મહાન નદીઓનું થાય છે. અનેક મુખે તે સાગરને જઈને મળે છે. દરેક પ્રવાહનું જુદું જુદું નામ છે. અને કોઈ કોઈ પ્રવાહને તો એક કરતાં વધારે નામો છે. ગંગા અને

બ્રહ્મપુત્રા એક થઈ પદ્માનું નામ ધારણ કરે છે. એ જ આગળ જતાં મેઘનાને નામે ઓળખાય છે.

આ અનેકમુખી ગંગા ક્યાં જાય છે? સુંદર વનનાં નેતરનાં ઝુંડ ઉગાડવા કે સગરપુત્રોની વાસના તૃપ્ત કરી તેમનો ઉદ્ધાર કરવા? આજે જઈને જોશો તો જૂના કાવ્યમાંથી અહીં કશું રહ્યું નથી. જ્યાં જુઓ ત્યાં સણનાં ગૂણિયાં બનાવનારી મિલો અને એવાં જ બીજાં ભમરાળાં કારખાનાં. જ્યાંથી હિંદી કારીગરીની અસંખ્ય વસ્તુઓ હિંદી વહાણમાં લંકા અથવા જાવાદ્વીપ સુધી જતી ત્યાંથી જ હવે વિલાયતી અને જાપાની આગબોટો પરદેશી કારખાનામાં બનેલો કચરો માલ હિંદુસ્તાનનાં બજારોમાં ભરી દેવા માટે આવતી દેખાય છે. ગંગામૈયા પહેલાંની પેઠે આપણને સમૃદ્ધિઓ અર્પે છે, પણ આપણા નબળા હાથ તે ઝીલી શકતા નથી. ગંગામૈયા! આ દૃશ્ય જોવાનું તારા નસીબમાં હજી ક્યાં સુધી હશે?

'**લોકમાતા**'માંથી

## સ્વાધ્યાય

૧. ગંગા ભીષ્મની માતા કેવી રીતે લેખાય છે તે કથા જણાવો.

૨. 'ગંગાને જો કોઈ ઉપમા છાજે તો તે માતાની જ' આ કથનનું સમર્થન કરો.

૩. ગંગા આર્ય જાતિની માતા કઈ રીતે લેખાય?

૪. ગંગાનાં ક્યાં ક્યાં અનેકવિધ દર્શનો લેખકની નજર આગળ રમી રહે છે?

૫. 'ગંડકી પોતાનો અમૂલ્ય કરભાર લઈ આવતાં અચકાઈ નથી.' આ વાક્યમાં કરભાર શબ્દમાંથી કયો અર્થ ફલિત થાય છે તે જણાવો.

૬. ગંગા અને બ્રહ્મપુત્રા મળે છે ત્યાર પછી અનેકધારે એ એકત્ર મળેલા એ વિશાળ જળરાશિ વહે છે તે માટે લેખકે કઈ ઉપમા વાપરી છે? એ ઉપમા તમને યથાર્થ લાગે છે?

૭. આનંદભરી શરૂઆતવાળા આ નિબંધનો ઉપસંહાર કેવી રીતે થાય છે? એ ઉપસંહારની તમારા મન ઉપર શી છાપ પડી?

૮. ગુજરાતની ગમે તે એક લોકમાતા ઉપર લખો.

## ૨. મધ્યાહ્નનું કાવ્ય

[ બપોરને કૂતરા જોડે સરખાવ્યો છે. કૂતરો સૂર્યનો ન હોય. યમને હોય છે. પણ તે યમે પોતાના પિતા સૂર્ય (તેથી તેનું નામ રા. રા. યમાજી ભાસ્કર) પાસેથી લીધો હોવો જોઈએ; કેમકે એનાં કૂતરાંને ચાર ડોળા હોય છે, બાર આંખવાળા સૂર્યને જ એવા કૂતરા તો હોય ને?... 'ઋતુસંહાર' કવિ કાલિદાસનું ઋતુઓનું વર્ણન કરતું કાવ્ય...દુર્વાસાનો ભાઈ—કેમકે દુર્વાસાના જેટલો જ ક્રોધાયમાન (સરખાવો 'ગધેડાનો ભાઈ')...પ્ર+ચંડ વિશેષ ચંડ (ઉગ્ર)...પાદ+ત્રાણ–પગનું જે ત્રાણ (રક્ષણ) કરે છે તે 'પાયતાન', પગરખાં...સૂગ વસ્તુમાં નથી, ભાવનામાં છે. તેવું જ સૌન્દર્યનું...માણસ ઉપયોગમાંથી.—દરેક વસ્તુ તરફ તેનો ઉપયોગ શો એવો જ પ્રશ્ન રહે ત્યાં સુધી સૌન્દર્યની શોભા સમજવી મુશ્કેલ છે...પરિણામે રમણીય—કવિ કાલિદાસે ગ્રીષ્મને 'દિનાન્તરમ્ય' જેના દિનાન્તો (સંધ્યાકાલ) રમ્ય છે એવો કહ્યો છે. આ ખંડક (પૅરેગ્રાફ)માં લેખક નર્મવાણીથી લોકો ઘરમાં પેસી રહે છે, અવરજવર ઓછી થઈ જાય છે, તે સૂચવે છે...પગનાં બિસ્કિટ—શેકાવાને લીધે ખાવાનાં બિસ્કિટ જેવા પગ થઈ જાય છે.....अन्यस्मात्०:—

બીજાવડે વૈભવ પામતા જે, રે! નીચ તે દુઃસહ થાય સ્હેજે;
બાળે ન પોતે નભસૂર્ય જેટલું, દઝાડતી પૃથ્વીની રેત તેટલું.

કવિશ્રી—તે રવીન્દ્રનાથ ટાગોર. રવિને પોતાનો તડકો૦—તેમાં રવિ ઉપર શ્લેષ છે.]

વેદમાં બપોરનું વર્ણન છે એવું તો કોઈ ઠેકાણે નહિ આવ્યું હોય. બપોર એક મોટું શિકારી કૂતરું છે, અને તે આકાશમાં દોડે છે. એણે જીભ બહાર કાઢી છે. એમાંથી જ્વાળા નીકળે છે, એ કૂતરું કોનું કહેવાય? સૂર્યનું કે એના દીકરાનું? યમાજી ભાસ્કર હમેશાં કૂતરા લઈને ફરે છે, પણ એને ચાર ચાર ડોળા હોય છે. ભાસ્કરરાવ પાસેથી જ એને કૂતરાં મળેલાં હોવાં જોઈએ. પોતે બાર આંખવાળા એટલે ચાર આંખિયા કૂતરાં એમની પાસે જ હોય.

બપોરને કૂતરાંની ઉપમા આપનાર નવો કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય છે. એના Feast of Youth (યૌવનની મિજબાની)

નામના કાવ્યસંગ્રહમાં એવો જ ચિતાર છે. કવિ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસે પણ બપોરનું વર્ણન આપવાનો પ્રયત્ન કર્યો છે. જોકે આજની બપોર અનુભવ્યા પછી 'ઋતુસંહાર'માં આવેલું ગ્રીષ્મનું વર્ણન જ ધ્યાનમાં આવે. બપોરના ત્રાસથી ત્રાસેલો ઉંદર નાગની ફણાની છાયા શોધતાં પણ અચકાતો નથી. બીજી ક્ષણે દુર્વાસાનો ભાઈ વિશ્વામિત્ર યાદ આવે છે. એણે હરિશ્ચન્દ્રનું સત્ કસવા ખાતર ચંડ ભાનુને પ્રચંડ તપાવ્યો હતો; છતાં હરિશ્ચન્દ્રનું સત્ તો ઓગળી ન ગયું પણ કોમળ.રોહિદાસ પણ એથી ન ચળ્યો.

એવા જ પ્રખર તડકામાં મારે નાનપણમાં એક વાર ઉઘાડે પગે દવા લાવવા જવું પડ્યું હતું. મ્યુનિસિપાલિટીના ફાનસના થાંભલાઓ અને ઘરની દીવાલો કંજૂસની પેઠે પોતાની છાયા પોતાના પગ તળે દબાવીને જ ઊભાં હતાં, એટલે મારા પગને આશ્રય ક્યાંથી મળે? રસ્તા પરથી ગયેલાં પરોપકારી પશુઓએ છાણના પોદળા નાખ્યા હતા. એ આવે એટલે ક્ષણને માટે એના ઉપર જઈને ઊભો રહેતો. એની ઠંડક કેટલી મીઠી લાગતી! પગે બાઝીને એનાં જો સુકાયેલાં છાણાં થાત તો જરૂર એ પાદત્રાણની (ચંપલની) ગરજ સારત. એવે વખતે છાણ એ વસ્તુ ગંદી જેવી લાગતી નથી. સૂગ કે સૌન્દર્ય વસ્તુગત નથી પણ ભાવનાગત છે.

તે દિવસે તડકા ઉપર હું છેલ્લો ચિડાયો. ત્યાર પછી હું હંમેશાં તડકા ઉપર પ્રેમ જ કરતો આવ્યો છું. એ પરિવર્તન શાથી થયું એ જાણવું મુશ્કેલ છે. વખતે ત્રાટિકા નાટકમાં પ્રતાપરાવ પોતાની નવોઢા વધૂને તડકામાં ચાંદરણું કહીને લઈ જાય છે એની સાથેના સમભાવને લઈને થયું હોય તો કોણ જાણે! પણ એમ ન હોય. સાચે જ તડકાનો રંગ મને ખૂબ ગમે છે. કેટલીક વસ્તુઓ પ્રત્યે આપણે તટસ્થ નથી થઈ શકતા તેથી તેનું સૌંદર્ય ગુમાવીએ છીએ. બિહારમાં તળાવ ઉપર લાલ રંગની લીલ બાઝે છે. તેથી કેટલી અનેરી ગાલીચાની શોભા ફૂટે છે? પણ અંદર જવા જતાં તો પગ જ લપસે છે; અને વળી એ પાણી પીવા લાયક હોતું નથી. એનું

સ્મરણ કરીને માણસ દીવેલિયું મોઢું કરે છે. માણસ ઉપયોગમાંથી ઊતરી ન જાય ત્યાં સુધી સૌંદર્યની શોભા સમજી ન શકે.

મારી દલીલ એ છે કે જે તડકામાં કુમળાં ફૂલો પણ ખીલે છે તે તડકાનો વાંક તમે શી રીતે કાઢી શકો? જે તડકો કેળના પેટમાંનું પાણી પણ લૂંટતો નથી તેને તમે ત્રાસદાયક કહો શાથી?

તડકો પૂરજોશમાં પડતો હોય તે વખતે આકાશની શોભા ખાસ જોવા લાયક હોય છે. ભેંસો દૂધ દેતી વખતે જેમ આંખ મીંચીને નિઃસ્તબ્ધ ઊભી રહે છે તેમ આકાશ તડકાની શેરો છોડતું ઊભું જ રહે છે. ન મળે વાદળાં, ન મળે ચાંદલો. ચાંદો હોય તોયે વાસી રોટલાના કકડા જેવો ક્યાંક પડ્યો હોય. બધે એક જ રસ ફેલાયેલો હોય છે. એને વીરરસ કહીએ કે રૌદ્ર? હું તો એને શાંત રસ જ કહું! શાંત રસ શીતળ જ શા માટે હોય? તપ્ત કેમ ન હોય?

ઉનાળાના દિવસો પરિણામે રમણીય હોય છે એવું પ્રમાણપત્ર આપવાની કશી જરૂર નથી. બપોરે પણ એ કાંઈ ઓછા રમણીય નથી હોતા. માત્ર એ રમણીયતા પારખવાની આંખો જોઈએ છે. બસ એટલું જ. ખરે બપોરે રસ્તાઓ જાણે પહોળા થાય છે, ગામ ગામ વચ્ચેનું અંતર વધે છે; શહેરમાં હજીયે વધારે વસ્તી માઈ શકે એવો ભાસ થાય છે; અને જાણે ઈશ્વરની એ લીલા આગળ ચરાચર સૃષ્ટિ તો શું પણ માનવપ્રાણી પણ સ્તબ્ધ થઈ જાય છે.

તડકાની લહેજત પારખે છે એકલો પવન. એ સુખેથી ફાવે તેમ દોડે છે. નદીઓ પર પણ દોડે છે અને ટેકરીઓ ઉપરથીયે દોડે છે. સમુદ્ર હોય કે રણ હોય, એને દોડતાં જરાયે મુશ્કેલી પડતી નથી. એને કંઈ છાણાંનાં પગરખાં શોધવાં નથી પડતાં. એ જઈ જઈને વૃક્ષોને પૂછે છે. 'કેમ મજામાં છો ને?' ઊંઘણશી ઝાડો માથું ધુણાવીને જવાબ વાળે છે: 'કેમ નહિ? કેમ નહિ?' આકાશની સમડીઓ પણ તડકાના રસમાં મજા માણે છે. જરાયે ઉતાવળ કર્યા વગર ગોળ ગોળ ફરતી એ ઉપર ચડે છે અને નીચે ઊતરે છે. જાણે પ્રશાંત સાગરનાં યાત્રી વહાણો.

આવા તડકામાં જો મુસાફરીનો પ્રસંગ આવે તો શરૂઆતમાં ઘડી અધઘડી જે તકલીફ થાય તે ખરી, પણ એક વાર પરસેવો છૂટયો એટલે પછી એવો તો આનંદ આવે છે કે જાણે તળાવમાં નહાતા હોઈએ. હા, પગ તળે રેતી હોય તો પગનાં બિસ્કિટ થાય ખરાં. પણ એ વાંક કાંઈ તડકાનો નથી.

अन्यस्मात् लब्धपदो नीचो प्रायेण दुस्सहो भवति ।
रविरपि न दहति तादृक् यादृक् दहति वालुका-निकरः ॥

માણસ ધારે તો એનો ઉપાય કરી શકે છે. રજપૂતાનાના લોકો જોડા પહેરે છે એમાં ઉપરની નાની જીભને ઠેકાણે મોરની કળા જેવું મોટું ચામડું જ બેસાડી દે છે. રેતીમાં ચાલતી વખતે રેતી તો ખૂબ ઊડવાની, પણ આ કળાને લીધે પગ બચી જાય છે. રજપૂતો એને શું કહે છે કોણ જાણે. અરસિક અંગ્રેજો તો એને sand guard (રેતી રક્ષક) કહેવાના. હું તો એને ખાસડકળા કહું.

સવારસાંજ કરતાં બપોરે આકાશનો રંગ કંઈક ઓછો હોય છે એથી જ તડકો શોભે છે. ખગ્રાસ ગ્રહણ વખતે તડકો કાળાશ પડતો થાય છે, અને આકાશ પણ એવું ગમગીન દેખાય છે કે એને આશ્વાસન આપવા માટે તારાઓને પણ દોડી આવવું પડે છે. એના કરતાં તો ચોમેર ફેલાયેલું ફિક્કું આકાશ હજારગણું સારું. અને એમાં જો પાતળાં વાદળાં આવી જાય તો તો સંગેમરમરની શોભા જ જોઈ લો.

પણ તડકાનો આનંદ પ્રત્યક્ષ મળતો હોય તે વખતે શબ્દો લખવાનું પણ સૂઝવું ન જોઈએ. લાંબું લખીએ તો લેખિની પણ સુકાઈ જવી જોઈએ. પછી કવિ વિલિયમ કૂપર વિલાપ કરે તો પણ કશું લખાય નહિ.

શાંતિનિકેતનમાં ઉનાળાના દિવસો હતા. ખરે બપોરે કવિશ્રીને મળવા ગયો હતો. મેં એમને કહ્યું, 'કઅવસરે આવીને આપને તકલીફ આપું છું.' એમણે કહ્યું. 'તમે પણ તકલીફ ઉઠાવી છે સ્તો.' મેં કહ્યું. 'ના. મને તો તડકો ગમે છે; હું તો એનો આનંદ લઉં છું

છું.' આ સાંભળતાં વેંત કવિશ્રી એકાએક પ્રસન્ન થયા, અને કહે, 'હેં, તમને પણ તડકામાં આનંદ આવે છે? હું તો ખૂબ તડકો હોય છે ત્યારે બારી આગળ આરામ ખુરશી નાખીને લૂમાં નાહું છું. મને એમાં ખૂબ જ આનંદ આવે છે. પણ હું તો માનતો હતો કે એવો શોખીન હું એકલો જ છું.' મેં બીતાં બીતાં વિનોદ કર્યો: 'રવિને પોતાનો તડકો ન ગમે તો તે ક્યાં જાય!'

**સ્વાધ્યાય**

૧. સાંજ સવારને હોય છે તેમ મધ્યાહ્નને પણ કાવ્ય છે તે સમજાવો.

૨. બપોરે (૧) શહેર કે કસબાના રાજમાર્ગનું, (૨) તળાવનું, (૩) અરણ્યનું, (૪) શાળાનું વર્ણન કરો.

# કનૈયાલાલ મુનશી

['પુત્ર સમોવડી'માંનો આ પ્રવેશ સત્તા માટે માણસના હૃદયની તીવ્ર તરસ અને તેને પરિણામે વ્યાપી રહેલી અનર્થપરંપરાનું જાણે એક સરસ રૂપક ન હોય એવો છે. આ પ્રવેશમાં ચાર અગત્યનાં પાત્રો આવે છે: (૧) દાનવોનો રાજા વૃષપર્વા, (૨) માનવોનો રાજા યયાતિ, (૩) દાનવોના ગુરુ શુક્રાચાર્ય (ઉશનસ)ની પુત્રી જે યયાતિની પત્ની છે તે દેવયાની અને (૪) ઇન્દ્ર. કથા એવી છે કે દેવ અને દાનવો વચ્ચે ઘોર સંગ્રામ શરૂ થયો હતો, પણ દેવો મચક આપતા ન હતા, અને દાનવોને થતા અન્યાયમાંથી ઉગરવાનો એકે રસ્તો દેખાતો ન હતો. એવામાં દાનવોના ગુરુ શુક્રાચાર્યની દીકરી યયાતિ વેરે પરણે છે. આ લગ્નસંબંધથી માનવરાજ યયાતિ દાનવોની કુમકે આવે છે. શુક્રાચાર્યની પ્રેરણા હેઠળ યયાતિ અને વૃષપર્વા સાથે મળી ઇન્દ્રને હરાવે છે. આ વિજય કેવા અનર્થનું મૂળ થઈ પડે છે તે આ પ્રવેશમાં સરસ રીતે બતાવ્યું છે. શુક્રાચાર્યની લડત દેવોના સત્તામદ સામે હતી. એ લડતનો હેતુ જ જાણે આ વિજય મળતાં માર્યો જતો હોય એવી પરિસ્થિતિ ઊભી થઈ છે. જે રીતે એ પરિસ્થિતિનો અન્ત આવ્યો તે આ પ્રવેશનો એક કલાત્મક અંશ છે.

**ભાર્ગવ** — શુક્રાચાર્ય. **ઐલ** — ઈલા (પૃથ્વી)નો પુત્ર. **સંજીવની** — મરેલાંને જીવતાં કરવાની વિદ્યા. શુક્રાચાર્યને આ વિદ્યા વરી હતી. **ચીનાંશુક** — રેશમી કાપડ.]

## ઇંદ્રાસન

[ **સ્થલ** : અમરાવતીનું સભામંદિર. મણિજડિત સુવર્ણના સ્તંભોની હારની હાર દેખાય છે. વચ્ચે ઇંદ્રાસન ખાલી પડ્યું છે, અને આગળ વજ્ર પડ્યું છે. યયાતિ અને વૃષપર્વા યુદ્ધમાંથી હરખાતા, વાત કરતા આવે છે. બંને સશસ્ત્ર છે. ]

વૃષપર્વા — આખરે આપણે ઇંદ્રને હરાવ્યો.

યયાતિ — [ અભિમાનથી હસીને ] મેં દેવોનો કેવો પરાજય કર્યો!

વૃષપર્વા — કેટલી પેઢીએ આખરે વિજય થયો! મારા પૂર્વજોનું આજે વેર વળ્યું.

યયાતિ — [ મલકાઈને ] હું તો જાણતો હતો કે હું જીતવાનો છું.

વૃષપર્વા — [ મંદિર જોઈ અંજાય છે. ] પણ માનવરાજ! જુઓ, જુઓ તો ખરા, આ દેવસભાનું મંદિર!

યયાતિ — શું સુંદર! [ ઇંદ્રાસન તરફ જોઈને ] આ ઇંદ્રાસન [ પ્રશંસામુગ્ધ જોયા કરે છે. ] મારી અભિલાષાઓનું પરમ કેંદ્ર — [ હર્ષથી ] ઇંદ્રાસન!

વૃષપર્વા — [ હોઠ પીસી ] આપણા હાથમાં. ને પેલું જોયું? [ ધીમેથી ] વજ્ર—

યયાતિ — મારા ખડ્ગથી જે માત થયું તે.

વૃષપર્વા — પાતાળને કંપાવતું ભયંકર શસ્ત્ર એ હવે આપણું.

યયાતિ — [ મૂછ પર તાલ દઈ ] બિચારો ઇંદ્ર! પણ હજુ દેવયાની ગુરુવર્યને તેડીને કેમ નહીં આવી?

વૃષપર્વા — [ કાન દઈ ] આ કોઈ એના જેવું જ આવતું જણાય છે. આવા ચપળ, ઉત્સાહી ને સ્વસ્થ પડઘા કોઈ બીજાનાં પગલાં પાડતાં નથી.

યયાતિ — [ હસીને ] તમે એના પડઘા સારી રીતે ઓળખો છો!

વૃષપર્વા — યયાતિ! અમારી તો આજે એ આધાર, પ્રેરણા ને ઉદ્ધાર.

યયાતિ — તમે બધાએ જ એમ કહી કહી એને ફટવી મૂકી છે. [ હસીને ] લો, આ આવ્યાં.

[ દેવયાની સશસ્ત્ર ને ઉતાવળમાં આવે છે. ]

વૃષપર્વા — પધારો, દેવયાની !

દેવયાની — [ ઉત્સાહથી સભામંદિર તરફ જોતાં ] આ દેવોનું સભામંદિર, આપણી નિરાધારીની શૃંખલાઓ જ્યાં ઘડાતી તે !

યયાતિ — [ હોંસથી ] પેલું ઇંદ્રાસન જોયું. દેવયાની ! એના રંગ તો જો. એના આછા આછા ઓળાઓથી મેઘધનુષ્યની ભભક રચાય છે.

દેવયાની — [ ગર્વથી ને ઉગ્રતાથી એકીટસે ઇંદ્રાસન તરફ જોયાં કરે છે.] આ ઇંદ્રાસન – અણગણ્યા અપરાધોનું જન્મસ્થાન —

વૃષપર્વા — આચાર્ય ક્યાં છે ?

દેવયાની — આવવાની ના પાડે છે.

યયાતિ — કેમ ?

દેવયાની — મને એમણે કહ્યું કે, 'મારે પગ દેવા જેવી વિશુદ્ધ સ્વર્ગભૂમિ હજુ થઈ નથી.'

વૃષપર્વા — ત્યારે ? એમના વગર હવે શું કરવું તે કોણ કહેશે ?

દેવયાની — પણ મારી જોડે આજ્ઞા કહાવી છે.

યયાતિ — આજ્ઞા ?

દેવયાની — [ તિરસ્કારથી ] હા, આજ્ઞા !

વૃષપર્વા — શી ?

દેવયાની — ઇંદ્રાસનની કચ્ચરો કરી વીરેવીરને વહેંચી આપો; વજ્રનો ભૂકો કરી ભૂમિમાં ભેળવી દો; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એકાકાર કરી, દેવ, દાનવ ને માનવને સમાન અને સ્વતંત્ર બનાવી તેમને સહવાસ ને સાહચર્ય આરંભવા કહો.

યયાતિ — [ ગુસ્સે થઈ ]<br>
વૃષપર્વા — [ અધીરાઈથી ] } શું ?

દેવયાની — ગુરુશ્રેષ્ઠની આજ્ઞા સાંભળી ?

યયાતિ — પણ આ ઇંદ્રાસનની કચ્ચરો ને વજ્રનો ભૂકો ?

વૃષપર્વા — દેવદાનવનું સાહચર્ય ?

દેવયાની —[ ખેદથી ] રાજન ! ઇંદ્રાસનનો બહુ મોહ છે ?

યયાતિ — પણ આખો અવતાર તો 'ઇંદ્રાસન, ઇંદ્રાસન' કરી ગાળ્યો. [ ચાવીને ] હવે ઇંદ્રાસનનો ભૂકો ! ગુરુને પણ ઘરડેઘડપણ ઠીક નવા તુક્કા સૂઝે છે !

દેવયાની — [ ખેદથી ] માનવ ! ધીરા પડો. યુગોના અનુભવથી વિશુદ્ધ એવી શુક્રાચાર્યની દૃષ્ટિમાં દોષ મા જુઓ. અત્યારે તમને આ તમારા શૌર્યનો વિજય લાગે છે; વૃષપર્વાને એના વેરનો વિજય દેખાય છે. ભાર્ગવ આમાં સ્વાતંત્ર્યનું અનંત પ્રતિસ્થાપન ઇચ્છે છે.

યયાતિ — પણ ઇંદ્રાસન. દેવયાની ! એની કચ્ચરો કરીશું તો આપણે બેસીશું ક્યાં ?

દેવયાની — સપાટ ' ' . પર, ચૈલ ! – જ્યાં ઊંચાનીચાના ભેદ ન જડે ત્યાં. આ ઇંદ્રાસન પર આપણે બેસીએ ? ના, રાજન ! ના. ક્રૌર્ય ને જુલમની ગંગાજમનાઓ આ શૃંગેથી નીસરી છે. એના પર બેસનારે – પ્રસાદનો લોભ આપી લાલચ, ભક્તિનું નામ આપી નિરાધારી, કોપ દર્શાવી ભય, એ બધાં પેદા કરી યુગે યુગે વિનાશ પ્રસાર્યો છે.

યયાતિ — પણ આપણે ઇંદ્ર જેવાં ક્યાં છીએ ? એ ખરાબ હતો, આપણે કાંઈ છીએ ?

દેવયાની — રાજન ! ઇંદ્ર ખોટો નથી; ઇંદ્રાસન ખોટું છે. નિરંકુશ સત્તાનું એ સ્થાન પારાવાર દુઃખનું મૂલ છે. શુક્રાચાર્યનો સંજીવની-મંત્ર જે સમજ્યો છે તે નમતો નથી, નમાવતો નથી; તે આસનનો લોભ કરે તો તેની કચ્ચરો કરવા માટે. પિતાજીની આજ્ઞાનો હેતુ ન પારખ્યો ? આજે આ ઇંદ્રાસન એક ઇંદ્રને ભયંકર કરી રહ્યું હતું. હવે એની કચ્ચરો વીરેવીરને ભયંકર કરી ત્રણે ભુવનને નિર્ભય કરશે.

યયાતિ — [ કંટાળીને ] દેવયાની ! તારા પિતાજીની આજ્ઞા કેવળ વેદિયાની છે. મેં જિંદગી બરબાદ કરી આ ઇંદ્રાસન લેવા. ને હવે – એનું દાન કરું ? વાત લાવી છે ! ના. દેવયાની, ઇંદ્રાસન સારું છે. હું એના પર બેસીશ. તારે આવવું હોય તો ચાલ. [ દેવયાનીને લઈ જવા મથે છે.]

દેવયાની — [ ચેતવણી આપતી ] ના, ના, રાજન ! આ જગતોની પાશગ્રંથિ છે ને કવિ ઉશનસે આ ગ્રંથિ છેદી જગતોને મુક્તિ આપવા જંગ આરંભ્યો છે. હું એના પર કદી નહીં બેસું. અને તમે પણ બેસો તે પહેલાં વિચાર કરજો. એની ઉચ્ચતાથી તમને તંમર આવશે. એની ભભકથી તમે અંધ બનશો. એની મોહની તમને જુલમી બનાવશે. એના પર બેસશો તો ઉતરાશે નહીં. અને સદાય બેસી રહેવાના લોભથી તમે ક્રોધ અને ક્રૌર્યને ઉત્તેજશો, — જંતુમાત્રનાં શક્તિ અને સ્વાતંત્ર્યને ડામવા તત્પર થશો,– ભક્તિ કરાવવા ભય પ્રસારશો,– ભય પ્રસારવા નિરાધારી પ્રગટાવશો. રાજન ! પિતાજીની આજ્ઞા નહીં અવગણો.

યયાતિ — બહુ થયું ! બહુ થયું ! તો ચોખ્ખું કહેની કે તારા પિતાની ગરજ પતી કે તેં તકરાર કરવા માંડી.

દેવયાની — [ ગર્વથી ] જ્યાં સુધી અભિમાની જુલમીઓ ને અધમ કાયરો છે ત્યાં સુધી એમની ગરજ પતી નથી.

યયાતિ — કહી રહી ? ઇંદ્રાસન મેં મારે હાથે મેળવ્યું છે અને હું તે પર બેસીશ, વજ્ર ધરીશ અને ત્રિભુવન મારી ભક્તિ કરશે. ને તું સાથે નહીં બેસશે તો શર્મિષ્ઠાને બોલાવીશ. પણ ભૂલ્યો — ઇંદ્રાણી ઇંદ્રાસનને વરી છે, ઇંદ્રને નહીં.

દેવયાની — ત્યારે યયાતિ ! તમારા કર્મનાં ફળ તમે ભોગવો. ભાર્ગવની પુત્રી અહીંયાં પળવાર પણ નહીં ઊભી રહે.

વૃષપર્વા — કેમ ?

દેવયાની — વૃષપર્વા ! તમે પણ અત્યારે ભાન ભૂલ્યા છો. આ તો તેનું તે જ. યયાતિ ઇંદ્રાસને બેસી ઇંદ્ર થશે, ઇંદ્ર પાતાળે ચંપાઈ વૃષપર્વા થશે. કવિ ઉશનસ ઇંદ્રને પડખે ઊભા રહી યયાતિનો પરાજય સાધશે.

યયાતિ — યયાતિનો પરાજય !

દેવયાની — હા. ઉશનસ ઇંદ્રાસન તોડવા ઉત્સુક છે. જે તેના પર બેસે તે એનો વેરી. વૃષપર્વા ! તમે પણ ગુરુવર્યની આજ્ઞા ઉલ્લંઘો છો ?

વૃષપર્વા — દેવયાની ! મહા મહેનતે મેળવેલું સ્વર્ગ સુરો સાથે વહેંચી લેવા હું તૈયાર નથી.

યયાતિ — જા, દેવયાની ! શુક્રાચાર્યને કહેજે કે જે થાય તે કરી લે. ઇંદ્રાસન મેળવ્યું છે તે મારા બાહુબળે. આટલા દહાડા શું કરતા હતા ?

દેવયાની — જે આટલા દહાડા કરતા હતા તે જ કરશે – જુલમી ને કાયર બંનેનો વિનાશ. જાઓ. યયાતિ ! વૃષપર્વા ! તમારો મોહ પૂરો કરો. પણ જોજો, ઇંદ્રાસન છે તેટલી બુદ્ધિ પણ નહીં હરી લે. જોજો, હું જાઉં છું.

[ જાય છે. ]

યયાતિ — [ હસીને ] આવજો ! વૃષપર્વા, સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ.

વૃષપર્વા — [ ખંધાઈથી ] વારુ. તમે ઇંદ્રાસન લેવાના, ત્યારે મને શું મળવાનું ?

યયાતિ — [ ગર્વથી ] ગભરાશો નહિ. હું તમારું રક્ષણ કરીશ.

વૃષપર્વા — રક્ષણ ? મારે મારા પૂર્વજોની ભૂમિ જોઈએ છે, દેવોને પાતાળે મોકલી આપીએ.

યયાતિ — તમે અહીંયાં રહેવા માગો છો – આ અમરાવતીમાં ?

વૃષપર્વા — આ અમારી પુરાણી જન્મભૂમિ —

યયાતિ — વૃષપર્વા ! ભૂમિ જીતે તેની – જન્મે તેની નહિ.

વૃષપર્વા — [ ક્રોધથી ] શું કહો છો ?

યયાતિ — નહિ સાંભળ્યું ? વૃષપર્વા ! મેં જીતી તે ભૂમિ મારી.

વૃષપર્વા — પણ મેં નથી જીતી ? આજ હજારો વર્ષોનો વિગ્રહ અમે શા માટે આદર્યો ?

યયાતિ — તે તમે જાણો. પણ ત્રિભુવનવિજેતા યયાતિ જ ત્રિભુવનનો નાથ થશે.

વૃષપર્વા — [ ખુન્નસથી ] એટલે અમારે તો એક ઇંદ્ર ગયો ને બીજો આવ્યો !

યયાતિ — [તિરસ્કારથી ઇંદ્રાસન તરફ ફરી] જોઈ એ તો એમ ગણે.

વૃષપર્વા — [એકદમ કૂદી યયાતિને બોચીમાંથી પકડે છે.] મારા જીવતાં તને ઇંદ્ર નહિ થવા દઉં.

[યયાતિ પાછો ફરી બાઝે છે. ક્યાં સુધી દ્વંદ્વયુદ્ધ થાય છે અને યયાતિ વૃષપર્વાને મારી નાખે છે.]

યયાતિ — [ખડખડ હસીને] મારા જીવતાં જ ઇંદ્ર થઈશ. સારું થયું કે દેવયાની ગઈ ને ઉશનસ રિસાયા; નહિ તો આને સજીવન કરત. ઇંદ્રાસન, મારા જીવનના પરમ લક્ષ્ય, આજે તું મારું છે. સદા મારું રહેશે ?

[ધીમેથી પાસે જઈ ઇંદ્રાસન પર બેસે છે. ગર્વથી ટટાર બનીને]

આ જ મારું સ્થાન – આજનું ને સદાકાલનું. (મૂછ પર તાલ દઈ) ઇંદ્રાસન ! ઇંદ્ર ને વૃષપર્વાના વિજેતાથી તું આજે શોભે છે. તારાં પણ અહોભાગ્ય છે. ત્રણ લોકનો નાથ, હું અહીંયાં બેસી જગતોને પાળીશ અને મારાં શાસનો અનંત કાળની પ્રજાઓ ભક્તિભીને હૈયે ઝીલશે. બિચારા શુક્ર ! છેક અક્કલ ન ખોઈ હોત તો મારું ગુરુપદ શોભાવત, પણ ડાહ્યા બહુ તો ! સેનાપતિ !

સેનાપતિ — [આવે છે ને અંજાઈને પગે લાગે છે.] કૃપાનાથ ! ઇંદ્રાસનના અધિકારી !

યયાતિ — સેનાપતિ ! આજે હું ઇંદ્રનો પણ ઇંદ્ર છું. આ વૃષપર્વા પણ ગયો. તું ઇંદ્રને લઈ આવ. હવે હું એનો રસ્તો કરું.

સેનાપતિ — જેવી ત્રિભુવનના નાથની આજ્ઞા.

[જાય છે.]

યયાતિ — [સ્વગત] સ્વચ્છંદે સૃષ્ટિને શાસવી, એક આંગળીએ જીવનવિધાન કરવું, જીવોની ભક્તિનો અર્ઘ્ય લેવો – એ તો મારા જેવા કોઈક ભાગ્યશાળીના જ ભાગ્યમાં હોય. મનુ ! ઇલા ! પુરુરવા ! પિતૃલોકમાંથી જુઓ, આનંદ પામો. પૂર્વજો ! તમારું કુલ તમારા પુત્રે આજે તારી નાખ્યું છે. પિતૃઓ ! મારી કીર્તિ, રવિના પ્રકાશ સમી, તમારાં કૃત્યો પણ દીપાવશે. બિચારી દેવયાની ! એને ન સ્ત્રી

થતાં આવડ્યું ને ન ઇંદ્રાણી થતાં આવડ્યું. કોઈ શું કરે? ભિખારીના હાથમાં આખરે તો હાંલ્લું જ રહ્યું – વૃદ્ધ ને જિદ્દી પિતાનું ઓખરું હાંલ્લું.

[સેનાપતિ ઇંદ્રને લઈને આવે છે. ઇંદ્ર તેજસ્વી, સબલ ને શાંત છે. એની આંખો ગર્વથી ઘેરાયેલી છે. એને માથે મુકુટ નથી, એના હાથમાં શસ્ત્ર નથી; કાને, કોટે, ને હાથે અલંકારો છે. એનાં ચીનાંશુકનાં વસ્ત્ર પર માનવરક્તના ડાઘા છે.]

સેનાપતિ — ત્રિભુવનના નાથનો જય !

યયાતિ — [થોડી વાર ઇંદ્ર સામું આડંબરથી જોઈને] ઇંદ્ર ! તારું સ્વર્ગનું સામ્રાજ્ય તો ગયું. બોલ, હવે શું જોઈએ ? નહુષનો પુત્ર જેવો શૂરવીર છે તેવો ઉદાર પણ છે.

ઇંદ્ર — માનવરાજ ! હું હાર્યો. માનવ ધારે તો દેવને જીતે એ હું આજે શીખ્યો. ગઈ ગુજરી હવે વીસરી જાઓ તો દેવમાનવનો સહચાર આરંભીએ.

યયાતિ — સહચાર ? ઇંદ્ર ! તારા ગર્વનો પાર નથી. સહચાર! તારો ને તારા દેવોનો ! ગાંડા, સેવા કરી જીવ જશે.

ઇંદ્ર — [શાંતિથી] દેવો કોઈને સેવતા નથી.

યયાતિ — તો સેવા કરતાં શીખવું પડશે. બોલ, શું કહે છે?

ઇંદ્ર — તમે શું કહો છો ?

યયાતિ — [રોફથી] જા. તારા દેવોને લઈને તું પાતાળમાં જઈને રહે. વૃષપર્વા તો આ મૂઓ એટલે ત્યાં જગા છે. હું તારું રક્ષણ કરીશ – તું મારી સેવા કરજે.

ઇંદ્ર — સેવા કરી અમે કોઈનું સંરક્ષણ યાચતા નથી, કે અમને અમારા સિવાય બીજાનું સંરક્ષણ સ્વીકાર્ય નથી.

યયાતિ — આ કાલા બોલો બોલી મને તપાવ નહીં. ઇંદ્ર ! એમાં સાર નથી.

ઇંદ્ર — અમે હાર્યા છીએ–હવે કશામાં અમને સાર દેખાતો જ નથી.

યયાતિ — [અધીરાઈથી] હું તમને—

ઇંદ્ર — તમે અમને મારી શકવાના નથી.

યયાતિ — [ડોળા કાઢી] આ ઇંદ્રાસન મારું છે.

ઇંદ્ર — [ દૃઢતાથી ] એ આસન જે બેસે તેનું છે.

યયાતિ — [ ઉગ્રતાથી ] મૂર્ખ ! હવે આ વજ્ર પણ મારું છે.

ઇંદ્ર — [ શાંતિથી ] જે નિર્ભય હોય તેનું શસ્ત્ર.

યયાતિ — [ ક્રોધથી ] હું ડરું છું ? ઇંદ્ર, લે !

[ ઇંદ્રાસન પરથી ઊઠી વજ્ર ઊંચકી ઉગામે છે. ]

ઇંદ્ર — દુષ્ટ ! અવિચારી માનવ ! નિર્ભયને વજ્ર છેડતું નથી. [ યયાતિના હાથમાંથી વજ્ર લઈ લે છે. યયાતિ ડરતો, ગભરાતો, ઇંદ્રાસનને પડખે ભરાય છે. ] યયાતિ ! મેં શું કહ્યું હતું ? જે નિર્ભય હોય તેનું શસ્ત્ર. અભિમાની પામર ! અમે તારાથી કે તારા સૈન્યથી હાર્યા એમ માને છે ? મૂર્ખ !

[ યયાતિ ગભરાતો પગે લાગે છે. ]

અમે હાર્યા પરમ યુયુત્સુ ઉશનસની અડગ શક્તિ ને નિઃસ્વાર્થ સ્વાતંત્ર્યથી—

યયાતિ — એમ ? ક્ષમા કરો, દેવેન્દ્ર !

ઇંદ્ર — તારા જેવા માટે સ્વર્ગ સારું નથી.

[ વજ્ર પછાડે છે. ભયંકર ગગડાટ ને વિદ્યુતના ચમકાર પ્રસરી રહે છે. કાંઈ દેખાતું નથી. માત્ર યયાતિની ચીસો સંભળાય છે.]

[ પડદો પડે છે. ]

**સ્વાધ્યાય**

૧. આ પ્રવેશમાં આવતાં પાત્રોમાંથી ક્યા પાત્રની તમારા મન પર ઊંડી છાપ પડી ?

૨. આ પ્રવેશમાં મુખ્ય પાત્ર કયું લેખી શકાય ?

૩. સત્તાનો સાચો અધિકારી કોણ ?

૪. દેવયાનીનું સુવર્ણયુગનું સ્વપ્ન વર્ણવો.

૫. ઇન્દ્રાસનની કચ્ચર કરવા શુક્રાચાર્ય શા માટે આજ્ઞા આપે છે ?

૬. ઇન્દ્રાસનને કોઈ પ્રતીક તરીકે લેખવું હોય તો તેને શેનું પ્રતીક લેખી શકાય ? ઇન્દ્ર પોતાની હાર શાને આભારી લેખે છે ?

૭. તમને એમ લાગે છે કે લેખકે પૌરાણિક કથામાં આજના જગતના પ્રશ્નો ગૂંથી દીધા છે ? અથવા તો એવું લાગે છે કે જે પ્રશ્ન જૂના જગતના હતા તે જ પ્રશ્ન આજના જગતના પણ છે ?

# રામનારાયણ વિ. પાઠક

[ मज्झिमनिकाय નામના એક પાલિ ગ્રંથના ૮૬ મા સુત્તનું આ ભાષાન્તર છે. ભાષાન્તરકર્તાએ મૂળ ગ્રંથની શૈલીનો પરિચય થાય એટલા માટે ભાષાન્તર બને તેટલું શબ્દશઃ કરેલું છે, અને મૂળમાં આવતા એક જ અર્થના પર્યાયો તથા ફરી ફરીને આવતાં વાક્યો અને વાક્યાંગો પણ બધાં રાખ્યાં છે. ફરીથી ને ફરીથી આવતાં એકનાં એક વાક્યો કથનને કેટલું અસરકારક બનાવે છે તે નોંધવા જેવું છે. વાર્તા કહેવાની આજની આપણી શૈલીઓ અને આ જૂની શૈલી એ બેની તુલના કરી અભ્યાસ કરવા જેવો છે.

**અનાથપિંડિક** — બુદ્ધ ભગવાનનો એક શિષ્ય. **શ્રાવસ્તિ** — કોસલ દેશની રાજધાની. **લુબ્ધ** — લોભી. **રક્તપાણિ** — લોહીથી ખરડાયેલા હાથવાળો. **પાત્રચીવર** — ભિક્ષાપાત્ર અને શરીર ઉપર ધારણ કરવાનું વસ્ત્ર અથવા વલ્કલ. બૌદ્ધ ભિક્ષુકો ચીવર ધારણ કરતા, તે ઉપરથી તે ચીવરી તરીકે પણ ઓળખાતા. **શયનાસન** — સુવાની પથારી. **ઋદ્ધિસંસ્કાર** — એક પ્રકારની ચમત્કારિક સિદ્ધિ. **શાક્યપુત્રીય શ્રમણ** — શ્રમણ શબ્દ બૌદ્ધ તેમ જ જૈન બન્ને પંથના સાધુ માટે વપરાતો હતો, અને આ શ્રમણ શાક્યમુનિ બુદ્ધ ભગવાનના પંથનો હતો તેથી શાક્યપુત્રીય. **'ઊભો છું હું, અંગુલિમાલ...'** — શ્રમણના પગ તો ચાલી રહ્યા છે, છતાં એ કહે છે કે હું ઊભો છું! એનું રહસ્ય અંગુલિમાલને સમજાવતાં તે કહે છે, 'હું તો દંડ છોડીને — દ્વેષ, વૈર, ક્રોધ, ભય વગેરે બધું છોડીને ભૂતો–પ્રાણીઓ વચ્ચે પ્રસન્ન મનથી – સ્થિર ચિત્તથી ઊભો છું — મારો આત્મા નિર્મળ શાન્તિ માણે છે, એટલે હું ઊભો છું. જ્યારે તું તો અનેક વાસનાઓથી ઘેરાયેલો, અસંયમી, જીવસૃષ્ટિમાંનો ચંચળ જીવ છે, એથી તું ઊભેલો નથી, એટલે કે તારી ચિત્તવૃત્તિઓ સ્થિર નથી બની.' **ગાથા** — શ્લોક. **પ્રવ્રજ્યા** — સંસાર ત્યાગ કરવો તે. **યાજના** — યજ્ઞ. પ્રવ્રજ્યાની યાજના એટલે સંસાર ત્યાગ કરવાનો વિધિ. **શાસ્તા** — શાસન કરનાર. **તેનો હુવો એ રીત ભિક્ષુભાવ:** એ રીતે જ, એટલે શ્રમણે અંગુલિમાલને બુદ્ધ ભગવાનના ભિક્ષુ તરીકે સંબોધન કર્યું તેટલાથી જ અંગુલિમાલ ભિક્ષુભાવને પામ્યો એટલે કે ભિક્ષુ થયો. આ વાક્યમાં સાધુ પુરુષની વાણીની ગર્જના ગાઈ

છે. તેમની વાણી સાર્થ હોય છે. **શ્રેણીય** — આજે આપણે જે અર્થમાં મહાજન શબ્દ વાપરીએ છીએ તે અર્થમાં શ્રેણી શબ્દ વપરાતો. તે ઉપરથી વિશેષણ શ્રેણીય. જે કાળની આ કથા છે તે કાળે ઉત્તરમાં અનેક ગણ રાજ્યો, એટલે કે પ્રજાસત્તાક રાજ્યો હતાં. આવાં રાજ્યોમાં ક્યાંક ક્યાંક રાજ્યનો વડો રાજા તરીકે પણ ઓળખાતો. એ ઉપરથી શ્રેણીય રાજા એટલે મહાજનોની જ્યાં આણ છે એવા રાજ્યનો રાજા એવો અહીં અર્થ કરવો. **ભન્તે** — પૂજ્યને સંબોધન કરવાનો શબ્દ. ભદંતેમાંથી આવેલો મનાય છે. **જનપદ** — આખો દેશ, મુલક. **અદત્તાદાન** — અદત્ત (જે આપ્યું નથી તેનું) આદાન (લેવું તે) એટલે કે ચોરી. **મૃષાવાદ** — જૂઠાણું. **ગુપ્તિ** — રક્ષા. **આરણ્યક** — જંગલમાં રહેનાર, ગામમાં નહિ. **પિંડપાતિક** — ભિક્ષા ઉપર ગુજારો કરનાર. કોઈનું નિમંત્રણ સ્વીકારી કોઈને ત્યાં જમનાર નહિ. **પાંસુકૂલિક** — ગૃહસ્થ પાસેથી વસ્ત્ર લેતો નહિ, પણ ધૂળમાંથી ચીંથરાં લઈ તેનાં વસ્ત્ર કરતો. **મૂઢગર્ભા** — જેનો ગર્ભ મૂઢ થઈ ગયો છે. પ્રસવકાળનો સમય થવા છતાં બાળક જન્મતું નથી અને એથી બાઈને અસહ્ય વેદના થાય તેનું આમાં સૂચન છે. **સ્વસ્તિ** — કલ્યાણ. **'આર્યજાતિમાં જન્મ્યો ત્યારથી'** — ચોર મટી પરિવ્રાજક બન્યો ત્યારથી. આમાં માણસ જન્મને કારણે નહિ પણ કર્મને કારણે આર્ય બને છે, એ અર્થનું સૂચન છે. બૌદ્ધ ધર્મમાં ઊંચી કોટિએ ગયેલાને આર્ય કહે છે. **આત્માને મોકલી દીધો છે એવો** — અહીં આત્મા એટલે અહં — હુંપદ. જેણે હુંપદનો, મારાતારાના ભેદભાવનો ત્યાગ કર્યો છે એવો. મોક્ષમાં એકતાન પામેલો. **એકલો** — કામભોગથી અલગ થયેલો. **અનુત્તર** — ઉત્તમ, અનન્ય. **બ્રહ્મચર્ય** — પવિત્રતા. **પર્યવસાન** — પૂરું થવાપણું – પૂર્ણતા એટલે કે ઉત્તમ પવિત્રતા પ્રાપ્ત કરીને. બ્રહ્મચર્યનો બીજો અર્થ બ્રહ્મ – સત્યને જાણવા માટેની પ્રવૃત્તિ કરવી એ પણ થઈ શકે. એ ઉપરથી બ્રહ્મચર્ય પૂરું થયું નો અર્થ સત્યને જાણવાની એની ચર્યા, પ્રવૃત્તિ પૂરી થઈ – એણે સત્યનો સાક્ષાત્કાર કર્યો. **વિપાક** — સ્વાદ. **વિમુક્તિસુખ** — મુક્તિનું સુખ, પરમ શાન્તિ. **પ્રમાદ** — ભૂલ. **દેશના** — બોધ, માર્ગદર્શન. **ખંતિ** — ક્ષમા. **અવિરોધ-પ્રશંસી** — અદ્વેષની પ્રશંસા કરનાર. **દારુ** — દેવદારુ લાકડું. **શરું** — જેમાં તીરનું ફળ ખોસવાનું હોય તે શરું. તે જરા પણ વાંકું હોય તો તેને વાળીને સીધું કરવું પડે. **નામે** — નમાવે, વાળે. **'અહિંસક હતું નામ...'** — મારું નામ જાણે હું અહિંસક

તેઓ પણ મારા હાથમાં સપડાઈ જાય છે. હું આ શ્રમણને ખરેખર જીવિતથી ઉખેડી નાખીશ.' હવે અંગુલિમાલ ઢાલ તરવાર લાવીને, બાણ અને ભાથું સજ્જ કરીને, ભગવાનની પછવાડે પછવાડે ગયો. હવે ભગવાન એવા પ્રકારનાં ઋદ્ધિ સંસ્કારથી ચાલ્યા, કે જેથી અંગુલિમાલ પોતાના સર્વ બળથી જતાં છતાં સ્વાભાવિક રીતે જતા ભગવાનને પકડી શક્યો નહિ. હવે અંગુલિમાલ ચોરના મનમાં આ પ્રમાણે થયું: 'અહો આશ્ચર્ય! અહો અદ્ભુત! હું પહેલાં દોડતા હાથીની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો, દોડતા ઘોડાની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો, દોડતા રથની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો, દોડતા મૃગની પછવાડે પડીને તેને પણ પકડી પાડતો; અને આ સ્વાભાવિક રીતે જતા શ્રમણને મારા સર્વ બળથી જતાં છતાં પહોંચી શકતો નથી.' ઊભા રહીને તેણે ભગવાનને આ પ્રમાણે કહ્યું, 'ઊભો રહે, શ્રમણ! ઊભો રહે, શ્રમણ!'

'હું ઊભો છું, અંગુલિમાલ! તું ઊભો રહે.' હવે અંગુલિમાલ ચોરના મનમાં આ પ્રમાણે થયું. 'આ શાક્યપુત્રીય શ્રમણો સત્યવાદી અને સત્ય પ્રતિજ્ઞાવાળા હોય છે. પણ આ શ્રમણ પોતે જતો જતો જ કહે છે: હું ઊભો છું, અંગુલિમાલ! તું ઊભો રહે. ત્યારે હું શ્રમણને પૂછું.' હવે અંગુલિમાલ ચોરે ભગવાનને ગાથાથી કહ્યું:

'જતાં છત, શ્રમણ, 'ઊભો છું' કહે છે,
મને ઊભાને ન-ઊભો કહે છે;
પૂછું તને, શ્રમણ એહ અર્થ,
તું કેમ ઊભો, ન-ઊભો હું કેમ?'
'ઊભો છું હું અંગુલિમાલ, સર્વદા,
સર્વેય ભૂતો મહીં દણ્ડ છોડી,
અસંયમી પ્રાણીઓ માંહી તું છે
તેથી હું ઊભો છું ને તું ન-ઊભો!'

'ચિરકાલે પૂજ્ય મહર્ષિ મારા
મહાવને સત્યવાદી તું આવ્યો;
ચિરકાલ માટે હું એ પાપ છોડું
તારી સુણી ધર્મથી યુક્ત ગાથા.'
ત્યારે જ ચોરે આયુધને અસિને
ઊંડે ખાડે નરકે ફેંકી દીધાં;
સુગત કેરા ચરણે ચોર વંદ્યો,
પ્રવ્રજ્યાની યાજના ત્યાં જ કીધી.
અતિ કારુણિક મહર્ષિ બુદ્ધ
જે છે શાસ્તા દેવ ને લોક કેરા;
'આમ આવ ભિક્ષુ,' એમ તે કાલ ભાખ્યા,
તેનો હુવો એ રીત ભિક્ષુભાવ.

હવે ભગવાને અંગુલિમાલ અનુયાયી સાથે જ્યાં શ્રાવસ્તિ હતી તે બાજુ ચર્યા શરૂ કરી. એક પછી એક સ્થાને ચર્યા કરતાં જ્યાં શ્રાવસ્તિ હતી, ત્યાં આવી પહોંચ્યા. ત્યાં શ્રાવસ્તિમાં જેતવને અનાથપિંડિકના આરામમાં ભગવાન વિહાર કરતા હતા. તે સમયે કોસલના રાજા પસેનદિના મહેલ પાસે મોટું ટોળું મળ્યું અને ઉચ્ચ શબ્દ, મહાશબ્દ થયો. 'હે દેવ, તારા રાજ્યમાં અંગુલિમાલ નામનો ચોર, લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો આવ્યો છે. તેણે ગામને, કસબાને અને જનપદને હતાં નહોતાં કરી નાખ્યાં છે. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરે છે. દેવ તેનો પ્રતિષેધ કરો.'

હવે કોસલના રાજા પસેનદિએ પાંચસો જેટલા અસવાર સાથે બપોરે શ્રાવસ્તિથી જ્યાં આરામ હતો તે બાજુ પ્રયાણ કર્યું; જ્યાં સુધી વાહન જઈ શકે તેવી ભૂમિ હતી, ત્યાં સુધી વાહનથી જઈને પછી વાહનથી હેઠે ઊતરીને જ્યાં ભગવાન હતા ત્યાં પાળો ગયો, પાસે જઈને ભગવાનને અભિવન્દન કરીને એક બાજુ બેઠો. એક

બાજુ બેઠેલા કોસલના રાજા પસેનદિને ભગવાને આ પ્રમાણે કહ્યું: 'મહારાજ, તારા ઉપર મગધનો શ્રેણીય રાજા બિંબિસાર કોપ્યો છે, કે વૈશાલિના લિચ્છવિઓ કોપ્યા છે, કે બીજા શત્રુ રાજાઓ કોપ્યા છે?' 'ભન્તે, મારા ઉપર મગધનો શ્રેણીય રાજા બિંબિસાર કોપ્યો નથી. વૈશાલિના લિચ્છવિઓ કોપ્યા નથી તેમ બીજા શત્રુ રાજાઓ કોપ્યા નથી. ભન્તે, મારા રાજ્યમાં અંગુલિમાલ નામનો ચોર, લુબ્ધ, રક્તપાણિ, મારફાડમાં રચ્યોપચ્યો અને પ્રાણીઓ, ભૂતો તરફ અદયાથી વર્તનારો આવ્યો છે. તેણે ગામને, કસબાને અને જનપદને હતાં નહોતાં કરી નાખ્યાં છે. તે માણસોને મારી મારીને તેમની આંગળીઓની માળા ધારણ કરે છે. ભન્તે, તેનો હું પ્રતિષેધ કરીશ.'

'પણ મહારાજ, તું અંગુલિમાલને કેશ મૂછ ઉતારેલો, કષાય વસ્ત્રથી ઢંકાયેલો, ઘરને બદલે ઘર વિનાનો થયેલો, પ્રવ્રજિત થયેલો. પ્રાણઘાતથી વિરામ પામેલો, અદત્તાદાનથી વિરામ પામેલો, મૃષાવાદથી વિરામ પામેલો, એક–ભક્તિવાળો, બ્રહ્મચારી, શીલવાન, કલ્યાણ-ધર્મવાળો જુએ, તો શું કરે?'

'તો ભન્તે. હું અભિવન્દન કરું, સન્માન આપું, આસનને માટે નિમન્ત્રણ કરું, ચીવર, પિણ્ડપાત્ર, શયનાસન, ઔષધ વગેરેની ગોઠવણ કરું, તેની ધાર્મિક રક્ષા કે ગુપ્તિ કરું, પણ ભન્તે, એ દુઃશીલ પાપધર્મનો એવા રૂપનો શીલ-સંયમ ક્યાંથી થાય?'

તે સમયે આયુષ્માન અંગુલિમાલ ભગવાનની નજીક બેઠેલો હતો. હવે ભગવાને કોસલના રાજા પસેનદિનો જમણો હાથ પકડીને કહ્યું: 'મહારાજ, આ અંગુલિમાલ છે.'

હવે કોસલના રાજા પસેનદિને ભય થયો, જડતા પણ થઈ, રૂંવાડાં ઊભાં પણ થઈ ગયાં. હવે કોસલના રાજા પસેનદિને બીધેલો, સંવિગ્ન, રૂંવાં ઊભાં થઈ ગયેલો જાણીને, ભગવાને આ પ્રમાણે કહ્યું. 'બીઓ નહિ મહારાજ, બીઓ નહિ. આનાથી તમને ભય નથી.' હવે કોસલના રાજા પસેનદિને જે ભય થયો હતો, જે જડતા થઈ હતી, જે રૂંવાડાં ઊભાં થઈ ગયાં હતાં, તે શાન્ત થયાં. હવે

કોસલના રાજા પસેનદિએ આયુષ્માન અંગુલિમાલને આ પ્રમાણે કહ્યું, 'ભન્તે, અંગુલિમાલ, આપ આર્ય છો?'

'હા, મહારાજ.'

'આર્યના પિતાનું ગોત્ર કયું? આર્યની માતાનું ગોત્ર કયું?'

'મહારાજ, પિતા ગર્ગ અને માતા મન્ત્રાયણી.'

'ભન્તે, ગર્ગ-મન્ત્રાયણી! આનંદથી રહો. હું આર્ય ગર્ગ-મન્ત્રાયણી પુત્રની બરદાસ કરીશ; ચીવર, પિણ્ડપાત્ર, શયનાસન, ઔષધ, રક્ષા કરીશ.'

તે સમયે આયુષ્માન અંગુલિમાલ આરણ્યક હતો, પિણ્ડપાતિક હતો, પાંસુકૂલિક હતો, ત્રિચીવરક હતો. હવે આયુષ્માન અંગુલિમાલે કોસલના રાજા પસેનદિને આ પ્રમાણે કહ્યું — 'અલમ્, મહારાજ, મારે ત્રણ ચીવર પરિપૂર્ણ છે.'

પછી કોસલનો રાજા પસેનદિ જ્યાં ભગવાન હતા ત્યાં ગયો. જઈને ભગવાનને અભિવન્દન કરીને એક બાજુ બેઠો. એક બાજુ બેઠેલા કોસલના રાજા પસેનદિએ ભગવાનને આ પ્રમાણે કહ્યું: 'ભન્તે, આશ્ચર્ય! ભન્તે, અદ્ભુત! કે, ભન્તે, ભગવાન અદાન્તને દમનારા, અશાન્તને શાન્ત કરનારા, નિર્વાણ નહિ પામેલાને નિર્વાણ પમાડનાર છો. જેને અમે, ભન્તે, દંડથી શસ્ત્રથી દમી શક્યા નહિ તેને ભગવાને અદણ્ડથી અશસ્ત્રથી દમ્યો. હવે ભન્તે, અમે જઈએ. અમારે બહુ કામ છે, બહુ કર્તવ્ય છે.' 'મહારાજ, તું જે કાર્યનો સમય માનતો હો તે કર.' પછી કોસલનો રાજા પસેનદિ આસનથી ઊઠીને ભગવાનને અભિવન્દન કરીને પ્રદક્ષિણા કરીને ચાલ્યો.

પછી આયુષ્માન અંગુલિમાલ સવારને પહોર તૈયાર થઈને, પાત્રચીવર લઈને, ભિક્ષાને માટે શ્રાવસ્તિમાં ગયો. આયુષ્માન અંગુલિમાલ શ્રાવસ્તિમાં એક ઘેરથી બીજે ઘેર સળંગ ભિક્ષા માટે ફરતો હતો, ત્યાં નજીક મૂઢગર્ભા, દુઃખગર્ભા સ્ત્રીને જોઈ. જોઈને તેને આમ થયું, 'જીવો દુઃખી છે, જીવો દુઃખી છે.' પછી આયુષ્માન અંગુલિમાલ શ્રાવસ્તિમાં ભિક્ષાને માટે ફરીને ભિક્ષા કરીને, ભિક્ષાથી

પાછો ફરીને, જ્યાં ભગવાન હતા ત્યાં ગયો; જઈને ભગવાનને અભિવન્દન કરીને એક બાજુ બેઠો. એક બાજુ બેઠેલા આયુષ્માન અંગુલિમાલે ભગવાનને આ પ્રમાણે કહ્યું: 'ભન્તે, સવારને પહોર તૈયાર થઈને, પાત્ર ચીવર લઈને, ભિક્ષાને માટે શ્રાવસ્તિમાં ગયો હતો. ભન્તે, શ્રાવસ્તિમાં ભિક્ષાને માટે એક ઘેરથી બીજે ઘેર સળંગ ફરતાં નજીકમાં એક મૂઢગર્ભા, દુઃખગર્ભા સ્ત્રીને મેં જોઈ ને મને એમ થયું: 'જીવો દુઃખી છે. જીવો દુઃખી છે.'

'ત્યારે અંગુલિમાલ, જ્યાં શ્રાવસ્તિ છે ત્યાં તું જા, જઈને એ સ્ત્રીને તું આ પ્રમાણે કહે. 'બહેન, જન્મ્યો ત્યારથી જાણી જોઈને પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ.'

'એ તો ભન્તે, જાણી જોઈને બોલેલો મૃષાવાદ થયો. મેં તો જાણી જોઈને બહુ પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાંખ્યાં છે.'

'ત્યારે અંગુલિમાલ, શ્રાવસ્તિ છે ત્યાં તુ જા, જઈને એ સ્ત્રીને તું આ પ્રમાણે કહે: 'બહેન! હું આર્ય જાતિમાં જન્મ્યો ત્યારથી જાણી જોઈને પ્રાણિઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી, તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ.' 'એમ કહીશ, ભન્તે!' એમ ભગવાનને જવાબ આપી આયુષ્યમાન અંગુલિમાલ જ્યાં શ્રાવસ્તિ હતી ત્યાં ગયો, જઈને તે સ્ત્રીને આ પ્રમાણે કહ્યું: 'બહેન, હું આર્ય જાતિમાં જન્મ્યો, ત્યારથી જાણી જોઈને પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી, તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ.' પછી તે સ્ત્રીને સ્વસ્તિ થયું, તે ગર્ભને સ્વસ્તિ થયું. પછી આયુષ્માન અંગુલિમાલ એકલો થયેલો, અપ્રમત્ત, વીર્યવાન, આત્માને મોકલી દીધો છે એવો, જેને માટે કુલપુત્રો ઘરબાર છોડી સારી રીતે ઘરબાર વિનાના થાય છે એવા અનુત્તર બ્રહ્મચર્યનું પર્યવસાન થોડા જ કાલમાં આ જ અવતારમાં પોતે જાણીને, સાક્ષાત્ કરીને, સમજીને વિહરતો હતો. જન્મ (હેતુ) ક્ષીણ થઈ ગયો. બ્રહ્મચર્ય પૂરું થયું,

કરવાનું કર્યું છે હવે બીજો ભવ નથી એ પ્રમાણે પોતે જાણ્યું; અને આયુષ્માન અંગુલિમાલ અર્હતોમાંનો એક અર્હ થયો.

હવે આયુષ્માન અંગુલિમાલ સવારને પહોર તૈયાર થઈને, પાત્રચીવર લાવીને, ભિક્ષા માટે શ્રાવસ્તિમાં ગયો. તે સમયે કેટલાએકે ઢેફાં નાખ્યાં તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યાં, બીજાઓએ દંડો ફેંક્યા તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યા, બીજાઓએ કાંકરા ફેંક્યા તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યા. પછી આયુષ્માન અંગુલિમાલ, ભાંગેલે માથે, લોહીથી ગળતે ફાટેલે વસ્ત્રે, અને ફાટેલી કંથાએ જ્યાં ભગવાન હતા ત્યાં ગયા. ભગવાને આયુષ્માન અંગુલિમાલને દૂરથી આવતો જોયો, જોઈને આયુષ્માન અંગુલિમાલને આ પ્રમાણે કહ્યું: 'બ્રાહ્મણ, સહન કર. બ્રાહ્મણ, સહન કર. જે કર્મનો વિપાક તું બહુ વર્ષો સુધી, બહુ વર્ષશતો સુધી, બહુ વર્ષસહસ્ર સુધી નરકમાં ભોગવત તે કર્મનો વિપાક આ જ અવતારમાં તું ભોગવે છે.'

પછી આયુષ્માન અંગુલિમાલે એકાંતમાં જઈને એકાંતમાં રહીને, વિમુક્તિ સુખ ભોગવ્યું. તે વેળાએ આ ઉદ્‌ગારો કાઢ્યા:

જે પ્રમાદ કરી પૂર્વે, અપ્રમાદ પછી કરે,
તે આ લોક ઉજાળે છે, ઘનથી મુક્ત ચન્દ્ર શો.
જેહમાં પાપકર્મો સૌ ઢંકાયે પુણ્ય કર્મથી.
તે આ લોક ઉજાળે છે, મેઘથી મુક્ત ચન્દ્ર શો.
જેહ ભિક્ષુ જુવાનીમાં જોડાયે બુદ્ધશાસને,
તે આ લોક ઉજાળે છે, ઘનથી મુક્ત ચન્દ્ર શો.
શત્રુઓય મારા સુણજો ધર્મની કથા
શત્રુઓય મારા ભળજો બુદ્ધશાસને.
શત્રુઓય મારા સેવજો એ મનુષ્યો
જે સન્તો દે છે ધર્મથી દેશનાઓ.
શત્રુઓ - ખંતિ વાદીનો, અવિરોધ - પ્રશંસીનો
સાંભળો ધર્મ કો કાલે, અનુવર્તોય એમને.

પાછો ફરીને, જ્યાં ભગવાન હતા ત્યાં ગયો; જઈને ભગવાનને અભિવન્દન કરીને એક બાજુ બેઠો. એક બાજુ બેઠેલા આયુષ્માન અંગુલિમાલે ભગવાનને આ પ્રમાણે કહ્યું: 'ભન્તે, સવારને પહોર તૈયાર થઈને, પાત્ર ચીવર લઈને, ભિક્ષાને માટે શ્રાવસ્તિમાં ગયો હતો. ભન્તે, શ્રાવસ્તિમાં ભિક્ષાને માટે એક ઘેરથી બીજે ઘેર સળંગ ફરતાં નજીકમાં એક મૂઢગર્ભા, દુઃખગર્ભા સ્ત્રીને મેં જોઈ ને મને એમ થયું: ' જીવો દુઃખી છે. જીવો દુઃખી છે.'

'ત્યારે અંગુલિમાલ, જ્યાં શ્રાવસ્તિ છે ત્યાં તું જા, જઈને એ સ્ત્રીને તું આ પ્રમાણે કહે, 'બહેન, જન્મ્યો ત્યારથી જાણી જોઈને પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ.'

'એ તો ભન્તે, જાણી જોઈને બોલેલો મૃષાવાદ થયો. મેં તો જાણી જોઈને બહુ પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાંખ્યાં છે.'

'ત્યારે અંગુલિમાલ, શ્રાવસ્તિ છે ત્યાં તુ જા, જઈને એ સ્ત્રીને તું આ પ્રમાણે કહે: 'બહેન! હું આર્ય જાતિમાં જન્મ્યો ત્યારથી જાણી જોઈને પ્રાણિઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી, તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ.' 'એમ કહીશ, ભન્તે!' એમ ભગવાનને જવાબ આપી આયુષ્યમાન અંગુલિમાલ જ્યાં શ્રાવસ્તિ હતી ત્યાં ગયો, જઈને તે સ્ત્રીને આ પ્રમાણે કહ્યું: 'બહેન, હું આર્ય જાતિમાં જન્મ્યો, ત્યારથી જાણી જોઈને પ્રાણીઓને જીવિતથી ઉખેડી નાખ્યાનું હું જે જાણતો નથી, તે સત્યથી તને સ્વસ્તિ થાઓ, ગર્ભને સ્વસ્તિ થાઓ.' પછી તે સ્ત્રીને સ્વસ્તિ થયું, તે ગર્ભને સ્વસ્તિ થયું. પછી આયુષ્માન અંગુલિમાલ એકલો થયેલો, અપ્રમત્ત, વીર્યવાન, આત્માને મોકલી દીધો છે એવો, જેને માટે કુલપુત્રો ઘરબાર છોડી સારી રીતે ઘરબાર વિનાના થાય છે એવા અનુત્તર બ્રહ્મચર્યનું પર્યવસાન થોડા જ કાલમાં આ જ અવતારમાં પોતે જાણીને, સાક્ષાત્ કરીને, સમજીને વિહરતો હતો. જન્મ (હેતુ) ક્ષીણ થઈ ગયો, બ્રહ્મચર્ય પૂરું થયું.

કરવાનું કર્યું છે હવે બીજો ભવ નથી એ પ્રમાણે પોતે જાણ્યું; અને આયુષ્માન અંગુલિમાલ અર્હતોમાંનો એક અર્હ થયો.

હવે આયુષ્માન અંગુલિમાલ સવારને પહોર તૈયાર થઈને, પાત્રચીવર લઈને, ભિક્ષા માટે શ્રાવસ્તિમાં ગયો. તે સમયે કેટલાએકે ઢેફાં નાખ્યાં તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યાં, બીજાઓએ દંડો ફેંક્યા તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યા, બીજાઓએ કાંકરા ફેંક્યા તે આયુષ્માન અંગુલિમાલના શરીરને વાગ્યા. પછી આયુષ્માન અંગુલિમાલ, ભાંગેલે માથે, લોહીથી ગળતે ફાટેલે વસ્ત્રે, અને ફાટેલી કંથાએ જ્યાં ભગવાન હતા ત્યાં ગયા. ભગવાને આયુષ્માન અંગુલિમાલને દૂરથી આવતો જોયો, જોઈને આયુષ્માન અંગુલિમાલને આ પ્રમાણે કહ્યું: 'બ્રાહ્મણ, સહન કર. બ્રાહ્મણ, સહન કર. જે કર્મનો વિપાક તું બહુ વર્ષો સુધી, બહુ વર્ષશતો સુધી, બહુ વર્ષસહસ્ર સુધી નરકમાં ભોગવત તે કર્મનો વિપાક આ જ અવતારમાં તું ભોગવે છે.'

પછી આયુષ્માન અંગુલિમાલે એકાંતમાં જઈને એકાંતમાં રહીને, વિમુક્તિ સુખ ભોગવ્યું. તે વેળાએ આ ઉદ્‌ગારો કાઢ્યા :

જે પ્રમાદ કરી પૂર્વે, અપ્રમાદ પછી કરે,
તે આ લોક ઉજાળે છે, ઘનથી મુક્ત ચન્દ્ર શો.
જેહમાં પાપકર્મો સૌ ઢંકાયે પુણ્ય કર્મથી,
તે આ લોક ઉજાળે છે, મેઘથી મુક્ત ચન્દ્ર શો.
જેહ ભિક્ષુ જુવાનીમાં જોડાયે બુદ્ધશાસને,
તે આ લોક ઉજાળે છે, ઘનથી મુક્ત ચન્દ્ર શો.
શત્રુઓય મારા સુણજો ધર્મની કથા
શત્રુઓય મારા ભળજો બુદ્ધશાસને.
શત્રુઓય મારા સેવજો એ મનુષ્યો
જે સન્તો દે છે ધર્મથી દેશનાઓ.
શત્રુઓ - ખંતિ વાદીનો, અવિરોધ - પ્રશંસીનો
સાંભળો ધર્મ કો કાલે, અનુવર્તોય એમને.

એ હિંસા ન કરે। મારી, અન્યની કોઈની ન વા;
શાન્તિ પરમને પામો, રક્ષતાં જડ ચેતન.
પાણી વાળે પાણી પાનાર ક્યારે,
રાડું વાળે હોય જે બાણકાર,
દારુ નામે સાજ ઘડતાં સુતારો,
આત્માં દમે છે પંડિતો એજ રીતે.
દમે છે કોઈ દણ્ડેથી, કોઈ ચાબુક અંકુશે.
વિના દણ્ડ, વિના શસ્ત્ર, અર્હતે દમિયો મને.
અહિંસક હતું નામ, હિંસા હું કરતો છતાં;
સત્યનામ થયો આજ, કોઈને હણતો નથી.
હતો ચોર પહેલાં હું, અંગુલિમાલ નામાચો,
મોટા પૂરે તણાતો હું, પામ્યો શરણ બુદ્ધનું.
રક્તપાણિ હતો પૂર્વે, અંગુલિમાલ નામીચો,
શરણાગમનેથી, જો, તૃષ્ણા નષ્ટ થઈ ગઈ.
બહુ દુર્ગતિ દેનારાં, એવાં કર્મો કર્યાં હતાં,
કર્મવિપાકથી સ્પર્શ્યો, ભોગવું અનૃણી થઈ.
દુર્મેધિ જન ને બાલો ભળે છે જૈ પ્રમાદમાં,
અપ્રમાદ ધન શ્રેષ્ઠ મેધાવી રક્ષતો સદા.
ભળજો મા પ્રમાદે કો, કામપ્રીતિથી મૈત્રીમાં
વિશાલ સુખ પામે છે, ધ્યાનમાં અપ્રમત્ત જે.
છે સ્વાગત ન બીજું કૈં, નથી દુર્મન્ત્ર આ કશો,
સુવિભક્તો થતાં ધર્મો, પામ્યો હું શ્રેષ્ઠ ધર્મને.
છે સ્વાગત ન બીજું કૈં, નથી દુર્મન્ત્ર આ કશો.
ત્રણે વિદ્યા કરી પ્રાપ્ત, કર્યું શાસન બુદ્ધનું.

### સ્વાધ્યાય

૧. અંગુલિમાલની કથા બસોથી અઢીસો શબ્દોમાં લખો.
૨. અંગુલિમાલના જીવનમાં શાથી પરિવર્તન થયું ?
૩. 'હું ઊભો છું' એ વાક્યનો શ્રમણ શો અર્થ કરે છે ?

૪. કોસલના રાજાની અંગુલિમાલને જોતાં શી સ્થિતિ થઈ? એ સ્થિતિનું આ વાર્તામાં જે વર્ણન છે તે તમને કેવું લાગ્યું તે ટૂંકમાં જણાવો.

૫. મૂઢગર્ભા સ્ત્રી અને ગર્ભનું સ્વસ્તિ કેવી રીતે થાય છે?

૬. લોકોએ પથ્થર માર્યા તે વખતે અંગુલિમાલે કેવી વૃત્તિ રાખી? એ સહન કરવા પાછળ કઈ દૃષ્ટિ હોવી જોઈએ તે સંબંધી શ્રમણનો અભિપ્રાય આપો.

૭. આ કથાને અન્તે આપેલા અંગુલિમાલના ઉદ્‌ગારોનો અભ્યાસ કરી એનો સારાંશ આપો.

૮. આ કથાની શૈલી તમને કેવી લાગી અને એમાં તમને નવીનતા શેમાં લાગી, તે વિષે ટૂંકમાં લખો.

# સૈયદ અબુ ઝફર નદવી

[ મુસલમાનોના એક મોટા તહેવારનું આ વર્ણન ઘણી જાણવા જેવી વિગતોથી ભર્યું છે. જે ઘટનામાં એ મહાન તહેવારનું મૂળ છે તે અતિ ભવ્ય છે. હજરત ઇબ્રાહિમ અને હજરત ઇસ્માઈલના ભવ્ય ત્યાગ આગળ આપણું મસ્તક નમ્યા વિના નહિ રહે, અને આપણને પણ આપણી એક લોકકથાનો મશહૂર પ્રશ્ન 'બે વાળામાં કયો ચડે?' આ પિતાપુત્રના સંબંધમાં પૂછવાનું મન થાય છે. આ તહેવારમાં ખાસ નોંધવા જેવી એક ઘટના એ છે કે, આ તહેવાર ઇસ્લામની સ્થાપના થઈ તે પહેલાંનો અરબસ્તાનમાં પ્રચલિત હતો. હજરત મહમ્મદ પયગમ્બરે અનેક જૂના રીતરિવાજો અને વહેમોનું ખંડન કર્યું હતું, પણ પ્રજાના પ્રાણને ચેતન આપે એવાં જૂના ધર્મનાં તત્ત્વોને અપનાવતાં જરાય સંકોચ રાખ્યો ન હતો. ખ્રિસ્તીઓના મશહૂર નાતાલના તહેવારનો પણ આવો જ ઇતિહાસ છે. આવા તહેવારો લોકોના પ્રાણરૂપ હોય છે, અને તેથી કેટલીક વાર કેટલાક મહાપુરુષો પોતાના લોકો માટે નવા તહેવારો પણ યોજે છે. ઈદના તહેવારમાં રહેલી ત્યાગની ઉદાત્ત કલ્પના માત્ર ઇસ્લામ માટે નથી, આખી માનવજાત માટે છે, એ નોંધવાની ભાગ્યે જ જરૂર હોય. ]

## કુરબાન ઈદ

મુસલમાનોના બે મોટા તહેવારો છે; એક રમજાન ઈદ અને બીજો કુરબાન ઈદ. રમજાન એક મહિનાનું નામ છે. તે મહિનામાં

મુસલમાનો રોજા રાખે છે. એક મહિના બાદ જ્યારે આ રોજા ખતમ થાય છે ત્યારે મુસલમાનો ઈદનો તહેવાર પાળે છે, કારણ કે કુરાન પહેલવહેલાં આ મહિનામાં મહમ્મદ પેગમ્બર (સલઅમ)ને અર્પણ કરવામાં આવ્યું હતું.

આ મહિનાના સવાબે માસ પછી બીજી ઈદ આવે છે. તેનું નામ કુરબાન ઈદ છે. ખરેખર, આ ઈદ યાદગીરી તરીકે માનવામાં આવે છે. તે વિષે કહેવાય છે કે, સિરિયામાં એક પેગમ્બર હતા જેનું નામ હજરત ઇબ્રાહિમ હતું. તેમની ઉમર બહુ જ મોટી થઈ ગઈ હતી તેમ છતાં તેમને કંઈ સંતાન ન હતું. આથી તેમણે ખુદાની દુઆ માંગી. ખુદાએ તે કબૂલ કરી. ત્યાર પછી તેમને ત્યાં એક પુત્રનો જન્મ થયો જેનું નામ તેમણે ઇસ્માઇલ રાખ્યું. પિતાના પ્યારનું શું પૂછવું? પુત્રને જોઈ જોઈને તે બેહદ ખુશ થતા હતા.

ઇસ્માઇલ જ્યારે મોટા થયા ત્યારે હજરત ઇબ્રાહિમે જાણે ખુદાએ તેમને સ્વપ્નમાં કહ્યું હોય તેમ સાંભળ્યું કે, 'જે વસ્તુ સર્વથી પ્યારી હોય તે મારા નામ ઉપર કુરબાન કર.' શરૂઆતમાં તેમણે તે ઉપર લક્ષ આપ્યું નહિ. લાગલાગટ ત્રણ રાત તે જ સ્વપ્નું તેમને આવવાથી તેમણે વિચાર કર્યો કે, 'મારી સૌથી વહાલામાં વહાલી વસ્તુ તો મારો દીકરો ઇસ્માઇલ છે. ઇસ્માઇલની વય મોટી હતી, તેથી છેતરપંડીથી તેની કુરબાની આપવાનું બની શકે એમ ન હતું. આ કારણથી પિતાએ પુત્રને કહ્યું કે, 'મેં સ્વપ્નામાં જોયું કે ખુદા તારી કુરબાનીની માગણી કરે છે.' દીકરાએ જવાબ આપ્યો કે, 'જો ખુદાનો હુકમ હોય તો આપણે રાજી છીએ. જે હુકમ આપને આપવામાં આવ્યો છે, તેનો ખુશીથી અમલ કરો.'

આખરે બાપે પોતાના બેટાને બાંધી કુરબાન કરવાનો ઇરાદો કર્યો. અમલ કરવા જાય છે એટલામાં એક ફિરસ્તો આવ્યો અને બોલ્યો, 'અલ્લાહે કહ્યું છે કે તમે અજમાયશમાં સર્વોત્કૃષ્ટ ઊતર્યા છો. તેથી એને બદલે ઘેટાની કુરબાની કરો. ખુદા તમ બેઉ ઉપર અતિ આફરીન છે. હવે તેણે તમારા ઉપર તેની બરકત અને

રહેમત ઉતારી છે.' હજરત ઇબ્રાહિમે આ ખુશીમાં એક ઘેટાની કુરબાની આપી બહુ જ આનંદ કર્યો. કુળમાં તમામ માણસો અને ગરીબગુરબાંને દાવત આપી. ત્યાર પછી હર સાલ યાદગીરી તરીકે કુરબાની કરીને તે ઈદ પાળવા લાગ્યા. પરિણામે તેમના વંશમાં આ રિવાજ પડી ગયો. કુરેશ ખાનદાન પણ એના વંશજ હોવાથી તેમાં પણ આ રિવાજ ઇસ્લામ ધર્મ ફેલાયો તે પહેલાં પ્રચલિત બન્યો હતો. ઇસ્લામ ધર્મ ફેલાયા બાદ પણ મહંમદ પેગમ્બર (સલઅમ)એ આ રિવાજને 'દરેક કોમ માટે એક ઈદનો દિવસ હોય છે અને આપણે માટે પણ આજનો દિવસ ઈદનો છે.' એમ કહી માન્ય રાખ્યો હતો. ત્યારથી આ ઈદ કુરબાનીનું પર્વ આજ પર્યંત જારી છે. ઇસ્લામ ધર્મના પ્રવર્તક, હજરત મહંમદ પેગમ્બર, પોતાના સિદ્ધાંત મુજબ પોતાના ધર્મના પ્રચાર પહેલાંના જે જે રિવાજોમાં કંઈ ખૂરાઈ માલૂમ પડતી તેને અટકાવી દેતા, બાકીનાને જારી રાખતા; અને જે રિવાજોમાં ખાસ ખૂબી જોતા તેના ઉપર બહુ જ ભાર મૂકતા.

કુરબાન ઈદનું પણ તેમ જ હતું. તેમાં સંખ્યાબંધ ખૂબીઓ હોવાથી હજરત મહંમદે તે રિવાજ ચાલુ રાખ્યો. તે પંડે પણ તેનો અમલ કરતા હતા.

સૌથી ઉત્તમ વસ્તુ તો એ હતી કે એનાથી આપણને કુરબાનીનો સબક શીખવાનો મળે છે. કારણ કે જ્યાં સુધી એક વ્યક્તિ કે કોમ ભોગ આપી કામ ન કરે ત્યાં સુધી કોઈ પણ સંજોગોમાં તે દુનિયામાં કામયાબ થઈ શકે નહિ. હજરત ઇસ્માઈલે કુરબાની માટે પોતાને અર્પીને આપણને આત્મભોગનો મહાન મંત્ર શીખવ્યો. આ કારણથી મુસલમાનો ઈદનો દિન બહુ જ ઉમંગથી પાળે છે.

તે દિવસે એક શહેર કે ગામના તમામ મુસલમાનો એક જગા ઉપર ખુદાનો આભાર માનવાને જમા થાય છે. અને સર્વે સાથે મળી ખુદાની આગળ માથું ઝુકાવી તેની ઇબાદત કરે છે અને દુઆ માંગે છે.

આ ઈદથી આપણને બીજો પાઠ સંપ વિષેનો મળે છે. કારણ કે તે દિવસે દરેક ગરીબ અને અમીર એકબીજા સાથે હસ્તધૂનન કરે છે અને ભેટે છે, એકમેકને મુબારકબાદી આપે છે, સાથે મળી ખાય છે, પીએ છે અને મોજ માણવામાં શરીક થાય છે. પરિણામે સર્વના દિલમાં મહોબ્બત અને એકતાની જડ મજબૂત થાય છે; અને તેનાથી આગળ વધી કોમ અને દેશનાં અગત્યનાં કામોમાં આ સંપથી મોટી સહાય મળે છે.

તે દિવસે ગરીબ લોકોને ખેરાત કરવાનો ઇસ્લામ ધર્મનો હુકમ છે, જેથી ગરીબ અને તવંગર, અમીર ને ફકીર, દુર્બળ અને અશક્ત, સ્ત્રી અને પુરુષ, બાળક અને વૃદ્ધ, સહુ કોઈ આનંદ માણી શકે, સહુ એક પરવરદિગારનાં સન્તાન તરીકે એકબીજાને ચાહતાં શીખે, ને બધે સ્નેહ, એકતા, અને નિખાલસતાનું વાતાવરણ ફેલાઈ રહે. હમદર્દી એ ઈદના તહેવારનો એક અમૂલ્ય સંદેશ છે.

આ તહેવારથી વધુ એક બાબત એ જાણવાની મળે છે કે, જ્યારે ઈદને કારણે જુદા જુદા વિચારો ધરાવનારા લોકો એકબીજાને મળે છે ત્યારે કુદરતી રીતે મનુષ્યના વિચારનો વિકાસ થાય છે. કારણ કે જે વખતે એક માણસ પોતાનું કહે છે ત્યારે તેને બીજાનું સાંભળવું પણ પડે છે — ભલેને તે તેના ખ્યાલની ખિલાફ હોય. આથી મનુષ્યમાં સબૂરી અને સહનશીલતાના સદ્દગુણો કેળવાય છે અને હૃદયને ખામોશ રાખવાની આદત પડે છે.

આ દિવસે મુસલમાનો સવારે વહેલા ઊઠી પ્રથમ નાવણ-ધોવણ કરે છે. ત્યાર પછી ઉત્તમ કપડાં પહેરી અત્તર લગાવી ઈદગાહમાં જાય છે. ત્યાં જઈ બધા નમાજના વખતની ઇન્તેજારીથી રાહ જુએ છે, અને તકબીર પઢે છે. (એટલે કે થોડી થોડી વારે કહેવામાં આવે છે કે, અલ્લાહ મહાન છે અને તેના સિવાય બીજો કોઈ ખુદા નથી. અને તેણે જ આપણને આજે આ ખુશાલીનો દિવસ બતાવ્યો છે.) ત્યાર પછી સર્વ ઊભા થઈ શુક્રિયાની નમાજ પઢે છે.

તે બાદ ખતીબ ઉપદેશ કરે છે, જેમાં આ દુનિયા તેમ જ બીજી દુનિયાની સારી સારી બાબતોનો બોધ હોય છે.

હરેક મોટા મોટા શહેરમાં જ્યાં મુસલમાનોનું રાજ હતું ત્યાં નમાજ ખતમ થયા બાદ લોકોને જાણ કરવા માટે તોપનો અવાજ કરવામાં આવતો હતો; પરંતુ હવે કોઈક ઠેકાણે દારૂગોળો ફોડવામાં આવે છે અને કોઈક જગાએ નગારાં અને સરણાઈ વગાડવામાં આવે છે.

નમાજથી ફારેગ થઈ લોકો પોતપોતાને ઘેર આવે છે. અને જમણ કરે છે; કારણ કે સવારથી નમાજ પૂરી થયા પર્યંત તેમણે ઉપવાસ કર્યો હોય છે. ત્યાર પછી તેઓ બહાર નીકળે છે. કોઈક પોતાનાં સગાંસ્નેહીઓને મળવા જાય છે અને કેટલાક બાગ અને બજારમાં સહેલ કરવા નીકળી પડે છે.

મુસલમાની રાજ્યોમાં આ દિવસે અગાઉ બજારો શણગારવામાં આવતાં, અને ખાસ બજારો પણ ભરાતાં, જેમાં અજાયબીની ચીજો વેચાતી અને હરેક જાતના ખેલ તમાશા થતા. તે સિનેમાનો જમાનો ન હતો તેથી તેને બદલે ઢીંગલી પૂતળીના નાચ થતા જેમાં એક માણસ પડદા પાછળ બેસી તાર વડે પૂતળીને નચાવતો. રાતે આખા શહેરમાં રોશની થતી, અને રોશની વડે કોઈ ઠેકાણે ચંદ્ર, કોઈ ઠેકાણે સૂર્ય તો કોઈ ઠેકાણે તારા બનાવવામાં આવતા. ઘરનાં બારણાં ઉપર રોશનીનો મહેરાબ કરવામાં આવતો. રસ્તા ઉપર રોશનીનાં ઝાડ, ફળ અને ફૂલ તૈયાર કરવામાં આવતાં, ને ઠેકઠેકાણે ચાર રસ્તા ઉપર રોશનીના દરવાજા ઊભા કરવામાં આવતા. તળાવ અને નદીના કિનારા ઉપર પણ રોશની કરવામાં આવતી; અને જ્યારે તેનું પ્રતિબિંબ પાણીમાં પડતું ત્યારે અજબ દેખાવ નજરે પડતો.

અમીર અને દોલતમન્દ લોકો પોતપોતાની હોડીમાં રોશની કરી, રાતને જાણે કે દિવસમાં પલટાવી નાખતા. બીજા અનેક લોકો હોડી ભાડે લઈ નદીમાં સહેલ કરવા નીકળી પડતા અને નદીમાં આ ચાલતી ફરતી રોશનીની દુનિયાનું પ્રતિબિંબ જોઈ લોકો જાણે કે

કોઈ જાદુઈ જગતમાં વિહરતા હોય તેમ હેરત અને આનંદમાં ડૂબી જતા.

એ દિવસે પાયતખ્તમાં મીનાબજાર ભરાતું હતું. તેમાં હરેક જાતની ચીજ વેચાતી. ફક્ત સ્ત્રીઓ જ એ બજારમાં જઈ શકતી. બજારમાં વેચાણ પણ સ્ત્રીઓ જ કરતી. ત્યાં પુરુષોને દાખલ થવાની મનાઈ હતી. બાદશાહની બેગમો, શાહજાદીઓ, વજીરોની પુત્રીઓ, અમીરોની સ્ત્રીઓ તેમ જ અન્ય કુટુંબોની ઓરતો પણ આનંદથી ભાગ લેતી હતી. આ બજારમાં સામાન્ય વર્ગનાં બૈરાંથી માંડી ઊંચ ખાનદાનની છોકરીઓ જાતે ચીજોની ખરીદી અર્થે આવતી. આજ તો મુસલમાની રિયાસતના ખતમ થવાની સાથે જાણે કે આ બધી બાબતો પણ એરેબીઅન નાઈટ્સની કોઈ કથા જેવી બની ગઈ હોય એમ આપણને લાગે છે; પણ ઈદનો સંદેશ તો આપણા સહુ કોઈને માટે હજુ તેવો ને તેવો જ છે ને? દુનિયામાં જ્યાં સુધી દુઃખ છે, જ્યાં સુધી ગરીબાઈ છે, જ્યાં સુધી નાના મોટાના ભેદ છે ત્યાં સુધી આપણા જીવન ઉપરના એ વહેતા ઘા રૂઝવવા ત્યાગના, બલિદાનના દિવ્ય ઘા-બાજરિયાની જરૂર છે. જેણે ઈદનો મર્મ પ્રીછ્યો છે તેણે એ ઘા-બાજરિયું મેળવ્યું છે. તે ખુદાનો સાચો બંદો છે, તે પાક છે, તે સાચો મનુષ્ય છે. તેણે યથાર્થ રીતે ઈદ ઊજવી છે.

## સ્વાધ્યાય

૧. હજરત ઇબ્રાહિમની સત્યનિષ્ઠાની તમારા મન પર પડેલી છાપ વર્ણવો.

૨. હજરત ઇબ્રાહિમ અને હજરત ઇસ્માઈલના ત્યાગમાંથી તમને કોનો વધુ મુશ્કેલ લાગ્યો ?

૩. 'ઈદના તહેવાર'નું રહસ્ય સમજાવો.

૪. મોગલોના અમલમાં દિલ્હીમાં ઈદનો તહેવાર કેવી રીતે ઊજવાતો તેનું વર્ણન કરો.

૫. આધુનિક ઇતિહાસે દેશપરદેશમાં નવા ઉપજાવેલા તહેવારોમાંથી જે જાણતા હો તેનો ઉલ્લેખ કરો.

# રમણલાલ દેસાઈ.

[ આપણી શ્રેષ્ઠ નવલિકાઓમાં સ્થાન લઈ શકે એવી આ વાર્તા, લેખક ઊંડી સહાનુભૂતિપૂર્વક જગતનું અવલોકન કરી જે કુશળતાથી લોકોના મનોવ્યાપારને ઉકેલે છે, અને જે તેમની નવલકથાઓમાં પણ દેખાય છે, તેનો આપણને ખ્યાલ આપે છે. વાર્તામાં બે જ પાત્રો છે: કુસુમાયુધ અને અપર મા. કુસુમાયુધ ગભરુ નિર્દોષ બાળક છે. વહાલ કરવું ગમે એવો મીઠો છે. અપર મા પણ કાંઈ પ્રૌઢ નથી. લગ્નજીવનના પ્રથમ મધુર દિવસો માણવાના તેના દિલમાં કોડ છે — પણ તેના લગ્ને જેમ તેને એકાએક પત્નીત્વ અર્પ્યું તેમ વગર બાળકે તેને માતા પણ બનાવી દીધી — પણ આ અપર મા ભાવનાશાળી છે. કુસુમાયુધની માતા બનવા એણે પ્રામાણિકપણે સંકલ્પ કર્યો છે. પણ આ સંકલ્પ કોણે કર્યો? બુદ્ધિએ કે હૃદયે? બુદ્ધિથી માતા બની શકાય? આ સુન્દર વાર્તાનો આ એક અતિ જટિલ કોયડો છે. એ કોયડાનો લેખક જે રીતે ઉકેલ કરે છે તે આ વાર્તાનું કલાકેન્દ્ર છે, અને તેમાં જ લેખકની ઊંડી સહાનુભૂતિ પણ નીતરી રહે છે. ટૂંકી વાર્તા માટે જે જે કસોટી યોજી શકાય તે બધીમાંથી આ વાર્તા સહેજે પાર પડી આદરભર્યું સ્થાન મેળવી શકે એવી હોઈ, જેમને ટૂંકી વાર્તા લખવાની કળા કેળવવી હોય તેમણે આ વાર્તાનો સારી રીતે અભ્યાસ કરવો જોઈએ. ]

## ખરી મા

૧

નાનકડો કુસુમાયુધ આજે મૂંઝવણભર્યો આનંદ અનુભવતો હતો. ઘરમાં કોઈ ગમે એવી, સારાં કપડાં ધારણ કરેલી, સ્મિતભરી યુવતી ફરતી હતી. કુસુમાયુધ તેનાં માતપિતાને એટલો વહાલો હતો કે તેનું નામ લાંબું અને નવાઈભર્યું પાડ્યું હતું. પરંતુ માતા એ પુત્રને લાડ લડાવવા જીવી નહિ; તેને ચાર વર્ષનો મૂકી તે સ્વર્ગવાસી થઈ અને ત્યાર પછી બે વર્ષ વીતી ગયાં, છતાં તેની માતા પાછી આવી નહિ.

'મા ક્યાં ગઈ!' એ પ્રશ્ન કુસુમાયુધના હૃદયમાં સતત રમ્યા કરતો હતો.

કોઈ કહેતું : 'એ તો પ્રભુના ધામમાં ગઈ.' કોઈ કહેતું : 'મામાને ઘેર ગઈ.' કોઈ કહે : 'એ તો જાત્રા કરવા ગઈ છે.' નોકર કહેતો : 'એ તો મરી ગઈ.'

'પણ મને લીધા વગર એ કેમ ગઈ ?' કુસુમાયુધની એ આંસુભરી ફરિયાદ સૌની આંખમાં આંસુ લાવતી હતી. એક વર્ષ સુધી એ ફરિયાદ કરી કરી થાકેલા બાળકે છેવટે પ્રશ્ન બદલ્યો :

'પણ મા પાછી તો આવશે જ ને ?'

એ પ્રશ્ન સાંભળી સૌ કોઈ તેની સામે જોઈ રહેતું, ક્વચિત્ આંખ ઉપર લૂગડું ઢાંકી દેતું, અને કોઈ વખત થડકતે કંઠે જવાબ આપતું :

'હા, હા, આવશે હાં ! જાઓ, રમો.'

એટલો જવાબ બાળકના અંગે અંગમાં સ્ફૂર્તિ પ્રેરતો. તે દોડતો, રમતો, હસતો. ચાર પાંચ દિવસે વળી પાછો એનો એ પ્રશ્ન પુછાતો. છેવટે તેણે એ પ્રશ્ન પૂછવાનું પણ ઓછું કરી નાખ્યું. આસપાસનાં સર્વ મનુષ્યોએ કાવતરું કરી તેને તેની માથી વિખૂટો પાડ્યો હોય એવી માન્યતા તેના હૃદયમાં જન્મી અને તે એકલો એકલો રમવા લાગ્યો. માત્ર રાત્રે ઊંઘમાં તે કોઈ વાર લવી ઊઠતો :

'મા ! મા !'

તેનો પિતા ઝબકીને જાગી ઊઠતો અને તેને શરીરે હાથ ફેરવતો.

પણ આજે એકાએક તેણે સુંદર મુખવાળી કોઈ સ્ત્રી ઘરમાં જોઈ. માનું મુખ કોઈ પણ દેખાવડી યુવતીમાં જોવા તે મથતો. માના સરખું લૂગડું પહેર્યું હોય એવી સ્ત્રીને તે ધારીધારીને જોતો. એવી કોઈ સ્ત્રી મળવા આવી હોય તેને ઘરમાં રહેવા આગ્રહ કરતો. માની નજરનો ભૂખ્યો બાળક આમ તેની સમજ પ્રમાણે માની શોધખોળ કર્યા કરતો હતો.

બીજી સ્ત્રીઓ આવીને જતી રહેતી. આ સ્ત્રી તો પાછી બધાંની માફક નાસી નહિ જાય ? એ વિચારે તેને ગભરાવ્યો.

સૌની માફક આ યુવતીએ પણ તેને પાસે બોલાવ્યો. તેણે બે ત્રણ પેટીઓ પોતાના સૂવાના ઓરડામાં ગોઠવાવી તે ઉપરથી તેને લાગ્યું તો ખરું કે આ સ્ત્રી બહુ ઝડપથી નાસી નહિ જાય, છતાં ખાતરી કરવા તેણે પૂછ્યું :

'તમે અહીં રહેશો કે જતાં રહેશો?'

પેલી યુવતીને હસવું આવ્યું. તેણે સામો પ્રશ્ન કર્યો :

'તમને શું ગમશે? હું રહું તે કે જાઉં તે?'

'અહીં રહો તે જ ગમે.' કુસુમાયુધે જવાબ આપ્યો. તેને સમજ પડી નહિ કે આ સ્ત્રી તેને બહુવચનથી શા માટે સંબોધે છે.

તે સ્ત્રીએ કુસુમાયુધને થોડાં રમકડાં આપ્યાં, સારાં કપડાં પહેરાવ્યાં, માથું ઓળી આપ્યું, પોતાની સાથે જમવા બેસાડ્યો. બાળકને બહુ નવાઈ લાગી. આવી સારી સ્ત્રી કોણ હશે? કેમ આવી હશે! કુસુમાયુધ તેની આસપાસ જ ફરવા લાગ્યો.

તેને એમ પણ લાગ્યું કે પોતાની માફક પિતાને પણ આ સ્ત્રી ગમે છે ખરી. પરંતુ પિતાની આગળ તે બહુ ધીમે ધીમે કેમ બોલતી હતી? આડું કેમ જોયા કરતી હતી? આછું આછું હસતી કેમ હતી? આ સ્ત્રી ઘરમાં રહ્યા જ કરે તો કેવું સારું! મા પણ કેવી ઠરીને ઘરમાં રહેતી હતી!

કુસુમાયુધથી રહેવાયું નહિ એટલે સૂતા પહેલાં તેણે પૂછ્યું :

'તમે મારાં સગાં થાઓ કે નહિ?'

'હા.'

'શાં સગાં થાઓ?'

યુવતી સહજ અટકી, તેની આંખ સ્થિર થઈ, તેને સગપણની સમજ નહિ પડી હોય કે શું? તત્કાળ સ્થિર થઈ તેણે જવાબ આપ્યો :

'હું તમારી મા થાઉં.'

'મા?'

કુસુમાયુધના હૃદયમાં અનેક વિચારો આવી ગયા. સગપણ સાંભળતાં બરોબર તેને એક વખત તો એમ જ થયું કે માની કોટે બાઝી પડું. પરંતુ કોણ જાણે કેમ તે એવી ચેષ્ટા કરી શક્યો નહિ. છતાં તેણે તે સ્ત્રીનો હાથ પકડી લીધો અને પોતાના બે હાથ વડે દાબ્યો. મા કહેવરાવવા માગતી સ્ત્રી જરા હસી: પરંતુ એકલું હસવું કાંઈ બસ થાય? શા માટે તે પોતાને ખોળામાં લઈ વહાલ નથી કરતી? કુસુમાયુધે શંકા પૂછી:

'તમે મારાં ખરાં મા થાઓ?'

બાળકોની બુદ્ધિ મોટાંને તાવે છે. પરણીને આવી તે પહેલે જ દિવસે એક બાળક આ યુવતીની કપરી પરીક્ષા લેતો હતો. તે જાણતી હતી કે મારે એક બાળકને ઉછેરવાનો છે. તે જાણીને જ તેણે પોતાનાં લગ્ન થવા દીધાં હતાં. પરંતુ બાળઉછેર એ માને જ અતિ વિકટ થઈ પડતો પ્રશ્ન અપર માને તો ઘણો જ વિકટ થઈ પડે એવો હતો, એની તેને પૂરી ખબર નહોતી. છતાં તેણે જવાબ આપ્યો:

'હા, ભાઈ, હું તમારી ખરી મા થાઉં, હાં!'

'ત્યારે તમે મને 'તું' કહીને કેમ બોલાવતાં નથી?'

'એમ કરીશ.'

'અને હું તમને શું કહું?'

'બહેન કહેજે.'

મા કે બા જેવો શબ્દોચ્ચાર સાંભળવાની એ યુવતીની હજી તૈયારી નહોતી. પત્ની તરીકેના કંઈ કંઈ કોડ તેને પૂરવાના હતા. 'મા' કે 'બા' શબ્દ તો બહુ ઘરડા પડે એમ તેને લાગ્યું.

બાલક હતાશ થયો. એ તેની ખરી મા નહોતી. નિઃશ્વાસ નાખી તે ઊંઘી ગયો.

૨

બીજી વાર લગ્ન કરનાર પુરુષને લોકો હસે છે, મહેણાં મારે છે, ક્વચિત્ તેનો હળવો તિરસ્કાર પણ કરે છે. મોટે ભાગે સ્ત્રીઓ

અને પત્નીસુખ ભોગવતા પુરુષો આ વૃત્તિ ધારણ કરે છે. સ્ત્રીઓની એ વૃત્તિ સકારણ છે. સ્ત્રીઓને સંસારસુખ વગર ચાલશે અને તેમણે ચલાવવું જ જોઈએ એવી પ્રથા પાડનાર પુરુષો સંસારસુખ વગર ક્ષણ પણ ચલાવી ન લે, તો તેઓ સ્ત્રીઓના તિરસ્કારને પાત્ર છે જ. પરંતુ પત્ની સહ સંસારસુખ અનુભવતા પુરુષો પણ એ તિરસ્કારવૃત્તિ દેખાડવામાં સામેલ થાય ત્યારે તેમને કોઈ જરૂર કહી શકે કે એ હક્ક તમારો નથી.

બાળક કુસુમાયુધના પિતાએ આવા વિચારોમાં ફરી લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. પુરુષના એ હક્કનો તત્કાળ સ્વીકાર થયો અને તેનાં લગ્ન થયાં. પુરુષ સમજણો હતો. તેણે પરણવા તૈયાર થયેલી યુવતીને કહી દીધું કે ગત પત્નીના પુત્રને પોતાના પુત્ર તરીકે જ ઉછેરવો પડશે. યુવતીએ તે કબૂલ કર્યું — એક પ્રકારના ઉત્સાહથી કબૂલ કર્યું, અને ઘરમાં આવી માતૃભાવ-ભૂખ્યા કુસુમાયુધને પોતાના જ પુત્રની માફક ઉછેરવાનો પ્રામાણિક પ્રયત્ન તેણે આદર્યો.

'કુસુમાયુધ, હવે ઊઠશો કે? સાત વાગી ગયા.' ધીમેથી તે બાળકને જગાડતી.

'હવે માથામાં ફુલેલ નંખાવવું જોઈએ.' બાળક તેની પાસે બેસી વાળ ઓળાવતો.

'હવે નાહી લો.' કુસુમાયુધ નાહી લેતો.

'ભાઈ, હવે ઊઠી જાઓ. ચાર કરતાં વધારે રોટલી ન ખવાય.' માતાની આજ્ઞા પાળી બાળક ઊઠી જતો.

'બહુ દોડવું નહિ, હાં!' બાળકના પગ આજ્ઞા થતાં અટકી જતા.

'અને ચીસ પાડીને બોલાય જ નહિ.' બાળકના અણુઅણુમાં ઊભરાતો ઉત્સાહ શમી જતો.

બાળકને રીતસર ઉછેરવાની તીવ્ર વૃત્તિ અપર મામાં જાગ્રત થઈ ગઈ. બાળક સુખી અને સારું થાય એ માટે તેણે ભારે મહેનત લેવા માંડી.

બાળક સારો થતો ચાલ્યો, આજ્ઞાધારક થતો ચાલ્યો; પરંતુ તેને ખરેખર શંકા થવા લાગી :

'મા આવી હોય ?'

આકાશમાં ઊડતું કલ્લોલતું પક્ષી એકાએક આજ્ઞાધારી વિમાન બની જાય અને જે સ્થિતિ અનુભવે તે સ્થિતિ કુસુમાયુધની થઈ. તેનાં કપડાંમાં સ્વચ્છતા આવી, તેની ગતિમાં સ્થિરતા આવી; ગૂંચવનારી પ્રશ્નપરંપરાને બદલે ડહાપણભરી શાંતિનો તેણે અનુભવ કરાવ્યો; અને આખો દિવસ પગ ન વાળતો ધાંધલિયો છોકરો નિશાળે જવાની પણ હા પાડવા લાગ્યો,

માત્ર તેનું શરીર સુકાતું ચાલ્યું.

'આ કુસુમાયુધ બિલકુલ લોહી લેતો નથી. ડૉક્ટરને પૂછો ને !'

અપર માને ચિંતા થઈ. પિતાને વધારે ખાતરી થઈ કે મા પોતાની ફરજ બરાબર બજાવે છે. તેણે સારા ડૉક્ટરને બોલાવ્યો. ડૉક્ટરે કુસુમાયુધને જોઈ મત આપ્યો :

'કાંઈ ખાસ વિક્રિયા નથી. કૉડ લીવર આપો.'

માએ કૉડ લીવર કાળજીપૂર્વક પાવા માંડયું. બાળકને લાગ્યું કે આ ગંદી દવા પીવી એના કરતાં માંદા રહેવું એ વધારે સારું છે. છતાં માની શિખામણ અને આગ્રહ આગળ તેણે પોતાના મતને કચરી નાખ્યો.

'ભાઈ, આટલી દવા પી લો. પછી રમવા જાઓ.' મા કહેતી.

'બહેન, એ તો નથી ભાવતી.'

'ન ભાવે તોય પીવી પડે.'

'કેમ ?'

'ડૉક્ટર સાહેબે કહ્યું છે.'

'એમના કહ્યા પ્રમાણે કરવું જોઈએ ?'

'હાસ્તો.'

'તે બધાયના કહ્યા પ્રમાણે કરવું જોઈએ ?'

'મોટા કહે તે પ્રમાણે નાનાએ કરવું જ જોઈએ.'

'ન કરીએ તો?'

'માંદા પડાય.'

'હું માંદો પડ્યો છું?'

'હા, જરાક.'

'દવા ન પીઉં તો?'

'તો મરી જવાય.'

અપર માએ બીક બતાવી. તે બાળકને ધમકાવતી નહિ. બાળઉછેર વિષે તેણે ઘણું વાંચ્યું હતું, એટલે ધમકાવવા કરતાં વાદવિવાદ કરી બાળકને નિરુત્તર બનાવી તેની પાસે પોતાનું કહ્યું કરાવતી. આટલી લાંબી વાત ક્વચિત જ થતી; પરંતુ થતી ત્યારે બાળકને શાસ્ત્રીય રીતે સમજાવ્યાનો તેને સંતોષ થતો. જોકે બાળકનો મત એ વિષે જુદો જ હતો.

'મરી જવાય તો શું ખોટું?' શાંત બની કૉડ લીવર પી જતા બાળકના હૃદયમાં પ્રશ્ન થયો.

'મા મરી ગઈ છે એમ કોઈ કહેતું હતું.' તેને પોતાની માતા સંબંધી ઝાંખી ભુલાઈ જવા આવેલી વાત યાદ આવી.

'હું પણ મરી જાઉં તો માને મળાય નહિ?' તેના મને તર્ક કર્યો. એ તર્ક તેને પ્રમાણરૂપ લાગ્યો.

કૉડ લીવર અને કાળજી છતાં કુસુમાયુધ ખરેખર માંદો પડ્યો.

૩

'ભાઈ, તમને શું થાય છે?' નિત્યનિયમ પ્રમાણે નાહીને જમવા આવતા બાળકને માતાએ પૂછ્યું.

'કાંઈ નહિ, બહેન.' કુસુમાયુધે જવાબ આપ્યો.

'અરે, પણ તમારી આંખો તો લાલ થઈ ગઈ છે!'

'મને ખબર નથી.'

'અને આ શરીર ઉપર રૂંવાડાં ઊભાં થઈ ગયાં છે!'

'જરા ટાઢ વાય છે.'

'ત્યારે તમે નાહ્યા શું કરવા?'

'નાહ્યા સિવાય જમાય નહિ, અને જમ્યા સિવાય તો નિશાળે કેવી રીતે જવાય?' કુસુમાયુધે પોતાના જીવનને ઘડતા એક ગૃહ-નિયમનું પ્રમાણ ટાંક્યું. એમ કરતાં બાળક વધારે કંપી ઊઠ્યો. માતાએ જોયું કે કુસુમાયુધના દાંત કકડી ઊઠતા હતા. તેણે બૂમ પાડી:

'અરે બાઈ! જો ને, ભાઈને તાવ તો નથી આવ્યો?'

નોકર બાઈએ આવી બાળકના શરીરને હાથ અડાડ્યો અને કહ્યું: 'બા સાહેબ, શરીર તો ધીકી ઊઠ્યું છે.'

'આમ એકદમ શાથી થયું?'

'હું નવરાવતી હતી ત્યારે મને શરીર જરા ઊનું લાગ્યું હતું.'

'ત્યારે તેં નવરાવ્યો શું કામ?'

'મારા મનમાં કે અમસ્તું જ હશે.'

'જા, જા, પથારી પાથરી ભાઈને સુવાડી દે. બરાબર ઓઢાડજે. હું ડોક્ટરને બોલાવું.'

'પણ બહેન, મારી નિશાળનું શું?' નોકર બાઈના હાથમાં ઊંચકાતા કુસુમાયુધે પૂછ્યું.

માતાને આ બાળકની નિયમભક્તિ જોઈ દયા આવી. તે બોલી ઊઠી:

'મોઈ નિશાળ, આવા તાવમાં જવાય? જઈને સૂઈ જાઓ, ભાઈ, હાં! હું આવું છું.'

નોકર બાઈ બાળકને ઊંચકી લઈ ગઈ. માતા બબડી ઊઠી:

'ભાડૂતી માણસો! એમને શી કાળજી! શરીર ઊનું હતું ત્યારે નવરાવ્યો જ શું કામ? પણ નોકરને શું?'

થોડી વારમાં ભાડૂતી ડૉક્ટર પણ આવી પહોંચ્યા. ભાડૂતી બાઈના હવાલાને બદલી નાંખી તે ક્ષણ પૂરતો બાળકનો હવાલો અપર માએ લીધો. બાળકને તાવ કેમ આવ્યો, ક્યારે આવ્યો, વગેરે હકીકત તેણે ડોક્ટરને કહી. સૂવા મથતા બાળકની આંખોનાં પોપચાં ડોક્ટરે ખેંચી ઉઘાડ્યાં; તેની બગલમાં થરમૉમિટર ખોસી દીધું; બાળકને તેમણે ચતું કર્યું, ઊંધું સુવાડ્યું, અને તેની છાતી,

પેટ તથા વાંસામાં તડિંગ તડિંગ આંગળાં ઠોક્યાં; ઊથલાઊથલી પૂરી કરી ડૉક્ટરે દવા લખી આપી; અને, જરૂર પડ્યે બોલાવવાનું ધીરજપૂર્વક સૂચન કરી ચાલ્યા ગયા.

બાળકનો તલખાટ વધી ગયો. તેનો દેહ આમતેમ તરફડતો હતો. માતાએ ડૉક્ટરને ફરી બોલાવ્યા: બાળકના પિતાને પણ કચેરીમાંથી બોલાવ્યા. પતિપત્ની બાળકની પાસેથી ઊઠ્યાં નહિ. રાત્રે માએ જમવાનું પણ માંડી વાળ્યું.

બાળકના માથા ઉપર સતત બરફ મૂકવાનો ડૉક્ટરનો હુકમ હતો. ડૉક્ટરો હુકમ આપતી વખતે હુકમ પળાવવાની શક્યતાનો ભાગ્યે જ વિચાર કરે છે. નોકરો બરફ મૂકી કંટાળ્યા, અને બાળકના માથા ઉપર જ ઝોકાં ખાવા લાગ્યા. માતાએ નોકરોને સુવાડી દીધા અને બરફ ફેરવવાનું પોતે શરૂ કર્યું. ફરજ બજાવવા મથતી માતાને એમાં કાંઈ ભારે કામ લાગ્યું નહિ. રાતના બાર વાગતાં સુધી તેણે વગર આંખ મીંચ્યે બાળકને માથે બરફની થેલી ફેરવ્યા કરી. પછી તેના પતિએ આગ્રહ કરીને તેને સુવાડી અને તે પોતે પુત્રની શુશ્રૂષામાં રોકાયો.

માતાને કોણ જાણે કેમ ઊંઘ ન આવી. જરા વાર થઈ અને બાળકે ચીસ પાડી,

'ઓ મા!'

અપર મા પથારીમાંથી એકદમ ઊઠીને બેઠી થઈ ગઈ. અણઘડ પુરુષના હાથમાંથી થેલી તેણે લઈ લીધી અને તે પાછી પોતે બાળક પાસે બેઠી.

રાત્રિના એકાન્તમાં ફરી બાળક લવી ઊઠ્યો:

'મા!'

'ઓ, દીકરા!' એમ જીભે આવેલા શબ્દ માતાએ ઉચ્ચાર્યા નહિ. તેને જરા શરમ આવી. તેણે માત્ર એટલું જ પૂછ્યું:

'કેમ ભાઈ, શું છે?'

બાળકે આંખ ઉપાડી અને અપર મા સામે જોયું.

'તમે નહિ,' કહી બાળકે આંખ મીંચી દીધી.

'બૂમ પાડી?'

'એ તો માને બૂમ પાડી.' આંખ ખોલ્યા વગર બાળકે કહ્યું.

'તે હું જ મા છું ને?' માતાએ કહ્યું.

બાળકે ફરી આંખ ઉઘાડી માતા તરફ તાકીને જોયું.

'હા, પણ હું તો મારી ખરી માને બોલાવું છું.'

અપર માનું હૃદય ધડકી ઊઠ્યું, તેના હૃદયમાં ચીરો પડ્યો.

'હજી આ બાળકને હું ખરી માતા સરખી નથી લાગતી?' તેણે કહ્યું:

'તે હું જ વળી ખરી મા છું.'

'ખરી મા મને તું કહેતી હતી, તમે નહિ.'

'મેં ક્યારે તને 'તમે' કહીને બોલાવ્યો?' માતા જૂઠું બોલી.

'પણ મારી ખરી મા તો મરી ગઈ છે તે.'

'તે હું પાછી આવી, જોતો નથી?'

'કેમ?'

'એ દીકરા, તારે માટે!'

અપર મા ખરી મા બની ગઈ. તેણે બાળકના મુખ ઉપર પહેલું ચુંબન લીધું. તેના હૃદયમાં માતૃત્વનો પાતાળ-કૂવો ફાટી નીકળ્યો. બાળકની નાની પલંગડીમાં તે સૂતી અને બાળકને તેણે છાતી સરસો દાબી દીધો.

બાળકને આ ઉમળકાનો ઊંડો અર્થ સમજવાની જરૂર નહોતી. તે તો એટલું જ સમજ્યો કે આમ છાતી સરસો ચાંપીને ખરી મા જ સૂએ. ખરી માને બાઝીને કુસુમાયુધ ગાઢ નિદ્રામાં પડ્યો. તેના દેહમાં બળતો અગ્નિ શાંત પડી ગયો.

હવે તેના મસ્તક ઉપર બરફ મૂકવાની જરૂર નહોતી. આજે તે માની અમૃતભરી સોડ પામ્યો હતો.

## સ્વાધ્યાય

૧. કુસુમાયુધ અને અપર માનો પાત્રપરિચય આપો.

૨. અપર મા કુસુમાયુધની કાળજી રાખતી હતી કે નહિ? જો તે કાળજી રાખતી હતી તો કુસુમાયુધ શાથી કરમાતો જતો હતો?

૩. કુસુમાયુધ તરફના અપર માના ભાવ વર્ણવો.

૪. 'દીકરા!' શબ્દ અપર માની જીભે આવી આવી શાથી રહી જતો હતો? એ માટે અપર માને દોષ દેવાનું તમને મન થાય?

૫. કુસુમાયુધ માંદો પડ્યો એમાં અપર માને તમે કેટલે અંશે જવાબદાર લેખો?

૬. અપર મા માટે તમારા મનમાં કેવી લાગણી લેખક જગાડી શક્યા છે તે જણાવો.

૭. આ વાર્તાનો અંત તમને કેવો લાગ્યો?

૮. આ વાર્તાના મથાળાની ચર્ચા કરો.

૯. તમને કેવી વાર્તા વાંચવી ગમે? સુખાન્ત કે દુઃખાન્ત? આ વાર્તાને તમે કેવી કહો?

# ઝવેરચંદ મેઘાણી

[ચાર પાનાંમાં કવિએ અહીં એક અનોખી સૃષ્ટિ ખડી કરી દીધી છે. અને ઘડીકમાં એ વિખેરાઈ પણ જાય છે. એમાં પાત્રો છે બુઢ્ઢો મદારી, હોઠકટ્ટો ઝંફ્રરિયો, આંધળી બદલી, રીંછ ('બુઢ્ઢી બીબી હેડમ્બા'), ગધેડો ('દુનિયાનો ડાહ્યો ખાનદાન'), ચટ પાછળથી ખેલ જોતી રાજરાણી, વગેરે. મદારીને ઝંફ્રર બાર વરસ પહેલાં ચાર વરસનો મળેલો. અનાથાશ્રમમાંથી એ ભાગી છૂટેલો. ઇન્દ્રનગર રાજ્યના પ્રતાપ શેઠનો એ અનૌરસ પુત્ર હતો. હવે રાજ્યની વિધવા રાણીને પોતાને કદરૂપો દીકરો હતો એટલે એને દુનિયામાં રૂપને બદલે કદરૂપાપણા પર બહુ વહાલ હતું. પોતે દુઃખી હોઈ બીજાનું સુખ પણ એનાથી સહ્યું ન જતું. એવી બીમાર એની મનોદશા હતી. એક વાર પોતે બોલાવેલા મેળાવડામાં, પોતાની આંગળી પર હીરો ચમકતો હતો તેના જોટાનો જ હીરો પ્રતાપશેઠની વહુની આંગળીએ ઝગમગતો જોઈ રાજરાણી જળી ઊઠી અને શેઠાણીનું સુખ છિન્નભિન્ન કરવા એણે મનસૂબો

કર્યો. અનાથાલયના સંચાલકનો ઊપડી ગયેલ હોઠકટો છોકરો પ્રતાપશેઠનો ગેરકાયદે પુત્ર છે એવો ગુપ્ત કાગળ પોતાની પાસે હતો જ. એ છોકરાની એ ચારે કોર તપાસ કરાવે છે. આજ આ મદારીખેલમાં એ હાથ લાગી ગયો! કોઈ અજાણી, કદાચ એનું કદરૂપું મોં જોઈ ન શકવાથી વહાલ કરતી, સ્નેહ વર્ષાવતી, આંધળી છોકરીથી બેહદ સુખ પામતા, હસતા ને મેદનીને હસાવતા ઝંડૂરિયાને રાજરાણી જુએ છે! એકીસાથે પેલી શેઠાણીનું જ નહિ, આ અણજાણ આંધળી છોકરીનું પણ સુખસ્વપ્ન છિન્નભિન્ન કરી નાંખવાની તક રાજરાણી ઝડપી લે છે. આવું અત્યંત કદરૂપી મનોદશાનું ઘેરું અંધકારભર્યું વાતાવરણ કથા પર છાયું છે. ત્યાં વચ્ચે લેખકે આ મદારીખેલના પ્રસંગનો ખુશનુમા તડકો વરસાવી, દુનિયાનાં અનરાધાર અનિષ્ટો વચ્ચે પણ જીવન, આશા, હૃદયની સ્નેહાળતા કેમ ટકી રહેવા મથે છે એ જાણે કે બતાવ્યું છે. જુઓને, પલકવારમાં તો મદારી, ઝંડૂર, બદલી, રીંછ, ગધેડો, વાંદરો, આખી મંડળી વેરણછેરણ થઈ જવાની છે, પણ એ દુર્ભવિષ્ય સામે આંખ મીંચતી બદલી તો અત્યંત સુખથી ગાયે જ જાય છે: 'બાદલીની છાંયે મારી આંખ તો મળી.'

જમાનાઓથી માનવીહૃદયમાં સંચિત થતું આવતું ધરતીનું તળપદું (racy) તત્ત્વજ્ઞાન આપણને મદારીની વાણીમાં મળે છે. એવી વાણી તો કાનોકાન સાંભળવી જોઈએ. હસવા વિષે મદારી સાચું જ કહે છે. માણસ જ એક એવું પ્રાણી છે જે હસી શકે છે. આવા અમૂલ્ય અધિકારનો લાભ માણસ ન ઉઠાવે તો દોષ કોનો? મદારી 'બુઢ્ઢી હેડમ્બા' (રીંછ) ને પોતાની બીબી કહી પોતાને ભોગે પણ કેવો હસે છે.]

## ઝંડૂરિયો

પગે ઘૂઘરા બાંધીને બે જુવાનિયાં ઊંચા દોર પર નાચતાં હતાં. બદલી ગાન ગાતી હતી:

'અંધારી રાત ને બાદલ છાયા.
'બાદલીને છાંયે મારી આંખ તો મળી.
'ચાલો પિયા સુખની રાત મળી.
'ચાલો પિયા સુખની રાત મળી.'
'ચાલો . . . પિયા! . . . સુખ . . . ની . . .'

આંધળીની અધ્ધર હાથ-ગાદલીએ ઝંડૂર દેહ ઢાળતો હતો, અને અંધીનાં નેત્રોમાંથી નીર વહેતાં હતાં. આથમતા સૂરજનાં સીધાં કિરણો શું એ આંસુ ખેંચતાં હતાં? કે ઝંડૂર પડશે તે બીકે બદલી રડતી હતી?

મેદની ઝંડૂરના નાચ પર હસતી હતી શા માટે? બદલીને કાને લોકબોલ પડતા હતા. આડી રે, કાંઈ હસે છે? દેવતાનેય દુર્લભ એવા દાંત કાઢે છે.

ઝંડૂર હસે છે! જગતને હસાવે છે! બદલી એ હાસ્યની માલિકણ હતી. ઝંડૂર મારા સાથમાં આવડો બધો સુખી હતો!

'દાંત કાઢો, દુનિયા તમામ રે! દાંત કાઢો.' બુઢ્ઢો મદારી કેડમાં ઢોલકું નાખીને લોકવૃંદને કહેતો હતો. ઝંડૂરને હાકલ દેતો હતો: 'બચ્ચા ઝંડૂરિયા, હસાવ બધાને. આ બધાં મસાણિયાં છે. એને હસતાં શીખવ. એને રોતાં શીખવવાની જરૂર નથી, અંધી! રોતાં તો એને આવડે છે. હસવું એ ભૂલી ગયાં છે. આલમનાં લોક! હિન્દુ અને મુસલમાન! તમે પેટ માટે રુઓ છો. ઝંડૂરિયો પેટ માટે હસે છે. તમને હસાવીને એ રોટીનો ટુકડો માગે છે. ઝંડૂરનું પેટ એકલા હસવાથી ભરાતું નથી. ઝંડૂરની પ્યાસ બદલીનાં એકલાં આંસુથી છિપાતી નથી. એક રાત્રે ઝંડૂર મારી પાસે આવ્યો ત્યારેય એ આવું ને આવું હસતો હતો. પણ એનું પેટ ખાલી હતું. એ મને ખાઈ જાત. બોગાવો બદલીની માને ખાઈ ગયો. ભૂખ્યાં ન ખાય ત્યારે શું કરે? રોવું ખૂટે ત્યારે ખાય શું? ખાય પારકાનું હસવું. ઝંડૂરને ખાઈ જશો મા, ઝંડૂરના હોઠ કોઈએ ખાધેલા છે. હજમ થયા ખાનારને, ને હસે છે ઝંડૂરિયો. તમારાં ખેતરો કોક ખાય છે, ને હસો છો તમે. તમામ હસો હસો હસો.'

'બાદલીને છાંયે મારી આંખ તો મળી.
'ચલો પિયા સુખની રાત મળી!
'ચલો પિયા સુખની રાત મળી!'

સંધ્યાની લહેરો પર બદલીના ગાનની તર વળી રહી હતી. સુખની રાત કોને મળી હતી? દોર પર મોતનાં પગલાં નચાવતી અંધીને? અંધી છોકરીની ચિર અંધારી રાત શું સુખની કોઈ અજાણી ઊંડી કંદરા હતી? આ બિહામણો જુવાન, આ વિશ્વનો વિદૂષક, આ દુનિયાનો ડાગળો સુખની રાતનો ભોક્તા! રાજ-રાણીને કલેજે દ્વેષના દંશ લાગ્યા. નિઃશ્વાસની ઝાળો ઊઠી. અંધી બદલીની સારી દુનિયા એક સૂતરના દોરા પર, આસમાનના તારાઓની પાડોશમાં! બદલીની ઝીણી ઓઢણી, કોઈ મસાણે બળેલી શેઠ-વધૂના ખાંપણ લેખે વપરાયેલી, મદારીએ કોઈ ભંગી પાસેથી વેચાતી લીધેલી; એ ઓઢણીની નીચે સોળ વર્ષની જુવાની તસતસતી હતી. વસુંધરાનાં ટાઢતડકાએ ટાંકણાં મારીને એ ઓઢણી હેઠળનો નીલવરણો આરસ-દેહ કંડાર્યો હતો. અંધીની દુનિયામાં દ્વેષ નહોતો! ઈર્ષ્યા નહોતી! એના કદરૂપા પિયુને હાસ્યે હાસ્યે હસતાં અને નૃત્ય કરતાં હજારો યૌવનોની એને જાણ નહોતી! આ અંધકારભર્યા જીવનમાં ‘પિયુ’ નામનો જે હીરો ચળકતો હતો, એને ચોરી જનારું કોઈ નથી! રાજરાણીની આંખો ગાડીની બારીના ચકની પાછળ લસલસી રહી. અંધાનો પ્યાર એક રાજ-વિધવાના શૂન્ય યૌવનને માટે ખટકતું ખંજર બન્યો. રૂપ કદરૂપને માટે પુકાર કરી ઊઠ્યું. ચિરરુદન ચિરહાસ્યને મેળવવા હાહાકાર કરવા લાગ્યું.

દોરને પ્રથમ પગની આંગળીઓમાં પકડી. ટેકણનો વાંસડો ફગાવી દઈ, ગજબ ફંગોળા ખાતો ને છલંગો મારી મારી પાછો દોર ઉપર ઠેરાતો ઝંડૂર બે હાથે સલામો ભરતો હતો.

ઝંડૂર કોને સલામો ભરતો હતો?

‘બેટા ઝંડૂરિયા!’ હેઠે ઊભીને ઢોલક પર થાપી દેતો બુઢ્ઢો હાકલ મારતો હતો: ‘પહેલી સલામ આપણા માલિકને, હિન્દુ મુસલમીનોના સરજનહારને, અલ્લાને, ઈશ્વરને!’

ધ્રુબાંગ! ધ્રુબાંગ! ધ્રુબાંગ! ઢોલ પર થપાટોઃ ને ઝંડૂરે આસમાનને બન્ને હાથોની સલામો લીધી. ગગન એના મોં પર છાઈ રહ્યું.

'બેટા ઝંડૂરિયા! બીજી સલામ હોય ધરતી માતાને, પોતાનાં ધાવણ પિલાવનારીને, ચકલાંને ચણ અને માનવીને કણ પૂરનારીને, આપણા કાજે પોતાનાં કાળજાં ચીરનારીને.'

ઢુબાંગ! ઢુબાંગ! ઢુબાંગ! ને ઝંડૂરના બે હાથ દસે દિશાના ગોળ સીમાડાનાં વારણાં લઈ રહ્યા.

'ત્રીજી સલામ આખા આલમને: હિન્દુ ને મુસલમાનને: નાનાંને, મોટાંને, બુઢ્ઢાંને: આંહીં ઊભેલા એકેએકને: દીએ તેને, ને ન દીએ તેને: તારા ફટાકટીના તમાશા પર મોજનો મહાસાગર વહેતો મૂકનારને! સાત સાત સલામો આપણા અધમ પેટમાં રોટી પૂરનાર આલમને!'

ઢુબાંગ! ઢુબાંગ! ઢુબાંગ! અને હસતા જુવાને ડાબી ને જમણી ગમ ઝૂકી ઝૂકી, આગળ તેમ જ પાછળ લળી લળી, સલામોના મેહુલા વરસાવ્યા.

'ઝંડૂરિયા બેટા, પાપી પેટને કાજે સલામ, બુઢ્ઢા અને અંધીને કાજે સલામ, રતનિયા વાંદરા અને રતન ડોશીને માટે સલામ, આ બુઢ્ઢી મારી બીબી હેડમ્બાને માટે સલામ, આ દુનિયાના ડાહ્યા ખાનદાન ગધ્ધાના કોળી શ્વાસને સારુ સલામ!'

ને ઝંડૂરે અનાથાલયના સંચાલકને છ મહિનાની ક્ષુધા વેઠીને પણ ન આપેલી સલામો તે દિવસે આકાશ પૃથ્વીને આપી, ભરી ભરીને આપી, ઊલટતા અંતરે આપી.

ન આપી એક રાજરાણીને: આ ધરતીની માલિકા કહેવરાવ-નાર રાજપૂતાણીને. ચક પાછળ બેઠેલું એ રાજવણનું હૈયું 'હાય હાય' પુકારી ઊઠ્યું.

રાજરાણીએ ગાડી પાછી વાળી.

'ચાલો પિયા સુખની રાત ભળી.' એ સૂર એનું કાંડું પકડતો હતો. એ શબ્દોની મધમાખોએ રાજરાણીને કલેજે પોડું બાંધ્યું.

'બાદલીને છાંયે મારી આંખ તો મળી!' એ આંખ કેવી સુભાગી હશે! બંગલાને છાંયે સળગતી આંખ એ મીઠાશને માટે તલખી રહી.

રાજ-પોલીસે આવીને ખબર આપ્યા: 'બા સાહેબ, એ જ છોકરો. એને કાંડે દૂંદણું છે.'

'બુઢ્ઢાને ને બંધીને અટકમાં લો. જુવાનને આંહીં લઈ આવો!'

એ આજ્ઞા લઈને ફોજદારે મેળાના રંગ રેલાવતા એ નટ-તમાશામાં ભંગાણ પાડયું. ફક્ત સોટીની અણી દેખાડીને એણે ઝંડૂરને નીચે ઉતાર્યો. સામે ઊભેલ ગાડીનું ખુલ્લું દ્વાર ચીંધ્યું. 'ક્યાં —' એટલો પ્રશ્ન મદારીના મોંમાં ખંડિત રહી ગયો.

'ઝંડૂર ક્યાં છો?' બદલીએ કોઈક સુગંધનો તાંતણો ગુમાવી બેસીને આજુબાજુ હાથ વીંઝયા. લોકમેદનીના પ્રચંડ હાસ્ય પર પોલીસની એ છડીએ સ્તબ્ધતા પાથરી નાખી.

મેદાન ખાલી પડયું ત્યારે બદલી હજુ દોર પર વાંસને અઢેલીને બેઠી હતી. મદારીના ઢોલક પર હાથની થાપી થંભી હતી. હેડમ્બા બદલીની સામે જોતી હતી. ગધેડો પાસેના ખાડામાં ચરતો હતો.

## સ્વાધ્યાય

૧. આખા પ્રસંગમાં તમને ગમતી વસ્તુ કારણ આપી વર્ણવો.

૨. 'દીએ તેને, ને ન દીએ તેને' સલામો ભરવા કહેનાર મદારીનું રેખાચિત્ર આપો.

૩ 'હસવું કે રડવું?' ઉપર નિબંધ લખો.

૪. તમે જોયેલા આવા કોઈ ખેલનું વર્ણન કરો.

૫. અલંકારથી ચિત્રો ઉઠાવીને લેખક વર્ણન કરતા હોય એવા નમૂના જુદા તારવો.

# જ્યોતીન્દ્ર દવે

[ આ હાસ્યરસિક લેખમાં શ્રી. જ્યોતીન્દ્ર કરકસર કરવા જતાં કેટલું ખરચ થઈ જાય છે એ બહુ મર્માળી વાણીમાં વર્ણવે છે. શ્રી. જ્યોતીન્દ્ર નિરર્થક હસવાના આનંદ ખાતર જ હસતા હોય એમ લાગે છે, તે છતાં એમના હાસ્ય પછવાડે ઘણી વાર મોટો અર્થ સંતાયેલો હોય છે. માત્ર એ અર્થનો બોજો પોતાને કે આપણને એ લાગવા દેતા નથી. એ જ એમના હાસ્યની ખૂબી છે.

**તજ્જ્ઞ** — નિષ્ણાત (તત્ = તે, જ્ઞ = જાણનાર). લોકકીવાલો, લોક-ઓરડા, વગેરે સમાસો નાનાલાલ કવિની શૈલીના અનુકરણમાં યોજી તે શૈલીને ભોગે હાસ્ય કર્યું છે. **લક્ઝરી-ટૅક્સ** — મોજશોખની વસ્તુ પર કરવેરા. દા. ત., દારૂ, સિગારેટ, મોટર ઉપરના વેરા. **રેસ્ટોરાં** — હોટલ. **મેલ કરવત** — કાશી કરવત મુકાવવાથી – કરવત વડે શરીર વહેરાવવાથી આવતે ભવ જે થવું હોય તે થવાય છે એ ઉપરથી એક મોચી તેમ કરાવવા ગયો, પણ આવતે જન્મે શું થવું તે નક્કી કરતાં દરેક સ્થિતિમાં તેને ઊણપ જણાઈ અને 'મોચીના મોચી' થવા જ ગોગે છેવટે માગણી કરી. ]

## ખર્ચાળ કરકસર

આજે એક પાઈ ઘણા વખતથી મારી પાસે પડી રહી હતી તે મેં એક ભિખારીને આપી. ભિખારીએ તિરસ્કારથી એ પાઈ પાછી વાળતાં કહ્યું, 'શેઠ, પૈસો હોય તો આપો.'

પાઈનું હવે મૂલ્ય રહ્યું નથી — ભિખારીઓને પણ પાઈની કિંમત નથી. નાનપણમાં હોળીમાં અમે ચકલેથી પસાર થનાર પાસે 'કાકા! હોળીની પાઈ!' કહી પાઈની માગણી કરતા. હવેના હોળૈયાઓ, હોળૈયા મટી કાકા થયેલા મારા જેવા પાસે 'કાકા, હોળીનું દોઢિયું!' કહી પૈસાની માગણી કરે છે.

રૂપિયાનું મૂલ્ય વધ્યું કે ઘટ્યું, વેપારમાં મંદી આવી એ શા કારણે, ઇત્યાદિ અર્થશાસ્ત્રના પ્રશ્નો તજ્જ્ઞો માટે રહેવા દઈ આપણે એટલું તો કહી શકીએ કે મોંઘવારી સોંઘી થઈ છે, સોંઘવારી મોંઘી થઈ છે. હિંદુસ્તાન સમૃદ્ધ થતું જાય છે એમ માનનારાઓ

માટે આ સારા સમાચાર નથી એ ખરું, પણ આવી બાબતમાં સત્યને આપણે જોવા ન માગીએ તોયે એ આપણને પોતાની જાત દેખાડ્યા વિના રહેતું નથી.

વસ્તુસ્થિતિ આવી હોવાથી ને એ લાંબો વખત રહે એવો સંભવ હોવાથી, કરકસર કરવી એ આજનો યુગધર્મ થઈ પડ્યો છે. અને જે જે યુગમાં પ્રજાનો જે વિશિષ્ટ ધર્મ થઈ પડે છે તે તે યુગની પ્રજાને તે યુગધર્મનું જ્ઞાન થતાં બીજો એક યુગ નીકળી જાય છે, ને તે સમયે એ યુગધર્મ બદલાઈ ગયેલો હોય છે. પરંતુ આ બાબતમાં તેમ થયું નથી એ આનંદની વાત છે.

સાહિત્યકારો ભલે પોતાનો સંદેશો લોકહૃદયમાં પહોંચાડી નહિ શકતા હોય, નેતાઓ ભલે લોકનું સાચું પ્રતિનિધિત્વ નહિ મેળવી શકતા હોય, ચિત્રકારો ભલે લોકદીવાલો પર પોતાનાં ચિત્રો નહિ ટંગાવી શકતા હોય, ગવૈયાઓ ભલે લોકઓરડામાં પોતાની મહેફિલ નહિ જમાવી શકતા હોય, પરંતુ કરકસરનો યુગધર્મ જેણે પ્રબોધ્યો હશે તે તો લોકગજવાના ને લોકતિજોરીના ઊંડામાં ઊંડા તલ સુધી પહોંચી ગયો છે, એ નિઃસંશય છે.

લોકોએ પોતાના ખર્ચ ઉપર સજ્જડ કાપ મૂક્યો છે. નાટક કંપનીઓએ દેવાળાં કાઢ્યાં છે; સિનેમાના ભાવ ગગડી ગયા છે; મોટી મોટી વેપારી કંપનીઓને પોતાના વાર્ષિક 'સેલ'ની સંખ્યામાં વધારો કરવો પડ્યો છે; મેં મારે ખર્ચે ચા પીવા જવાનું કમી કર્યું છે; એ સૌ આ કાપના આડકતરા કે સીધા પરિણામરૂપ છે.

સામાન્ય રીતે લોકનો અવાજ સરકારને સંભળાતો નથી. ક્વચિત્ સંભળાય છે તો તે વિકૃત રૂપે. લોકોનો આર્તનાદ એને આનંદના આલાપ જેવો સંભળાય છે; લોકોની ઉત્કંઠાભરી માગણી એને સંતોષના સ્વાભાવિક ઉદ્ગાર જેવી સંભળાય છે; લોકોનો વિરોધનો પોકાર એને સંમતિના સૂચન જેવો સંભળાય છે. અને આમ થાય એ સ્વાભાવિક છે; કારણ કે સરકાર સામાન્યતઃ કાને જરા બહેરી હોય છે અને લોકો પ્રાયશઃ નિર્બળ અવાજના હોય છે.

મારે એક વખત એક જાણીતા સજ્જનને અમુક કામને અંગે મળવા જવાનું હતું. એ સદ્‌ગૃહસ્થની બીજી બધી ઇંદ્રિયો કરતાં કાન કંઈક ઓછું કાર્ય કરે છે એ વાતની મને ખબર નહોતી. તે દિવસે હવામાં શરદી હતી. ગળે પડવાની ટેવ બીજાં બધાં કરતાં શરદીને વધારે હોય છે એ જાણીતું છે, અને તેમાંયે મારા કંઠ માટે શરદીને અસલથી પક્ષપાત છે. એટલે તે દિવસે ગળામાં શરદી ને મગજમાં ગરમી—કંઠ બેઠેલો ને મગજ તપેલું—એવી કંઈક મારી સ્થિતિ હતી. હું એ સદ્‌ગૃહસ્થને મળ્યો ત્યારે મારો અવાજ ઠેઠ ઊંડો ઊતરી ગયેલો હતો; અને શરદીને લીધે એમના કાન વધારે અશક્ત બન્યા હતા. અમારી વચ્ચે શો સંવાદ થયો તે પૂરેપૂરો યાદ નથી, પણ કંઈક નીચે પ્રમાણે હતો:

મને આવકાર આપતાં એ સદ્‌ગૃહસ્થ બોલ્યા: 'ઓહો! આજ કંઈ આ તરફ? કેમ તબિયત તો સારી છે ને?'

'આપનું જરા કામ હતું. તબિયત મઝામાં છે, જરા શરદી થઈ છે; બાકી બીજી બધી રીતે કુશળ છું.'

'મને શરદી થઈ છે એમ તમને કોણે કહ્યું? એ તો જરા નહિ જેવાં સળેખમ ને ઉધરસ થયાં છે. તમારે જોવા આવવાની—અહીં સુધી આવવાની—તસ્દી લેવા જેવું કંઈ નથી.'

મને લાગ્યું કે એમના સમજવામાં કંઈ ભૂલ થઈ છે, પણ તે સુધારવાનો પ્રયત્ન ન કરતાં મેં કહ્યું, 'હવે કેમ છે? દવા બવા તો કરો છો ને?'

'હા, અહીંની હવા જરા એવી છે ખરી, પણ હવાફેર જવાનું હજી નક્કી કર્યું નથી. એ તો ઠીક, પણ ચા બા લેશો ને?'

'કોફીનો પણ અત્યારે વાંધો નથી.'

'કોફીનો દાક્તરે વાંધો લે છે? ઠીક ત્યારે, કોકો?'

મોઢેથી બોલીશ તો ચા અને કોફીની પેઠે કોકોયે ગુમાવીશ એમ લાગવાથી મેં ડોકા વડે હા કહી, ને આખરે અમારે માટે કોકો મુકાયો.

'આ વર તમને ફાવે છે કે નહિ!' મેં પૂછ્યું. 'વર! સુલોચના (એમની પુત્રી) માટે વર હજી શોધ્યો નથી. હજી નાની છે. શી ઉતાવળ?' આ પ્રમાણે દવાને બદલે હવા ને ઘરને બદલે વર સાંભળનાર સાથે શી વાત થાય? જે કામની વાત કરવા હું આવ્યો હતો તે વાણી દ્વારા કરવી અશક્ય છે એમ મને લાગ્યું, અને તેથી પત્ર લખી એ વાત એમને જણાવવી એવો નિશ્ચય કરી થોડી ઘણી આડીઅવળી વાત,— અલબત, ઉપર પ્રમાણે જ —કરીને મેં આખરે કહ્યું, 'હવે રજા લઉં?' 'અરે! મારા મહેરબાન! એમ શું બોલો છો? તમે આવ્યા તેમાં મને સજા થઈ! ઊલટો આનંદ થયો. આપણી વાત સાંભળનારા ને સાંભળે તોયે સમજનારા છે કેટલા?' 'બહુ ઓછા' હું મનમાં બોલ્યો ને મૂંગે મોંએ એમની રજા લઈ ચાલતો થયો.

'મારી સાસુએ એમ કહ્યું જે કોડમાં દીવો મેલ,
મેં ભોળીએ એમ જાણ્યું જે સોડમાં દીવો મેલ.'

એ જાણીતા લોકગીતમાંનાં સાસુ-વહુ પણ આ જ પ્રમાણે એક નિર્બળ કંઠની અને બીજી બહેરી હશે.

બીજી બધી બાબતમાં સરકારની ને પ્રજાની સ્થિતિ ઉપર્યુક્ત સદ્‌ગૃહસ્થ ને મારા જેવી અથવા લોકગીતમાંનાં સાસુ-વહુ જેવી થાય છે; પરંતુ કરકસર કરવાની બાબતમાં સરકાર અને પ્રજા વચ્ચે ઐકમત્ય છે.

પ્રજાની પેઠે સરકારે પણ કરકસરની નીતિ શરૂ કરી દીધી છે. આવક વધારવી ને ખર્ચ ઓછો કરવો એ મહાસિદ્ધાંતનો અમલ કરવાની એણે તૈયારી કરી છે. નવા કર નંખાયા તે પહેલાં મને ચિન્તા થતી હતી કે હવે સરકાર શી રીતે પોતાની આવકમાં વધારો કરી શકશે. મારી આવક વધારવાના અનેક નિષ્ફળ પ્રયત્નોના અનુભવે કોઈ પણ પોતાની આવક વધારી શકે એ વિષે મને હંમેશ સન્દેહ રહેતો. 'કર નાખીને સરકાર આવક વધારશે,' મારા એક મિત્રે મને કહ્યું. 'હવે કર શેના ઉપર નાંખશે?' મેં

પૂછ્યું. 'પેલા રાજાની વાત ખબર નથી? બધી વસ્તુ ઉપર કર નાંખ્યા પછી કંઈ રહ્યું નહિ, ત્યારે એણે ચાલતા લોકો પાસેથી પૈસા લેવા માંડ્યા. 'હાથ હિલાનેકા પૈસા દો' કહી ચાલતો માણસ હાથ હલાવે તેના પણ એણે પૈસા ઉઘરાવવા માંડ્યા.' ચાલતાં ચાલતાં હાથ હલાવવા એ સ્વાભાવિક છે. છતાં એને એક જાતની મોજ ગણી શકાય, અને વાર્ષિક હજાર રૂપિયાની આવક ઉપર આવકવેરો નાંખનારી સરકારે ચાલતી વેળા હાથ હલાવવાની ક્રિયા પર લક્ઝરી-ટેક્સ લાગુ નથી પાડ્યો તે, હું ધારું છું કે, એણે ઉપર્યુક્ત રાજાની વાત સાંભળી નહિ હોય તેમાં જ હશે.

ખર્ચ ઘટાડવાની બાબતમાં કેટલાક લોકો સરકારે લીધેલા પગલા વિષે ટીકા કરે છે; ખર્ચ ક્યાં ને શી રીતે કમી કરવો તે માટે કમિટી નીમી પહેલાં પુષ્કળ ખર્ચ કર્યો; પછી ૫૦-૧૦૦ સુધીના કારકુનો કમી કરી ૨૦૦૦ના પગારદારોની કેટલેક સ્થળે નિમણુક કરી. લશ્કરનો ખર્ચ કમી થઈ શકે ત્યાં ન કરતાં ઊલટો વધાર્યો, ઇત્યાદિ ઇત્યાદિ. પણ કરકસરનો વિષય જ એવો છે કે એમાં ભલભલા છક્કડ ખાઈ જાય. હું પોતે પણ એક વાર એમાં સજ્જડ ગૂંચવાયો હતો, તો બિચારી સરકારનું તો ગજું જ શું?

કરકસરનું મોજું એક વેળા ફરતું ફરતું અમારી ઑફિસમાં આવી ગયું જે મારા પગારને સ્પર્શી ગયું. આથી મારે ખર્ચમાં કાપકૂપ કરવાનો વખત આવ્યો. મેં ઘરના માણસોની મંડળી સમક્ષ આ વાત મૂકી. મારા ભાઈએ કહ્યું, 'તમે ઑફિસે જવાઆવવાનું ટ્રામને બદલે ચાલતા રાખો તો દર મહિને રૂ. ૩-૮-૦ નો બચાવ થાય.' મારાં ધર્મપત્નીએ સૂચના કરી, 'તમે વાળ હજામ પાસે કપાવો છો તેને બદલે હાથે જ કાપવાનું રાખો તો?' ચાનો ત્યાગ કરનારા મારા એક મિત્રે મને ચા છોડી દેવાનું સૂચવ્યું. એક બીજા મિત્રે કપડાંનો ખર્ચ કમી કરવાનું ને બને તો એક જ ધોતિયે વરસ ખેંચી કાઢવાનું તથા રાતે ટુવાલ પહેરીને સૂવાનું સૂચવ્યું!

આ બધી સૂચનાઓનો એકસામટો અમલ કરવો અઘરો

લાગ્યાથી મેં દરેકનો – ટુવાલ પહેરીને સૂવા સિવાયની દરેક સૂચનાનો — વારાફરતી અમલ કરી જોવા ધાર્યું. પહેલાં ઑફિસે ચાલતા જવા આવવાનું શરૂ કર્યું. બેએક દિવસ તો ઠીક ચાલ્યું. પણ પછી રસ્તે ચાલતાં ચાની સુવાસથી મઘમઘી રહેતાં રેસ્ટોરાંઓને વટાવી જતાં મારું હૃદય ઝાલ્યું ન રહેતું. એકાદ બે રેસ્ટોરાંઓ સામે નજર પણ નાખ્યા વગર હું ચાલ્યો જતો; પણ મુંબઈમાં કંઈ બે ત્રણ જ રેસ્ટોરાં છે? ત્રીજા ચોથા આગળ જરા અંદર નજર કરી ચાલ્યો જતો, પણ છઠ્ઠે કે સાતમે રેસ્ટોરે, સાતમે કોઠે અભિમન્યુનું થયું તેમ, મારું પતન થતું. દરરોજ આનો બચાવું છું તો એક દહાડો ચા પાછળ આનો ખર્ચું તેમાં ખોટું નહિ એમ ધારી, મેં ચા પીવાની શરૂઆત કરી. થોડા દિવસ પછી થયું કે દરરોજનો આનો નહિ, પણ જવાઆવવાના મળી બે આના બચાવું છું એટલે કોઈક કોઈક દહાડો સાંજનું વર્તમાનપત્ર પણ ખરીદ કરું તો શું ખોટું? આ ઉપરાંત રસ્તે એકદમ પડતર ભાવે મળી જતી વસ્તુઓ જોઈને તે ખરીદ કરી લેવાનું મન થતું, અને કોઈક વિરલ પ્રસંગે મન ઉપર કાબૂ રાખી શકાતો, પણ ઘણી વાર તો એવી વસ્તુઓ ખરીદ કરવી જ પડતી. આમ માસિક સાડા ત્રણ રૂપિયાનો બચાવ કરી મેં દશ રૂપિયાનો ખર્ચ વધાર્યો!

અંતે આ પાણીએ વાલ નહિ ચડે એમ ધારી ચાલતા જવા-આવવાની યોજના પડતી મૂકી, એક ચા ઓછી કરવાનો પ્રયોગ અજમાવ્યો. ચાનો પ્રયોગ તો બહુ કઠિન પડ્યો. ચાને વખતે ચા ન મળે ત્યારે શું થાય છે એ હું કેમ વર્ણવી શકું? ઘણી વાર મગજ અકળાઈ જાય છે ત્યારે ખાલી હવાને પેટ ભરીને ગાળ દીધાથી સંતોષ થાય છે, એ મારા અનુભવની વાત છે. પણ ચા ન મળે ત્યારે તો ગમે તેટલી ગાળ દીધે પણ સંતોષ નથી થતો. આમ છતાં થોડા દિવસ મેં ચા વગર ચલાવ્યું. પછી ચાને બદલે કોફી લેવા માંડી અને છેવટે ચા કરતાં કોફી મોંઘી છે એમ માલૂમ પડવાથી પાછી ચા શરૂ કરી.

સામાન્ય રીતે હું ખોરાક ઓછો જ લઉં છું, છતાં ખોરાકમાંયે કંઈક ઘટાડો કરવાનો અખતરો મેં કર્યો. ભીંડા, પાપડી, પરવળ વગેરે શાકનો મોહ છોડી માત્ર મૂળા ને ભાજીથી ચલાવી જોયું, બે વાર ખાવાનું તજી, તબિયત સુધરશે ધારી, એક વાર ખાવાનું રાખ્યું, પણ તેથી તો તબિયત ઊલટી બગડવા માંડી. એક વાર ખાવાથી હોજરીને આરામ મળશે અને પચશે સારું, એમ મનને મનાવતો હતો તેને બદલે ઊલટો અપચો થવા માંડયો! ભૂખ્યો રહ્યો છું એવા ભાનને લીધે રાત્રે ઊંઘ આવતી નહિ ને રાત્રિના પ્રજાગરણને લીધે પાચનક્રિયા બરાબર થતી નહિ. આમ છતાં, રાત્રે ખાવાનું નથી એવા ભાનને લીધે સવારે દમ બાંધીને ખાતો ને પરિણામે એક વાર ઓછું ખાવાને લીધે મેં અપચાને નિમંત્રણ કર્યું. આથી ખોરાકના ખર્ચમાં મેં જે બચાવ્યું તેથી બમણું મેં દવા ને ડોક્ટરને આપ્યું, અને છેવટે 'મેલ કરવત, મોચીનો મોચી:' એ ન્યાયે 'હાશ' કરીને મેં ફરી બે વાર જમવાનું શરૂ કર્યું.

આ સિવાય કરકસરની બીજી અનેક યોજનાઓ ઘડી, અમલમાં મૂકી ને અંતે છોડી દીધી. હવે यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः (યત્ન કર્યા છતાં કાર્ય પાર ન પડે તો કોનો વાંક?) એમ માની ગીતા-ભાખ્યા નિષ્કામ ભાવે ખર્ચ કર્યા કરવો એવા નિશ્ચય પર હું આવ્યો છું. આ નિશ્ચયને લીધે કોઈક વાર દેવું થાય છે પણ તે સિવાય બીજું કોઈ મોટું નુકસાન થતું નથી, અને હું દેવું કરું છું અને તેમાંયે નુકસાન થાય છે તે મને નહિ, બીજાને—એમ મારા મનનું સમાધાન પણ હું ઘણી વખત કરી શકું છું.

ખર્ચ પર કાપ મૂકવો એ સહેલી વાત નથી. શસ્ત્રકુશળ વૈદ્યની પેઠે કેટલાક એવા કાપ બહુ કાર્યસાધક રીતે મૂકી શકે છે. મારા એક ઓળખીતા પૈસાદાર ગૃહસ્થ છે. તે ખર્ચ પર કાપ મૂકવાની કળામાં અતીવ નિષ્ણાત છે. એમના બધા પૈસા કોઈ ને કોઈ જગ્યાએ રોકાયેલા જ હોય. જ્યારે જ્યારે ને જ્યાં જ્યાં કંઈ પણ ખર્ચ કરવાની વાત આવે ત્યારે ત્યારે ને ત્યાં ત્યાં એમનો એક જ જવાબ

હોય : 'અરે! મારા ગજવામાં તો કંઈ નથી! પૈસા હું ઘેર ભૂલી આવ્યો.' એમને માટે પણ આસપાસનાને ખર્ચ કરવો પડે. એમને ઘેર હોય ત્યારે એમની પાસે છૂટા પૈસા ન હોય ને નોટ હોય તોયે હજારની કે સોની જ હોય! આવી સ્થિતિમાં પૈસા બચે નહિ તો બીજું શું થાય?

પરંતુ એમના જેવા ઓછા હોય છે. ઘણાને તો મારા જેવા જ અનુભવ થાય છે. અને હું અને મારા જેવા અનુભવે ઘડાયેલા પુરુષો સરકારને દોષ શી રીતે દઈ શકીએ? કરકસર કરવાનો પણ ખર્ચ થાય છે. કેટલીક વાર કરકસર કરીને બચાવેલા ખર્ચ કરતાં કરકસર કરવાનો ખર્ચ વધી જાય છે. પણ તેથી શું? કરકસર તો થઈ જ કેની! એ રીતનું મંતવ્ય જેટલું મારું છે તેટલું સરકારનું પણ છે તે જોઈ હું ઘણો પ્રસન્ન થાઉં છું. કહે છે કે હિંદી સરકાર દેવું બહુ કરે છે, પણ તેથી શું? એમ તો હું પણ દેવું કરું છું. દેવું કરવું એમાં પાપ નથી. દેવું કરવા છતાં ખર્ચ ન કરવો એમાં પાપ છે. દુનિયામાં કોઈ દેવાદાર ન હોય તો લેણદાર પણ કોણ રહે? ને તો પછી મારવાડીનું શું? પઠાણનું શું? બૅંકોનું શું? મારું શું?

## સ્વાધ્યાય

૧. કરકસર કેમ મોંઘી પડે છે?
૨. 'ત્રેવડ ત્રીજો ભાઈ છે,' એ કહેવત પર નિબંધ લખો.
૩. લેખકને શું કહેવું હોય એમ લાગે છે?

# કેશવરામ કાશીરામ શાસ્ત્રી

[ સંસ્કૃત કવિ ભાસના 'પ્રતિમા'નામના નાટકનો આ ત્રીજો અંક છે. પ્રસંગ જાણીતો છે. અયોધ્યામાં દાખલ થતા પહેલાં જ ભરતને પૂર્વજોની પ્રતિમાઓના દર્શનથી પિતાના મૃત્યુની જે રીતે ખબર પડે છે તેમાં જ કવિની કરુણરસ જમાવવાની શક્તિ સમાઈ છે. અંત પણ કેટલો કરુણ છે !

૧. **પરિચરણ**—સેવાચાકરી ૨. **પૈં**—પૈડું . . . **ભાવવ્યક્તિ**—ભાવનું દેખાવું તે. ૫. શૂદ્રની પેઠે કરેલા વંદન જેવું ગણાય . . . **ઇક્ષ્વાકુવંશ્યો**—અયોધ્યાના સૂર્યવંશી રાજાઓના આદિપુરુષ ઇક્ષ્વાકુના વંશમાં જન્મેલા. ૭. અસુરોના પુરના નાશ માટે. **વિષય**—દેશ. **ઇંદ્રપુર**—સ્વર્ગ . . . **પુણ્યાહવાચન**—આશીર્વાદરૂપ સ્વસ્તિવાચન. **વિક્ષિપ્ત**—વિક્ષેપવાળું. **દેય**—દેજ. 'શુલ્ક'ના અનુવાદમાં મૂક્યો છે. શુલ્ક=પતિ તરફથી કન્યાપક્ષને સામાન્ય રીતે લગ્નના બદલામાં જે કાંઈ આપવામાં આવે છે તે. અહીં, અસુરો સાથેના યુદ્ધપ્રસંગે કૈકેયીએ દશરથના રથની ધરીમાં આંગળી નાખી વિઘ્ન ટાળેલું તેના બદલામાં રાજાએ તેને આપેલાં બે વચન સમજવાં. ૯. દેય શબ્દનો સ્પર્શ તે પણ રોનાનું કારણ. ૧૧. **અસદૃશ**—અસાધારણ રીતનું. ૧૯. ચીરને કારણે રાજશોભા વગરના, શ્રી જેના સહાય (મદદગાર)રૂપે છે તેવા રામને. ૨૦. જો અપજશનો જ તને લોભ હોય તો હવે મને કહીનેય શું ? બાપ — દશરથ. ]

## પ્રતિમા

[ તેત્ર ભરત અને રથ સહિત સારથિ પ્રવેશ કરે છે.]

ભરત — [ આતુરતાથી ] અરે સારથિ, મામાને ઘેર ઘણું રહ્યો એથી અયોધ્યાના કાંઈ પણ સમાચાર મને મળ્યા નથી. અરે, મેં સાંભળ્યું છે કે મહારાજ (દશરથ)ને શરીરે ઘણી અસ્વસ્થતા છે. તો કહે —

[ શિખરિણી ]

પિતાને શી પીડા ?

સારથિ — પરિતપન મોટું હૃદયમાં.

ભરત — કહ્યું શું વૈદ્યોએ ?

સારથિ — પરિચરણ વૈદ્યો ન સમજે.

ભરત — જમે શું ? ક્યાં સૂએ ?
સારથિ — અશન ન કરે, ભોં-પથર છે.
ભરત — ન આશા ?
સારથિ — દૈવાશા.
ભરત — હૃદય ધડકે. હાંક રથ તું. ૧

સૂત — જેવી આયુષ્માનની આજ્ઞા.

[ રથ હાંકે છે. ]

ભરત — [રથની ગતિ નિહાળી] આ તે રથવેગ ! આ પેલાં—

[ શિખરિણી ]

દ્રુમો દોડે જાણે, ઝટ રથ જતાં ના સ્થળ જડે.
ધસે ભૂ આરામાં, જળવમળવાળી જ્યમ નદી.
ન દીસે આરા, શું અતિ ગતિ થયે, પૈં સ્થિર રહ્યું ?
ઉડાડી અશ્વોએ રજ ન વળતી, આગળ ધસે ! ૨

સારથિ — કુમાર, વૃક્ષોની આસપાસ ઠંડક હોવાને કારણે અયોધ્યા નિકટમાં જ હોય એમ લાગે છે.

ભરત — અહો, સ્વજનોને મળવા ઉત્સુક થયેલું મારું મન કેટલું ઉતાવળું થઈ રહ્યું છે ! અત્યારે તો —

[ દંડક ]

શિર પિતૃચરણે ન જાણે લળ્યું,
ભૂપ ઊભો કરે સ્નેહથી ત્યાં મને;
તરત મુજ કને વળ્યા બંધુઓ,
આંસુ સીંચે ત્રણે માત જાણે મને;
સ્તુતિ મુજ કરતા ન હોયે બધા
કિંકરો : ‘ છો ફલાણા સમા ને બલી.’
મુજ પલટ થયેલ ભાવો અને
વેશમાં, લક્ષ્મણ ત્યાં કરે ઠેકડી ! ૩

સૂત — [ સ્વગત ] કેવી દયાજનક વાત છે કે, મહારાજાના મૃત્યુની વાત જાણ્યા વિના જ ધૂળમાં મહેલ બાંધતા ભરતકુમાર

અયોધ્યામાં પ્રવેશ કરશે! બધુંય જાણતાં છતાં હું એ કાંઈ કહી શકતો નથી; શાથી જે —

[ અનુષ્ટુપ ]

પ્રાણત્યાગ પિતાજીનો, માનો ઐશ્વર્યલોભ ને
જ્યેષ્ઠ ભ્રાતા વને ચાલ્યા; એ ત્રણે કૂડ કોણ કહે? ૪

યોદ્ધો — [ પ્રવેશ કરી ] જય થાઓ કુમારનો.

ભરત — મહાશય, શત્રુઘ્ન આવી પહોંચ્યો કે?

યોદ્ધો — જી, શત્રુઘ્નકુમાર આવી પહોંચ્યા છે. પણ ઉપાધ્યાયજી આપને કહે . . .

ભરત — હું, શું શું?

યોદ્ધો — કૃત્તિકા નક્ષત્ર હવે માત્ર એક ઘડી જ રહ્યું છે. એ પછી રોહિણી નક્ષત્ર બેસતાં જ કુમારશ્રીએ અયોધ્યામાં પ્રવેશ કરવાનું મુહૂર્ત છે.

ભરત — ઠીક વારુ; મેં પૂર્વે ગુરુની આજ્ઞા ઉથાપી નથી જ. જા ત્યારે.

યોદ્ધો — જેવી કુમારની આજ્ઞા.

[ જાય છે. ]

ભરત — હં, પણ ક્યાં વિસામો લઉં? ઠીક છે; જાણ્યું. આ વૃક્ષોએ આંતર્યાં દેખાતા દેવાલયમાં જ ઘડીભર વિસામો લઉં; એથી દેવપૂજા અને વિસામો એ બેય કાજ સરશે. અને એવો સદાચાર પણ છે કે, નગરોમાં પ્રવેશ કરતાં પૂર્વે નિકટમાં ક્યાંક જરા વિસામો લેવો જોઈએ પણ. માટે રથને રોક.

સારથિ — જેવી આયુષ્માનની આજ્ઞા.

[ જાય છે. ]

ભરત — [ કાંઈક ચાલી, જોઈ ] બરોબર મુકાયેલાં પુષ્પ અને અક્ષતથી સ્પષ્ટ થતાં નૈવેદ્યો જણાય છે. ભીંતોમાં ચંદનના થાપા લગાવેલા છે. બારણાંઓ પણ મૂકેલી પુષ્પમાલાઓની શોભાવાળાં છે, અને રેતી પાથરવામાં આવેલી છે. શું આજે કાંઈ વિશેષ પર્વ

છે કે નિત્યનું આ કર્મ છે? આ તે ક્યા દેવનું સ્થાન હશે! નથી દેખાતું અહીં કાંઈ શસ્ત્ર કે ધ્વજ જેવું બાહ્ય ચિહ્ન. ઠીક છે: અંદર જઈ જાણી લઈશ. [પ્રવેશ કરી, જોઈ] વાહ, શિલાઓ ઉપર આ તે કેવું મધુર શિલ્પ! વાહ, આકૃતિઓની શી ભાવવ્યક્તિ! દેવોને ઉદ્દેશી થયેલી છતાં આ પ્રતિમાઓ મનુષ્યની ન હોય તેવી પતીજ પડે છે! આ તે શું કોઈ ચાર દેવતાનો ચોરો છે? હશે, ગમે તે હો, મારા મનમાં તો આનંદ છે:

[અનુષ્ટુપ]

ઠીક છે, દેવ આ કોઈ, માટે શિર નમાવવું;
મંત્ર કાંઈ ન બોલીને વંદું, એ શૂદ્ર-વંદવું. ૫

પૂજારી—[પ્રવેશ કરી] નિત્યપૂજા કરી ભોજન કરવા બેઠો હતો ત્યાં વળી આ પ્રતિમાઓની આકૃતિથી નહિ જેવા ફેરવાળો આ કોણ માનવ આ પ્રતિમાગૃહમાં આવી લાગ્યો છે! ઠીક છે. અંદર જઈ જાણી લઉં.

[પ્રવેશ કરે છે.]

ભરત—[પ્રતિમાઓને] નમસ્કાર.

પૂજારી—નહિ નહિ, નમસ્કાર નહિ કરશો.

ભરત—કેમ, વારુ. રોકો છો?

[અનુષ્ટુપ]

મારામાં દોષ શું કાંઈ? કે છે વિધિ વિશેષ કો!
કાં રોક્યો? તમને શું છે બેઇના ધર્મકાર્યમાં? ૬

પૂજારી—નહિ, એ કારણોએ હું આપને રોકતો નથી. એ તો દેવ માની આપ નમસ્કાર કરો ને આપ બ્રાહ્મણ હો તો? માટે રોકું છું. આ શ્રીમાન ક્ષત્રિયો છે.

ભરત—હં. આ ક્ષત્રિયો છે. ઠીક વારુ, એ કોણ છે!

પૂજારી—ઇક્ષ્વાકુવંશ્યો.

ભરત—[હર્ષ સહિત] ઇક્ષ્વાકુવંશ્યો! એમ કે? આ તે અયોધ્યાના સ્વામીઓ!—

[સુવદના]

આ તે જે દેવતાને અસુર-પુર-વધે જાતા મદદમાં.
આ તે જાતા સુકૃત્યે પુર-વિપય લઈ જે ઇંદ્રપુરમાં.
આ તે જેવી હતી આ અખિલ વસુંધરા જીતી ભુજબળે.
આ તે છે, મૃત્યુ જેને બહુ સમય સુધી સ્વાધીન જ હતું. ૭

અહો, અચાનક જ આ મોટું ફળ મને તો મળી ગયું. [પ્રથમ પ્રતિમાને ચીંધી] ઠીક, વારુ, કહો જોઈએ, આ શ્રીમાન કોણ છે?

પૂજારી — જેમણે વિશ્વજિત્ નામનો યજ્ઞ કર્યો હતો, જેણે એ યજ્ઞમાં બધા જ પ્રકારનાં રત્ન લાવી આપ્યાં હતાં, અને જેણે ધર્મનો મહાપ્રદીપ પ્રકાશિત કર્યો હતો તે આ રાજા દિલીપ.

ભરત — નમસ્કાર હો તે ધર્મપરાયણ દિલીપને. [બીજી પ્રતિમા તરફ ચીંધી] કહો જોઈએ, આ ત્યારે કોણ છે?

પૂજારી — આ તે, જેને સૂતા અને ઊઠવાને સમયે હજારો બ્રાહ્મણો પુણ્યાહવાચન કરતા હતા તે રઘુ.

ભરત — અહો બળવાન કાળ આ બ્રાહ્મણરક્ષાને પણ વટાવી ગયો. બ્રાહ્મણને નિવેદેલા રાજ્યકુળવાળા તે રઘુને નમસ્કાર. [ત્રીજી પ્રતિમા તરફ ચીંધી] કહો જોઈએ, આ ત્યારે કોણ?

પૂજારી — આ તે, જેણે પ્રિયાના વિયોગને લીધે શોક કરી રાજ્યકારભારનો ત્યાગ કર્યો હતો અને નિત્ય યજ્ઞાન્ત સ્નાનથી જેનો રજોગુણ નષ્ટ થયેલો તે અજ.

ભરત — જેનો પશ્ચાત્તાપ પણ પ્રશંસાપાત્ર છે તે રાજા અજને નમસ્કાર. [દશરથની પ્રતિમાને જોઈ આકુલ થઈ] અરે પૂર્વજો પ્રતિ બહુ આદરને લીધે મન વિક્ષિપ્ત થતાં બરોબર ન સંભળાયું. [પહેલી પ્રતિમા તરફ ચીંધી] કહો જોઈએ આ કોણ?

પૂજારી — આ દિલીપ.

ભરત — મહારાજના પરદાદા. હં, પછી?

પૂજારી — શ્રીમાન રઘુ.

ભરત — મહારાજના દાદા. હં, પછી?

પૂજારી — શ્રીમાન અજ.

ભરત — પિતાજીના પિતા. હં, શું. શું !

પૂજારી — આ દિલીપ, આ રઘુ, આ અજ.

ભરત — તમને કાંઈક પૂછવા માગું છું. જીવતાની પણ પ્રતિમાઓ ખોડવામાં આવે ખરી ?

પૂજારી — જી, નહિ. એ તો ગત થયેલાઓની જ.

ભરત — ત્યારે તો હું જવા અનુજ્ઞા લઉં છું.

પૂજારી — જરા ઊભા રહો.

[ અનુષ્ટુપ ]

આપ્યાં દશરથે સ્ત્રીને પ્રાણ ને રાજ્ય દેયમાં,
તેની આ પ્રતિમા, શાને તે વિષે પૂછતા નથી ? ૮

ભરત — અરે પિતાજી ! ( મૂર્છા ખાઈ પડી જાય છે. ફરી શુદ્ધિમાં આવી ) —

[ માલિની ]

હૃદય, બન સકામી; જે વિષે વ્હેમ તેં તે
જનક-મરણ સુણ્યું. ધાર તું ધૈર્ય આવે.
કુવચન મુજને આ ' દેય ' સંબંધી સ્પર્શે
ત્યમ ખબર ખરી આ, દેહ તો શુદ્ધિ માગે. ૯

આર્ય !

પૂજારી — ' આર્ય ' એ તો ઇક્ષ્વાકુકુલમાં પ્રચલિત ઉદ્બોધન છે. કૈકેયીપુત્ર ભરત તો આપ નહિ ?

ભરત — હા. હા. પણ કૈકેયીનો નહિ. રાજા દશરથનો પુત્ર હું ભરત છું.

પૂજારી — તો હું આપની જવા અનુજ્ઞા લઉં છું.

ભરત — ઊભા રહો. બાકીનું કહેતા જાઓ.

પૂજારી — હવે શો ઉપાય ? સાંભળો : મહારાજ દશરથ ગત થયા. સીતા અને લક્ષ્મણ સાથે રામચંદ્રજી વનમાં કેમ સિધાવ્યા તે હું નથી જાણતો.

ભરત — હેં, હેં, મોટા ભાઈ પણ વનમાં ગયા?

[ બેવડી મૂર્છા આવે છે. ]

પૂજારી — કુમાર, શાંત થાઓ, શાંત થાઓ.

ભરત — [ શાંતિ મેળવી ]

[ અનુષ્ટુપ ]

પિતા ને બંધુએ છોડી અયોધ્યા અટવી બની.
તરસ્યો તે ભણી દોડું, જેમ સૂકી નદી ભણી. ૧૦

ભાઈ, વિસ્તારથી સંભળાવો તો મારા મનને સ્થિરતા મળે. તો બધું પૂરેપૂરું કહી દો.

પૂજારી — સાંભળો: મહારાજા દશરથ શ્રીમાન રામચંદ્રનો રાજ્યાભિષેક કરતા હતા ત્યારે તમારી માતા કૈકેયીએ કહ્યું કહેવાય છે.

ભરત — જરા ઊભા રહો.

[ સુવદના ]

સંભારી દેય, માગ્યું: 'મુજ સુત નૃપ હો,' ને ધૈર્ય ધરતાં
ભ્રાતાને જોઈ બોલી: 'સુત વન ગમ જા.' ત્યારે સ્વસુત જે,
દેખી પ્રહેરેલ ચીરો અસદૃશ મરવું ત્યાં તો જનકનું.
આપે ધિક્કાર ભારે સકલ જન મને. ભૂંડું બહુ થયું. ૧૧

[ મૂર્છા પામે છે. ]

[ નેપથ્યમાં ] માર્ગ કરો. ભાઈઓ, માર્ગ કરો.

પૂજારી — [ જોઈને ] અરે!

[ અનુષ્ટુપ ]

મૂર્છાયો પુત્ર ત્યાં આવી રાણીઓ આ ખરે સમે.
માતાનો હાથ સૂકાય સ્પર્શતાં આર્દ્ર એ બને. ૧૨

[ તેત્રે રાણીઓ અને સુમંત્ર પ્રવેશ કરે છે. ]

સુમંત્ર — આ ગમ, આ ગમ બા.

[ વંશસ્થ ]

નિવાસ તે આ પ્રતિમા-ભૂપાળનો, મહેલ ઊભે નહિ જેહ – સામ્યમાં.
ન રોકવાનું, નહિ યંત્રણા જરી, વિના પ્રણામે પથિકો વસે અહીં. ૧૩

[ પ્રવેશ કરી, જોઈ ] માતાઓ, પ્રવેશ ન કરશો, ન કરશો.

[ અનુષ્ટુપ ]

હોય ના આપણા રાજા યૌવને, તે સમો પડ્યો.

પૂજારી — ત્યજો અન્ય તણી શંકા. અહીં ભરત એ જ છે. ૧૪

[ બહાર જાય છે. ]

રાણીઓ — [ ઉતાવળે આવી ] અરે બેટા ભરત !

ભરત — [ કાંઈક શાંત બની ] અરે આર્ય !

સુમંત્ર — જય થાઓ મહા . . . . [ એમ અધું કહી ખિન્ન થયો થકો ] અરે આ તો સ્વરનું સામ્ય છે: 'જાણે કે પ્રતિમામાં રહેલા મહારાજ દશરથ બોલે છે !'

ભરત — માતાઓની શી દશા ?

રાણીઓ — બેટા, આ અમારી દશા. [ આધું ઓઢેલું દૂર કરે છે. ]

સુમંત્ર — માતાઓ, ઉત્કંઠાને જરા હાથમાં રાખો.

ભરત — [ સુમંત્રને જોઈ ] આવે સમયે પણ તમારી ઉપસ્થિતિ એમ સૂચવે છે: બાપુ, તમે સુમંત્ર તો નહિ ને ?

સુમંત્ર — કુમાર, બીજું શું ? હું સુમંત્ર જ.

[ ઉપજાતિ ]

સ્વર્ગે ગયા ભૂપ, રહ્યો બિચારો, વાંસે હું હાલો રથ હાંકનારો.
અરે વડું આયુષ તો મને છે. 'કૃતઘ્ન હું' એમ જનો હસે છે. ૧૫

ભરત — અરે વડીલ ! [ રોઈને ] વડીલ ! ક્યા ક્રમે મારે મારી માતાઓને વંદન કરવું તે પૂછવા માગું છું.

સુમંત્ર — બરોબર. આ ત્યારે રામચંદ્રની માતા રાણી કૌશલ્યા.

ભરત — નિરપરાધી હું, માતા. વંદન કરું છું.

કૌશલ્યા — બેટા, સંતાપ છોડી દે.

ભરત — [ સ્વગત ] આ શબ્દોએ જાણે મને ઠપકો ન આપ્યો હોય ! [ પ્રકટ ] આ, મારા ઉપર કૃપા થઈ. હં, પછી ?

સુમંત્ર — આ, ત્યારે, લક્ષ્મણની માતા સુમિત્રા.

ભરત — લક્ષ્મણના વિરહવાળો હું વંદન કરું છું, માતા.

સુમિત્રા — બેટા, યશોભાગી થા.

ભરત — માતા, એ માટે પ્રયત્ન કરીશ. મારા ઉપર કૃપા થઈ. હં, પછી?

સુમંત્ર — આ તારી જનેતા.

ભરત — [ક્રોધ સહિત ઊઠી] હત પાપિણી!

[અનુષ્ટુપ]

મારી આ બેઉ માતાની વચ્ચે તું શોભતી નથી,
ગંગા ને યમુના વચ્ચે કુનદી શી પ્રવેશતી. ૧૬

કૈકેયી — શું કર્યું છે, બેટા, મેં?

ભરત — શું કર્યું છે, એમ તું પૂછે છે કે?

કૌશલ્યા — સમગ્ર સદાચાર જાણતો હોવા છતાં, તારી માતાને કેમ વંદન નથી કરતો, બેટા?

ભરત — 'માતાને!' મા, તમે જ મારાં માતા છો. માતા, વંદન કરું છું.

કૌશલ્યા — નહિ નહિ. તારી જનેતા આ છે.

ભરત — હતી પહેલાં. અત્યારે નહિ. જુઓ તમે —

[માલિની]

છાંડી માયા, શીલમાં દોષ જોઈ લોકો પુત્રોને અપુત્રો કરે છે.
સ્થાપું સંસારે અપૂર્વ પ્રથા હું: સ્વામીદ્રોહે મા અમાતા ગણું હું. ૧૭

કૈકેયી — બેટા, મહારાજના વચનને સાચું કરવા મેં તેમ કહ્યું હતું.

ભરત — તે શું, તે શું?

કૈકેયી — મારો પુત્ર રાજા થાય તે.

ભરત — હં, તો મોટાભાઈ પણ તને શું થાય?

[અનુષ્ટુપ]

ન પિતાનો સગો પુત્ર? ક્રમે ના અભિષેક શું?
બંધુઓ નહિ વહાલા શું? પ્રજાપ્રિય ન રામ શું? ૧૮

કૈકેયી — દ્રૈવ્યના લોભમાં પડેલીને આ પ્રશ્નો પૂછવાના હોય કે, બેટા ?

ભરત —

[ અનુષ્ટુપ ]

'રાજશ્રી-હીન ચીરોથી, પાળા ને સ્ત્રીસહાયને
આજ્ઞા આપી વને જાવા,' માગ્યું'તું એહ દ્રૈવ્યમાં ? ૧૯

કૈકેયી — આ બધું સમય આવ્યે જણાવીશ, બેટા.

ભરત —

[ માલિની ]

યદિ અપયશ-લોભી તો કહીને મને શું !
નૃપતિ-સુખ-તૃષા જો બાપ આપે ન તે શું !
યદિ વચન તને જો 'રાજમાતા' ગમે તો
ભણ, ભણ, સુત તારે રામ ના થાય એ શું ! ૨૦

તેં તો ઘાણ વાળ્યો છે !

[ શિખરિણી ]

થતાં રાજ્યે ઇચ્છા નવ નૃપતિ પ્રાણો પણ ગણ્યા.
વડા ભ્રાતાને જા વન, સુત, કહી દૂર જ કર્યો.
સ્રજ્યું શું ધાતાએ હૃદય વસમું વજ્ર કરતાં !
ન ભેદાયું દેખી જનકતનયા વલ્કલવતાં ? ૨૧

સુમંત્ર — કુમાર. અભિષેકની સામગ્રી લઈ પ્રજા સાથે આ વસિષ્ઠ અને વામદેવ આપની પાસે આવી વિજ્ઞપ્તિ કરે છે કે,

[ અનુષ્ટુપ ]

જેમ ગોપ વિના ગાયો ન પાળ્યે નષ્ટ થાય છે,
તેમ રાજા વિનાની આ પ્રજાયે નષ્ટ થાય છે. ૨૨

ભરત — ચાલો પ્રજા મારી પાછળ.

સુમંત્ર — અભિષેકનો ત્યાગ કરી આપ ક્યાં ચાલ્યા !

ભરત — હં. અભિષેક ! કરો એ કૈકેયીનો.

સુમંત્ર — ક્યાં ચાલ્યા આપ ?

ભરત —

[ અનુષ્ટુપ ]

લક્ષ્મણપ્રિય જ્યાં વસે રામ, ચાલ્યા અમો તહીં.
તે વિના ન અયોધ્યા આ. અયોધ્યા - રામ જ્યાં વસે. ૨૩

[ બધાં જાય છે. ]

**સ્વાધ્યાય**

૧. ભરતને પિતાના મૃત્યુની કેવી રીતે ખબર પડી ?
૨. ભરતના કૈકેયી વિષેના વિચારો દર્શાવો.
૩. નાટકમાં કરુણરસની જમાવટ કેમ થતી આવે છે તે તપાસો.
૪. 'પ્રતિમા'ઓને મધ્યકાલીન 'પાળિયા'ની પ્રથા સાથે સરખાવો.
૫. ૧, ૨, ૧૪, ૧૭ અને ૨૩ — એ શ્લોકો સમજાવો.

# નગીનદાસ પારેખ

[ ગયા ભાગમાં તેમ જ આ ભાગમાં શબ્દોની વ્યુત્પત્તિઓ કોઈ કોઈ વાર આપવા અમે પ્રયત્ન કર્યો છે, તે વિદ્યાર્થીઓને શબ્દોમાં રસ લેતા કરવાની ઇચ્છાથી. શબ્દના બંધારણમાં જે ફેરફાર થાય છે તે સમજવા કરીશું તો શબ્દ પણ આપણને જીવનબળથી ધબકતા લાગશે. આ પાઠમાં શબ્દના અર્થમાં ફેરફાર થતા આવે છે તે બતાવ્યું છે. લેખક કહે છે તેમ, ખરેજ 'શબ્દોની અને ભાષાની વાતો પણ સાંભળવા જેવી છે, એમાં પણ પરીકથાઓ જેવો જ રસ રહેલો છે.' શબ્દનું શરીર કેમ બંધાય છે તે સમજવા જે શાસ્ત્ર મથે છે તેને વ્યુત્પત્તિશાસ્ત્ર કહે છે. તેના નિયમો પ્રમાણે આ પાઠમાંના જ કેટલાક શબ્દો તપાસીએ; લેખક કહે છે તેમ, નિશાળમાં 'પૂછી પૂછી માથું ખાઈ' જવા નહિ, પણ એમાંય એક જાતનો આનંદ છે તેનો આસ્વાદ કરવા. 'અક્કરમી' શબ્દનો જ ક્રમભાગ્યે પ્રથમ ભેટો થાય છે. અ+કર્મ+ઈન્‌માંથી 'અક્કરમી' શબ્દ બન્યો. 'અ' પૂર્વગ (આગળ આવેલો prefix) છે. ઈન્ તદ્ધિત પ્રત્યય છે. કર્મ વગરનો એવો એનો અર્થ થાય. કર્મ એટલે કાર્ય, પણ કાર્ય ઉપરથી માણસનું ભાગ્ય નક્કી થતું હોઈ 'ભાગ્ય' અર્થ પણ થયો. 'અ' ઉપર ભાર આવવાથી 'ક' બેવડાયો છે, એ પણ લક્ષમાં લેવા જેવું છે. કર્મનું 'કરમ' એમ વિસ્તાર થયો તે પણ વ્યુત્પત્તિશાસ્ત્રના વિશ્લેષ (છૂટા પડવું તે)ના

નિયમને આધારે. હર્ષ—હરખ, રત્ન—રતન, વર્ણ—વરણ, ગર્મી—ગરમી, સ્લેટ—સલેટ, વિઘ્ન—વિઘન, લગ્ન—લગન, એ બધા વિશ્લેષના દાખલા છે. પણ આ વિશ્લેષની ક્રિયાને આપણાં કોઈ કોઈ છાપાં 'વૈષ્ણવ'નું 'વઈષણવ' કરે છે ત્યાં સુધી લઈ જવી ન જોઈએ. આ પાઠમાં આગળ 'નકામો' શબ્દ આવે છે તે 'ન+કર્મ'માંથી છે. ત્યાં 'કર્મ'નું 'કામ' થયું. આ ક્રિયામાં 'ર્'ને કાઢી નાખ્યો છે પણ તેનો બદલો 'ક'નો 'કા' કરીને વાળ્યો છે.

'પલ્લવ'માંથી એક 'લ્' કાઢી નાખી 'પ'નો 'પા' કરી 'પાલવ' શબ્દ થાય. આગળ 'ફૂલ' શબ્દ છે તે ફુલ્લ=ઊઘડેલું (માટે પુષ્પ) ઉપરથી છે. 'લ' કાઢી નાખી આગલા સ્વરને દીર્ઘ કરી 'ફૂલ' શબ્દ સાધ્યો. 'કર્મ'માંથી કામ અને કરમ બંને થાય છે તેવા ઘણા દાખલા છે: માર્ગ: માગ—મારગ; સર્વ: સાવ—સરવ; સર્પ: સાપ—સરપ; વાર્તા: વાત—વારતા . . . 'અક્કરમી' અને 'નકામો'માં 'અ' અને 'ન' નકાર બતાવવા આગળ ઉમેરાયા છે, પણ આપણી ભાષામાં બે શબ્દો એવા છે જેની આગળ અ ઉમેરવા છતાં અર્થ ઊલટો થતો નથી: અઘોર એટલે 'ઘોર નહિ' તેવું નહિ, પણ અતિઘોર; તેવો જ બીજો શબ્દ તે 'અલોપ'.

'વાંક'—વક્રમાંથી વંક બની વંકનું વાંક. જેમ રંકનું રાંક, દંતનું દાંત. પણ રંક અને દંતમાં તો અનુસ્વાર હતો, વક્રમાં ક્યાં હતો? એનો જવાબ એ કે આપણે કેટલાક શબ્દોમાં ગાંઠના અનુસ્વાર નાખીએ છીએ. આ પાઠમાં 'વાજિંત્ર' શબ્દ આવે છે તેનું મૂળ 'વાદિત્ર'માં છે. બીજો દાખલો 'પંખી'નો. પક્ષીનું 'પંખી'. અનુનાસિક પણ નાંખીએ છીએ: દા. ત. અશ્રુ—આંસુ, અક્ષિ—આંખ, પૃષ્ઠ—પૂંઠ, ઉષ્ટ્ર—ઊંટ, મક્ષિકા—માંખ, ભિત્તિ—ભીંત, ઉચ્ચ—ઊંચ, મત્કુણ—માંકણ, નિદ્રા—નીંદર, પાનડું—પાંદડું, ગામડું—ગાંમડું.

ઇતિહાસ શબ્દ સમજવા જેવો છે. એ ઇતિ+હ+આસ (આમ ખરેખર બન્યું)માંથી બન્યો છે. ઇતિહ+આસ (જેમાં ઇતિહ—વૃત્તાંત છે તે) એમ પણ સાધી શકાય.

આ તો થોડા જ શબ્દો પાઠમાંથી લીધા. એક વાર જો શબ્દમાં રસ પડવા માંડ્યો તો એ રમત તો ચાલ્યા જ કરે એવી છે. લોકોના બોલેબોલમાં આપણને જાદુ દેખાય. અને આપણી બોલીમાં ભૂલ ન રહે

એ જુદું. એક જ દાખલો જોઈએ: આપણે જાણતા હોઈએ કે સુંદર ઉપરથી ભાવવાચક નામ સૌન્દર્ય કે સુન્દરતા બને. તો આપણે વળી સૌન્દર્યને તા લગાડી સૌન્દર્યતા ન કહીએ. કેટલાક એટલાથી ન સંતોષાતાં સૌન્દર્યતાને પણ લગાડી સૌન્દર્યતાપણું – સૌન્દર્યનું તાપણું જ બનાવી દે છે!

વાચ્યાર્થ અને લક્ષ્યાર્થનાં પણ આ પાઠમાં તમને અનેક ઉદાહરણો મળશે. એનો એક દાખલો કુશળ છે. કુશળનો મૂળ અર્થ કુશ કાપનાર. એ થયો એનો વાચ્યાર્થ. કુશ કાપવામાં ખૂબ હોશિયારીની જરૂર હોય છે, એ ઉપરથી ધીરે ધીરે કુશળ શબ્દ હોશિયારના અર્થમાં પ્રચલિત બન્યો. આ એનો લક્ષ્યાર્થ.]

## શબ્દપરિચય

ભાઈ કિશોર,

આજ સુધી મેં તને જુદા જુદા અનેક વિષયો ઉપર પત્રો લખ્યા છે, પણ ભાષા કે શબ્દો વિષે એક પણ પત્ર લખ્યો નથી. આજે મને એ વિષે લખવાનો વિચાર આવ્યો છે.

તને કદાચ થશે: આવું ક્યાંથી ખોળી કાઢ્યું છો? નિશાળમાં જાઉં છું ત્યાં શિક્ષક તો વ્યાકરણ અને જોડણી પૂછી પૂછી માથું ખાઈ જાય છે, અને હવે તમે ભાષા ને શબ્દો વિષે લખવા તૈયાર થયા! મારે તો અક્કરમીનો દડિયો કાણો, એવું થયું. જ્યાં જાય ઊંડો ત્યાં દરિયો સૂકો! તમારો પણ રસ ખૂટ્યો કે શું?

પણ તું નકામો ગભરાઈશ નહિ. મારે કાંઈ વ્યાકરણ શીખવવું નથી. મારી તો ખાતરી છે કે મારા બીજા પત્રો વાંચવામાં તને જેટલી મઝા પડી હતી તેટલી જ મઝા તને આ પત્ર વાંચવામાં પણ પડવાની છે. વાંચ તો ખરો. વાંચ્યા પછી તને લાગે કે આમાં આપણા ગજ વાગે એમ નથી તો પછી મારો વાંક કાઢજે.

પણ લે, આ અનાયાસે જ મારો વિષય શરૂ થઈ ગયો. 'ગજ વાગે' એમ મેં લખ્યું, ખરું? પણ એ ગજ કયો? આપણા પડોશી રતનલાલ જે ગજ વડે કાપડ ભરી આપે છે, તે ગજ નહિ, પણ એ તો આપણાં નયનબહેન દિલરૂબા બજાવે છે ત્યારે જે ગજ

વાપરે છે. તે ગજ. નને થશે, તે ગજને વળી અહીં શું લાગેવળગે છે? પણ એ જ મારે તને કહેવું હતું. આ પ્રયોગ આપણે સંગીતમાંથી લીધો છે. દિલરુબા વગાડવામાં ગજ બરાબર ફરતો થાય તો જ ધાર્યો સૂર કાઢી શકાય, એટલે ગજ વાગે, બરાબર ફરે એ ખૂબ અગત્યનું ગણાય છે. આ ઉપરથી જે કામમાં આપણી શક્તિ બરાબર ચાલી શકતી હોય તેમાં આપણો ગજ વાગે છે એમ આપણે કહીએ છીએ, અને જેમાં આપણી શક્તિ ચાલતી ન હોય તેમાં આપણો ગજ વાગતો નથી એમ આપણે કહીએ છીએ. હવે જ્યારે જ્યારે તું એ પ્રયોગ કરશે કે સાંભળશે ત્યારે ત્યારે તને નયનબહેનની દિલરુબા અને તેનો ગજ યાદ આવશે અને એનું પૂરું રહસ્ય પણ સમજાશે.

આ ઉપરથી મને બીજો એવો જ શબ્દ યાદ આવે છે. કોઈ માણસ કોઈ વિષયમાં હોશિયાર હોય છે, તો તેને આપણે તે વિષયમાં પ્રવીણ કહીએ છીએ, ખરું ને? એ પ્રવીણ શબ્દ પણ આપણે નયનબહેન પાસેથી જ માગી લીધેલો છે. એ શબ્દ વીણા ઉપરથી બનેલો છે. તે દિવસે આપણે જલસામાં ગયા હતા અને પેલા બુઢ્ઢા મુસલમાને બે તુંબડાંવાળું જે વાજિંત્ર વગાડયું હતું, તેનું નામ વીણા. એ વીણા સરસ્વતીના વર્ણનમાં સદા હાજર હોય છે — 'वीणा-पुस्तकधारिणी,' 'या वीणावरदण्डमण्डितकरा' — વગેરે શ્લોકો તને યાદ હશે જ. સરસ્વતીને વીણાપાણિ કહે છે, કારણ એના હાથ(પાણિ)માં સદા વીણા હોય છે. પણ આ તો હું આડો ફાટયો. જે માણસ વીણા સારી રીતે વગાડી જાણતો હોય તે પ્રવીણ કહેવાતો. એટલે શરૂઆતમાં તો પ્રવીણ એટલે વીણા વગાડવામાં હોશિયાર એટલો જ અર્થ હશે. પણ પછી ધીમે ધીમે કોઈ પણ કામ સારી રીતે કરી શકનાર માણસ પ્રવીણ કહેવાયો, અને એ પ્રવીણ શબ્દનો અર્થ 'હોશિયાર', 'કુશળ' એવો થઈ ગયો.

આ 'કુશળ' શબ્દ પણ જાણવા જેવો છે. એનો ઇતિહાસ ખૂબ રસિક છે. જૂના વખતમાં આપણા દેશમાં વિદ્યાર્થીઓ ગુરુને

ઘેર વિદ્યા શીખવા જતા. ત્યાં ગુરુની સેવા કરતા. ગુરુના ઘરનું કામ કરતા. ગુરુને માટે દર્ભ, સમિધ, પુષ્પ વગેરે પૂજાસામગ્રી લઈ આવતા. પણ દર્ભ કાપવી સહેલી નથી. એને તો બંને બાજુ તીણી ધાર હોય છે, અને જો કોઈ બેદરકારીથી કાપવા જાય તો તેની આંગળી કપાયા વિના ન રહે. એટલે દર્ભ કાપવામાં શિષ્યોને ખૂબ સાવચેતી અને હોશિયારી વાપરવી પડતી. જે શિષ્ય આંગળી કપાયા વિના થોડા સમયમાં ઘણા દર્ભ કાપી શકે તે 'કુશલ' ગણાતો. कुशान् लाति लुनाति वा इति कुशलः । કુશ વાઢે કે કાપે તે કુશલ. આમ, એ શબ્દનો મૂળ અર્થ તો 'દર્ભ કાપનાર' અને 'દર્ભ કાપવામાં ચતુર' એટલો જ હતો; પણ પાછળથી કોઈ પણ કામ સફાઈથી કરી શકે તેને કુશલ કહેવાનું શરૂ થયું. અને કુશલતા, કૌશલ, કૌશલ્ય વગેરે શબ્દો પણ રચાયા.

* * *

તે દિવસે તું 'સાહસિકોની સૃષ્ટિ' વાંચવામાં મશગૂલ થઈ ગયો હતો અને માસીએ તને બજાર મોકલવા બૂમ પાડી છતાં તું ઊઠ્યો નહિ, ત્યારે તેમણે જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે તને યાદ તો હશે. તેમણે કહ્યું હતું: 'મોટો ભણીને પાટલો ફાડી નાખવાનો કેની!' હવે તું જરા વિચાર કર, કે ભણવાને ને પાટલાને શો સંબંધ? માણસ બહુ વાંચ વાંચ કરે તો કદાચ પુસ્તક ફાડી નાખે, પણ પાટલાને શું? પાટલો તો રસોડામાં હોય, અથવા પાટલો બેસવાના કામમાં આવે છે એટલે તને થશે કે કોઈ નિશાળિયો ઠોઠ હોય અને તે વારેવારે નાપાસ થતો હોય તો કદાચ એકની એક પાટલી ઉપર બેસી બેસી પાટલી ઘસી નાખે અને તોફાની હોય તો કદાચ ભાંગી નાખે. પણ એ તો પાટલી. 'પાટલો ફાડી નાખવો' એમ શું કરવા કહેતા હશે? પણ એ શબ્દપ્રયોગ પાછળ તો આપણા દેશનો જૂનો ઇતિહાસ રહેલો છે. આપણે ત્યાં જૂના વખતમાં, એટલે કે જ્યારે તારા દાદા કે વડદાદા નિશાળે જતા હશે ત્યારે આજે છે એવી સ્લેટો નહોતી, નોટો નહોતી, પેને નહોતી અને પેનસિલે

નહોતી. તે વખતે તો દરેક નિશાળિયો પોતાનો પાટલો અને ધૂળની પોટલી લઈને નિશાળે જતો. પાટલા ઉપર ધૂળ પાથરવાની અને વતરણા વતી લખવાનું. આ ઉપરથી 'ભણી ભણીને પાટલો ફાડ્યો' એવો પ્રયોગ શરૂ થયો. વળી 'ઠોઠ નિશાળિયાને વતરણાં ઘણાં' એવું જે કહેવાય છે, તે પણ એ ઉપરથી જ. 'વતરણું' એટલે ધૂળવાળા પાટલા ઉપર લખવાની લાકડાની સળી. આ નિશાળોમાં લખવા માટે ધૂળ વપરાતી હતી એટલે એને બધા 'ધૂડી નિશાળ' કહે છે.

હવે એક બીજો શબ્દ જો—લાવણ્ય. 'લાવણ્ય' એટલે સુંદરતા, સૌન્દર્ય એ તો તું શીખી ગયો છે. પણ 'લાવણ્ય' શબ્દ 'લવણ' ઉપરથી થયો છે એ તું જાણે છે? 'લવણ' એટલે મીઠું. ગાંધીજીએ જ્યારે મીઠાની લડત ઉપાડી ત્યારે ઘણા તેને 'લવણ-સંગ્રામ' કહેતા. કોઈ કોઈ વળી 'સબરસસંગ્રામ' પણ કહેતા. મીઠું તો ખારું હોય, મીઠાને ને સૌન્દર્યને શો સંબંધ, એવો પ્રશ્ન કદાચ તને થશે. પણ મીઠું ભલેને ખારું રહ્યું, એના વિના ભોજન તો નીરસ જ લાગે. અને એટલે જ એને આપણે સબરસ કહીએ છીએ. ખારું હોવા છતાં એ મીઠું કહેવાય છે. વળી નયનબહેનના સંગીત-શિક્ષકે કહેલી પેલી કહેવત પણ તને યાદ હશે—'લવણ બિન ખાના, ઔર કનૈયા બિન ગાના.' આમ ભોજનને રસમય બનાવે તે લવણ. આ ઉપરથી વસ્તુઓને રસમય, મનમોહક બનાવનારો ગુણ તે લાવણ્ય. આ રીતે ખારા મીઠા ઉપરથી બનેલો એ શબ્દ ધીમે ધીમે મધુર સૌન્દર્યના અર્થમાં વપરાવા લાગ્યો. હવે તને સમજાશે કે લાવણ્ય શબ્દમાં કેટલું બધું કવિત્વ ભરેલું છે, અને એ શબ્દ કેટલો ખૂબીદાર છે, લાવણ્યમય છે!

હવે બેચાર નાના શબ્દો જો. તારા ખીસામાં તું જે રૂમાલ રાખે છે, એ ફારસી શબ્દ છે. એ શી રીતે બનેલો છે, એ તું જાણે છે? 'રૂ' એટલે મોં અને 'માલ' એટલે (માલિદન: મસળવું, લૂછવું ઉપરથી) લૂછનાર. આમ 'રૂમાલ' એટલે મોં લૂછવાનો કટકો.

એ જ 'રૂ' શબ્દ 'રૂબરૂ' અને 'આબરૂ'માં પણ છે. રૂ = મોઢું, બ = સાથે, રૂ = મોઢું. આમ રૂબરૂનો અર્થ મોઢામોઢ એવો થયો. એટલો નાનો શબ્દ પણ ત્રણ શબ્દોનો બનેલો છે! હવે 'આબરૂ' શબ્દ લઈએ. 'આબ' એટલે પાણી અને 'રૂ' એટલે મોં. મોંનું પાણી; પાણી એટલે તેજ. મોતીને આપણે પાણીદાર કહીએ છીએ, ત્યારે ત્યાં પણ પાણીનો અર્થ તેજ જ થાય છે. વળી એના મોઢાનું પાણી ઊતરી ગયું, એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે પણ પાણીનો અર્થ તેજ થાય છે, અને એનું મોઢું ફીકું પડી ગયું એવો એનો અર્થ થાય છે. વળી એ જ અર્થમાં 'મોઢાનું નૂર ઊતરી ગયું' એમ પણ કહેવાય છે. હવે માણસના મોઢા ઉપર પાણી – તેજ – ક્યારે હોય? જ્યારે લોકોમાં તેની પ્રતિષ્ઠા હોય, ખ્યાતિ હોય, કીર્તિ હોય ત્યારે. એટલે 'આબરૂ'નો અર્થ પ્રતિષ્ઠા થયો.

'આબોહવા' શબ્દ તને ભૂગોળમાં ઘણી વાર આવી ગયો હશે. એ હવે તને બરાબર સમજાશે. આબ = પાણી, ઓ = અને, હવા = હવા. આમ ત્રણ શબ્દો મળીને એ શબ્દ બનેલો છે, અને એનો અર્થ હવાપાણી જ થાય છે.

આ આબ ઉપરથી જ મને વળી 'ગુલાબ' યાદ આવે છે, અને એનો રમૂજી ઇતિહાસ કહેવાનું મન થાય છે. એ શબ્દ પણ ફારસી જ છે. ફારસીમાં ફૂલને 'ગુલ' કહે છે. નૂરજહાં બેગમે ગુલાબનાં ફૂલમાંથી ગુલાબનું અત્તર બનાવ્યાની વાત તેં વાંચી હશે. આપણે 'ગુલાબ' શબ્દ વાપરીએ છીએ, તે બે શબ્દોનો બનેલો છે: 'ગુલ' અને 'આબ'; ગુલાબનું પાણી એવો એનો અર્થ થાય છે. નૂરજહાંએ અત્તર કાઢી લીધા પછી જે સુગંધીદાર પાણી રહ્યું હશે, તેને તેણે 'ગુલાબ' એટલે 'ફૂલનું પાણી' એવું નામ આપ્યું હશે. પણ પછી આપણે તો જે ફૂલમાંથી એ સુગંધીદાર પાણી બન્યું તેને જ 'ગુલાબ' કહેવા લાગ્યા. એટલે ફૂલમાંથી બનતા સુગંધી પાણી માટે નવો શબ્દ યોજવાની જરૂર પડી. એ લોકોએ 'ફૂલ'માં 'પાણી' ઉમેરી અથવા 'ગુલ'માં 'આબ' ઉમેરી 'ગુલાબ' શબ્દ

બનાવ્યો; તેમ આપણે 'ગુલાબ'માં 'જળ' ઉમેરી 'ગુલાબજળ' શબ્દ બનાવ્યો. કેટલાક લોકો એને 'ગુલાબનું પાણી' પણ કહે છે. આમ આપણા 'ગુલાબજળ'માં બે ભાગ પાણી છે. પણ જ્યારે કેટલાક લોકો એટલાથી સંતોષ ન માનતાં 'ગુલાબજળપાણી' બનાવે છે, ત્યારે તો પાણીનું પ્રમાણ અતિશય વધી જાય છે અને ગુલની સુગંધ બહુ જ ઓછી — નહિ જેવી રહેવા પામે છે.

આમ પાણીમાં પાણી ઉમેરીને બનાવેલા બીજા પણ બે શબ્દો મને યાદ આવે છે. ગંગા + ઉદક (પાણી) = ગંગોદક થાય. તેમ ઉષ્ણ (ગરમ) + ઉદક = ઉષ્ણોદક થાય. ગંગોદક એટલે ગંગાનું પાણી અને ઉષ્ણોદક એટલે ગરમ પાણી, એમ અર્થ થાય. આમ છતાં ઘણી વાર લોકો 'ગંગોદકપાણી' અને 'ઉષ્ણોદકપાણી' કહે છે, ત્યારે મને ગંગોદકની પવિત્રતા અને ઉષ્ણોદકની ગરમી ઓછી થઈ જતી લાગે છે. અંજલપાણીમાં પણ શું છે? એક કોળિયો અન્ન અને બે ઘૂંટડા પાણી.

પણ હવે બસ. શબ્દો તો બધા કીડીની માફક ઊભરાય છે. પણ પાનાં જોઉં છું, તો પત્ર ખૂબ લાંબો થઈ ગયો લાગે છે. એટલે આજે તો અહીં જ થોભું છું. આ પત્ર વાંચ્યા પછી તને લાગે કે શબ્દોની અને ભાષાની વાતો પણ સાંભળવા જેવી છે, એમાં પણ પરીકથાઓ જેવો જ રસ રહેલો છે, તો મને લખજે. હું આવા અનેક પત્રો લખવા તૈયાર છું. આપણી કહેવતો, રૂઢિપ્રયોગો એ બધાંનો ઇતિહાસ પણ ખૂબ રસથી ભરેલો છે. તને કોઈ કહેવત કે પ્રયોગ ન સમજાય, અથવા તેને વિષે વધારે જાણવાની ઇચ્છા થાય તો જરૂર લખજે. મને ખબર હશે એટલું લખીશ. એ જ.

### સ્વાધ્યાય

૧. શબ્દોમાં રસિકતા રહી છે એ સાચું છે?

૨. મીઠું ખારું હોવા છતાં તેને 'મીઠું' શા માટે કહે છે?

[ લવણને ક્ષાર—ખારું કેમ કહેવાય? તેને તો 'મીઠું' નામ જ ઘટે. એ રીતે એ શબ્દ પ્રચારમાં આવ્યો હશે. આની સાથે આપણી કવિતા

સાહિત્યની એક વાત સરખાવવા જેવી છે. પ્રેમાનંદ વગેરે કવિઓ નળાખ્યાન, મામેરું, આદિ આખ્યાનોના પ્રત્યેક ભાગને 'કડવું' કહે છે. દયારામને થયું કે આને 'કડવું' કેમ કહેવાય? એણે 'રુક્મિણીહરણ' લખ્યું તેમાં 'કડવાં'ને 'મીઠાં' નામ આપ્યું.]

૩. 'ઘેર કુશળતા છે'માં કુશળતાનો જે અર્થ છે તેનો તેના મૂળ અર્થ સાથે બંધ બેસાડો.

૪. આપણે 'હાથરૂમાલ' શબ્દ અંગ્રેજી 'હૅન્ડકરચીફ' ઉપરથી યોજ્યો છે તે તપાસો.

૫. 'તેજાબ' શબ્દ સમજાવો.

૬. દાર=વાળું. વગ ઉપરથી વગદાર, પૈસો–પૈસાદાર, માલ–માલદાર, તેમ સુગંધ–સુગંધદાર. કેટલાક શબ્દને છેડે ઈ (ઈન્) લગાડવાથી પણ અમુક-વાળો એમ અર્થ થાય છે. ધન–ધની, સદ્‌ભાગ્ય–સદ્‌ભાગી, સક્કરમ–સક્કરમી, પાપ–પાપી, સુગંધ–સુગંધી. તો પછી 'સુગંધી-દાર'માં એમ સંસ્કૃત અને ફારસી બંને પ્રત્યયો લગાડ્યા છે તે બરોબર છે? કે પછી 'સારી સુગંધી આવે છે' એમ કેટલાક સુગંધી સુગંધના અર્થમાં ભૂલથી બોલે છે તે ઉપરથી સુગંધી+દાર કર્યું હશે?

૭. સગવડ સાચું કે સગવડતા? કે સગવડતાપણું?

# ત્રિભુવનદાસ લુહાર—'સુન્દરમ્'

[આ સૌંદર્ય-યાત્રાના પથિક કવિ છે તે એમના આ લખાણમાં પણ છાનું નથી રહેતું. વધુ નહિ તો મૈસૂરના એ 'વૃન્દાવન'ની જિંદગીમાં એક વાર તો યાત્રા કરવી જ જોઈએ, અને તે પણ પહેલામાં પહેલી તકે, એવો સંકલ્પ કરવાની ઊર્મિ આ પાઠ વાંચતાં ન થાય તો નવાઈ જેવું નથી?]

## મૈસૂરનું 'વૃંદાવન'

મૈસૂર રાજ્યની ભૂમિ અત્યંત રમણીય છે. એનો આખો વિસ્તાર સાગરનાં મોજાં જેવી લીલીછમ ટેકરીઓથી ભરપૂર છે. એમાં જોગના ધોધ જેવાં અનુપમ નૈસર્ગિક દશ્યો છે. શ્રવણબેલગોડા, હળેબીડ અને બેલૂર જેવાં સ્થાપત્યનાં અજોડ કળાધામો છે. પણ

કુદરતે તથા ભૂતકાળે આપેલી સુંદરતાથી સંતોષ માનીને મૈસૂરનું રાજ્ય બેસી રહ્યું નથી. મૈસૂર નગરને અનેક રીતે સૌંદર્યમંડિત બનાવવામાં આવ્યું છે. રાજાના મહેલો તો સુંદર હોય જ, પણ સાધારણ લોકોને માટે પણ અનેક સુંદર બગીચાઓ બનાવેલા છે. સુંદર સાફ જાહેર રસ્તા ઉપર જ્યાં જ્યાં જગા મળી ત્યાં ફૂલો ઉગાડવામાં આવ્યાં છે. અને દિવસ કરતાંયે રાતે તેમની પર નાખવામાં આવતી ખાસ રોશનીથી તે વધારે સુંદર લાગે છે.

પણ આપણે જ્યારે શહેરની ઉત્તરે આઠેક માઇલ ઉપર આવેલી કાવેરી નદીના ખોળામાં ઊભો કરેલો વૃન્દાવન બાગ જોઈએ છીએ ત્યારે આ તો બધું એક અપોશણ જેવું લાગે છે. વૃન્દાવન બાગ જાણે સૌન્દર્યની મીઠાઈનો ભરચક થાળ છે. કાશ્મીરના શાલેમાર બાગને બાદ કરીએ તો આખા હિંદમાં આટલો સુંદર ઉદ્યાન બીજો જડવો મુશ્કેલ છે.

એક રીતે તો આ સ્થળ શાલેમારને પણ ટપી જાય. કારણ, અહીં એકલા ઉદ્યાનના સૌન્દર્યનો ચમત્કાર નથી, પણ ત્રણ ચમત્કારિક દૃશ્યો એક સ્થળે ભેગાં થયાં છે. દૂબળી પાતળી કાયાવાળી કાવેરી નદીની આરપાર પોણાબે માઇલની, ૧૨૦ ફૂટ ઊંચી વજ્ર જેવી કાયાવાળી એક દીવાલ ઊભી કરી લઈ, કુશળ ઇજનેરોએ એક બાજુ વિશાળ જળસાગર ઊભો કર્યો છે. એ જળસાગર કૃષ્ણરાજસાગર નામે ઓળખાય છે. બીજી બાજુ આ અત્યંત લાક્ષણિક એવું ઉદ્યાન છે. અને તે બે વચ્ચે મનુષ્યના બાહુબળની અને તે કરતાંય બુદ્ધિબળની મૂર્તિ જેવો આ બંધ પડ્યો છે. ત્રણે ખરેખર ચમત્કારિક દૃશ્યો છે.

કાવેરી પશ્ચિમમાંથી પૂર્વ ભણી વહે છે. બંધે રોકેલાં તેનાં પાણી સેંકડો માઇલથી વહેતાં વહેતાં આશ્ચર્યચકિત બનીને અહીં થંભી ગયાં છે. નાખી નજર ન પહોંચે એટલે લગી એક વિશાળ સરોવર લહેરા લઈ રહ્યું છે. પાણી તો દર પળે દૂર દૂરથી ભેગાં થતાં જ જાય છે. એ પાણીના વિશાળ સૈન્યને માત્ર પોતાના પ્રચંડ પડખાથી

રોકતો હોય તેવો આ બંધ વચ્ચે પડ્યો છે અને પાણીના એ વેગની સામે ટક્કર લેવાને તેની કરોડ પાણી સામે આછી કમાન બનીને પડી છે. દોઢ બે માઈલ જેટલા પટમાં પથરાયેલાં પાણીના પ્રવાહના બળને વહેંચી નાખવા માટે એંજિનિયરિંગની આ એક બુદ્ધિભરી શોધ છે. નદીમાં બંધ એટલે સીધી ભીંત નહિ પણ જે બાજુથી પાણી આવતું હોય તે તરફ વળાંકવાળી વાંકી ભીંત.

અને એ બંધની આ બીજી બાજુએ નદીના ખાલી થયેલા પટમાં રમણીય બાગ છે. આપણે એ બાગમાં જ જઈએ: પેલા જળસાગરમાં હોડી વગર જઈ શકાય તેમ નથી. અને એવાં સરોવરો બીજે પણ ઘણાં છે. આ બંધ મૂર્તિમંત દૃઢતા જેવો છે એ ભાન ઘડીભર પણ મનમાંથી જતું નથી. છતાં તેના ઉપર પ્રેમ થાય તેમ નથી. બે માઈલની લાંબી સડક જેવો આ બંધ પગને કસરત આપવા માટે ચાલવું હોય તો કામમાં આવે. પણ એવી સડકો બીજે ઘણી છે. માત્ર બીજે ક્યાંય નથી એવો તો પેલો બાગ છે. બરાબર નદીના ખોળામાં જ. પાણીથી ભરેલી નદી એના ખોળામાં આપણને ભાગ્યે જ નિરાંતે રમવા દે. પણ આ કાવેરીએ પોતાના ખોળાને ખાલી થવા દઈ માનવ બાળકોને રમવા માટે કેવી અપૂર્વ વત્સલતા બતાવી છે!

સાબરમતી જેવી નદીના પટ સીધાસપાટ હોય છે. પણ બધી નદીઓ એવી નથી હોતી. અહીં તો માતાના અંતઃકરણની જેમ જેમ નિકટ જતા જઈએ તેમ તેમ ઊંડાણ આવતું જાય છે. જાણે કોઈ પાતાળની નાગપુરીમાં જવા માટે ઘાટ ઊતરતા ન હોઈએ એવું લાગે છે. બેય બાજુના કિનારા પરથી એવા ઘાટ, પગથિયાં ને પગથારો રચતો રચતો અહીંનો માળી ઠેઠ મધ્યભાગમાં નદીની પટની કરોડ લગી પહોંચી ગયો છે.

બાગમાં વૃક્ષો તો હોય જ. પણ આ તો માત્ર પાણીનો જ બાગ એમ કહીએ તો ચાલે. વૃક્ષોને તો ઊગીને મોટાં થતાં વરસો લાગે. પણ પાણીને તો છૂટું મૂકો કે તરત વહેતું થયું. એટલે

અહીંના માળીએ પાણીમાંથી જ છોડ. વૃક્ષો, કમાનો, મંડપો અને રંગભવનો બનાવી લીધાં છે. અને તે માત્ર એક ફુવારાની નાનકડી યુક્તિનો જ આશરો લઈને. આપણે સામાન્ય રીતે સીધો એકધારો ઊંચો ઊડતો જ ફુવારો જાણીએ છીએ. પણ અહીં જ આપણને ખબર પડે છે કે એ ફુવારાને કેળવીને કેટલી બધી કલાબાજી કરાવી શકાય છે. એમ કહો કે અહીં બધી લીલા ફુવારાની જ છે.

એ ફુવારા માત્ર ઊંચે અક્કડ જડ બનીને ઊડયા જ નથી કરતા. તેઓ બાળકના ઉત્સાહ પેઠે ઘડી ઘડી ઊંચાનીચા પણ થાય છે. એક ઊંચા તાડ જેવા ફુવારાની છાતી આગળ બીજો ફુવારો કૂદાકૂદ કરી રહ્યો હોય છે, તો ત્રીજો વળી તેની કમર આગળ કૂદે છે. બીજા ફુવારા સીધા નહિ પણ માથાં વાંકાં નમાવી સામસામેથી આવી એક કમાન બનાવે છે. એનાથી હોશિયાર બીજા બે ફુવારા તે જ કમાન ઉપર બીજી કમાન બનાવે છે, અને તેના ઉપર વળી ત્રીજી કમાન રચનાર પણ છે જ. આ અહીં તો બે પાંચ નહિ પણ પચાસેક જણને ભેગા કરી તેમનાં માથાં વાંકાં નમાવી એક ખાસ્સો મંડપ જ બનાવી દીધો છે. આ એક બાજુ એક ઊંચા થાંભલા પર દીવો મૂકી તેને પકડવાનું કામ એક ફુવારાને સોંપવામાં આવ્યું છે. પણ પેલા દ્રાક્ષ ખાવા નીકળેલા નાનકડા શિયાળ પેઠે તે બિચારો તે દીવો પકડી શકતો જ નથી. પણ તેથી કાંઈ તે હારતો નથી. તે તો ઊછળી ઊછળીને કૂદ્યા જ કરે છે. છેવટે તો કાવેરીનું પાણી છે ને!

પણ આ બધા ફુવારા છેવટે તો રમતિયાળ જ લાગે છે. પાણીની પાસેથી જરા વધારે ગંભીર કામ પણ લેવાયું છે. તે છે ધોધ બનીને વહેવાનું. કાવેરી મૈયાએ આટલો બધો પગથિયાંવાળો ઘાટ આપ્યો છે તો તેનો પણ ઉપયોગ કેમ ન કરી લેવો? ઠેઠ ઉપરના પગથારથી એક નાનકડો ધોધ બરાબર સીધો બે પાળો વચ્ચે થઈને વહેતો મૂકવામાં આવ્યો છે. એની સુંદરતા વધારે ગંભીર છે અને એટલે તેનો આનંદ પણ એટલો વધારે પ્રૌઢ અને સ્થાયી છે.

આ ગતિના સૌન્દર્યમાં રાત્રિવેળાએ રંગનું સૌંદર્ય ઉમેરવામાં આવે છે. દરેક ફુવારાને ઇંદ્રધનુના સાત રંગોમાંથી એકાદ મજાનો રંગ ભેટ આપેલો છે. કોઈ નસીબદાર ફુવારાને ભાગે એક કરતાં વધારે રંગો પણ આવેલા છે. અને એ અનેક રંગોથી શોભતા ફુવારા કેવી લીલા રચે છે! આ ફુવારાની એક સીધી ધારામાં જ ત્રણચાર જુદા જુદા રંગ જોઈ લો. આ પેલો બીજો વર્ષાઋતુના કાંચીડા પેઠે ઘડી ઘડીમાં પોતાના રંગ બદલે છે. અને પેલો ધોધ! એ તો આખી જાણે રંગની નદી જ બનીને વહેવા લાગ્યો છે. અને તે એક પગથારે એક રંગની તો બીજા પગથારે વળી બીજા રંગની! એમ રંગ બદલતી એ નદી કાવેરી મૈયાના ઠેઠ હૃદય લગી પહોંચી જાય છે. અહીં ફૂલોના ક્યારા અને ખુશબોદાર વૃક્ષો પણ કેટલાંય છે. પણ આ પાણીનું અને રંગનું સૌંદર્ય જ આપણાં નેત્રોનો બધો વખત કબજો લઈ લે છે. આ સ્થળને વૃંદાવન નામ આપનાર ખરેખર કવિ જ હોવો જોઈએ.

રંગની નદીને કિનારે કિનારે ફુવારાઓની કુંજોમાંથી પસાર થતા થતા આપણે ઠેઠ ઉદ્યાનના મધ્ય ભાગમાં પહોંચી જઈએ છીએ. અહીં બંધની દીવાલની પૂરી એકસો ને વીસ ફૂટની ઊંચાઈ જોવા મળે છે. જેટલી ઊંચી તેટલી જ પહોળી આ મહાકાય દીવાલના મૂળમાં ઊભા રહીએ છીએ. અને અહીંથી થોડા જ અંતર પર તોળાઈ રહેલાં અફાટ પાણીનો વિચાર કરતાં મગજ કંપી ઊઠે છે. ધારો કે કોઈ અકલ્પ્ય બળવાળી ભુજા આ આખી દીવાલને ઉપાડી લે તો! આપણે પાણીની એ પ્રચંડ પછાડ નીચે લોટ ભલે થઈ જઈએ પણ જળપ્રલયનું દૃશ્ય તો જરૂર જોવા મળે! પણ એવી ગાંડી કલ્પના કરતાં આવી રચનાત્મક સર્જક કલ્પનાને જ આપણે વિશેષે આરાધીએ. કારણ, આ આટલું પાણી અહીં ભેગું કરવામાં આવ્યું છે તે પણે નીચે બગીચો કરવાને ખાલી જમીન કરવા માટે નથી, અથવા આ બાજુ પાણીનું સરોવર બનાવવા માટે પણ નથી. એ તો છે જેમાંથી માનવો અન્ન મેળવે છે તે ખેડૂતનાં

ખેતરોની ભૂમિને આર્દ્ર કરવા માટે. આ બંધાયેલાં પાણીને સામે કિનારે નહેરમાં છુટ્ટાં મૂકવામાં આવે છે. અને બે માઈલ લગી પર્વતોને કોરીને વહેતી એ નહેર પણ ઓછી ચમત્કારી નથી. એમાંયે આ છેડેથી હોડીમાં બેસી બીજે છેડે નીકળવાની કેટલી મઝા પડે! પણ ચાલો, એ માટે હમણાં વખત નથી.

અને પેલી સર્જક કલ્પના માત્ર પથ્થર સિમેન્ટની દીવાલ બાંધીને કે આ બાગ બનાવીને જ વિરમી નથી. માનવીની કલ્પના જેટલી હદે જઈ શકે તેટલી હદે તે જઈ પહોંચી છે. તે શું હશે! સહેજે કલ્પી શકાય તેવું નથી. તે શું છે તે જોઈએ.

જુઓ, જ્યાં આ બંધનું બરાબર હૃદય છે, જ્યાં કાવેરીના પટનું મધ્યબિંદુ છે, જ્યાં પેલી બાજુ પાણીનો વધારેમાં વધારે આઘાત છે, તે સ્થળે બંધની દીવાલમાં આ સર્જકે કાવેરી માતાની એક પ્રતિમા મૂકી દીધી છે. એ મેઘશ્યામ, નાજુક, નમણી મૂર્તિના હાથમાં કળશ છે અને તેમાંથી એનું કૃપાજળ નાનકડી ધારારૂપે ટપકે છે. અમે ગયા ત્યારે તેના ગળામાં ગલગોટાનો સુવર્ણહાર હતો. એ શ્યામ પ્રતિમા એટલા હાર માત્રથી જ સુવર્ણમય થઈ ગઈ હતી જાણે.

આ પ્રતિમા આ બંધને માત્ર પથ્થરનું ચણતર બનતું રોકી રાખે છે, આ ઉદ્યાનને માત્ર વિહારભૂમિ થઈ જતી અટકાવે છે, અને એક માણસને હાથે કુદરતના એક મહાભૂત ઉપરનો આ વિજય છતાં તેના ચરણોમાં પોતાની ભક્તિ પાછી અર્પે છે, એમ સૂચવવાને કે આ જે વિજય છે તે પણ કાવેરીમૈયાના પ્રતાપને લીધે જ છે. માનવની સર્વ શક્તિ અને પ્રતાપની જનની તો તે આ મૈયા જ છે.

ધરાઈ ધરાઈને કાવેરીમૈયાનું એ સૌન્દર્યામૃત જોયા પછી અમે ઉપર ચડ્યા. વિશાળ જલસાગર ઉપર ત્રીજનો ચંદ્ર એ સાગર-જળનું આચમન કરવા ઇચ્છતી રાત્રિરાણીની અંજલિ જેવો ઝૂકી રહ્યો હતો. બંધ ઉપર બે માઈલ લાંબી વાંકી દીપમાલા ઝળહળતા હીરાના હાર જેવી સળંગ નજરે આવતી હતી. અને શાંત કાવેરી

અખૂટ સમૃદ્ધિના સંચય જેવી સ્વસ્થ પડી હતી. એ વૃંદાવનનાં, એ મહાબંધનાં, એ કૃષ્ણરાજસાગરનાં અને એ તૃતીયાના શુભ ચંદ્રનાં દર્શન કરતા કરતા અમે પાછા ફર્યા.

### સ્વાધ્યાય

૧. મૈસૂર રાજ્યની ભૂમિની રમણીયતાનાં કેટલાંક મહત્ત્વનાં અંગોનો ઉલ્લેખ કરો.

૨. મૈસૂર નગરના બગીચા અને કાવેરીના ખોળામાંના વૃન્દાવન બાગની તુલના કરતાં લેખકે વાપરેલા અલંકારની ઓળખાણ આપી તમને એ અલંકાર કેવા લાગ્યા તે જણાવો. એનો એ અર્થ કાયમ રાખી તેમાં જરાય રસક્ષતિ ન થાય એવી કોઈ બીજી રીતે તમે એ જ વાત કહી શકશો ખરા ? આ પાઠમાંથી તમને શ્રેષ્ઠ લાગી હોય એવી એક ઉપમાનો ઉલ્લેખ કરો.

૩. 'વૃન્દાવન' પાસેનાં કાવેરી ઉપરનાં ત્રણ ચમત્કારિક દૃશ્યોની ઓળખાણ આપો.

૪. 'મૈસૂરના વૃન્દાવનની રજનીલીલા' એવા શીર્ષક હેઠળ એ દૃશ્ય તમે જાણે નજરેનજર જોતા હો એમ કલ્પી એક વર્ણનાત્મક નિબંધ લખો.

૫. કાવેરી માતાની પ્રતિમાને લેખક કઈ દૃષ્ટિથી સમજે છે તે જણાવો.

## પન્નાલાલ પટેલ

[એક નવલકથામાંથી લીધેલી આ કથાનું મંડાણ શરદના નીતર્યા આકાશ હેઠે ઉથડિયા નામના એક ગામમાં થયેલું છે. લેખકની શૈલી પણ શરદનાં નીતર્યાં નીર જેવી અને ગ્રામજનતાના સરળ ભાવોની સરળતા-ભરી છે. ગામડાંની કહેવતોનો ક્યાંક ક્યાંક લેખક જે કુશળતાથી ઉપયોગ કરી દે છે તે આ લેખકની શૈલીને વરેલી એક ખાસ સિદ્ધિ છે. 'ધરતી પર ગજ ગજના ખાડા પાડતા હેંડો છો' જેવાં વાક્યો આપણી તળપદી ગુજરાતીમાં રહેલ અસાધારણ શબ્દસામર્થ્યનું આપણને ભાન કરાવે છે. 'સુખદુઃખનાં સાથી' નામનો લેખકનો ટૂંકી વાર્તાનો સંગ્રહ અને 'વળામણાં' નામની નવલકથા વખત મળ્યે વાંચજો.]

### સમો અને વખત

વિજયડંકા વગાડતો ભાદરવાનો મેઘ ધરતીથી વિદાય લઈ ચૂક્યો હતો. લહેરીલાલાની પેઠે ડોલતાં ડોલતાં જઈ રહેલાં છૂટાં-

છવાયાં વાદળો-સિવાય આકાશ લગભગ સ્વચ્છ હતું. બેસતી શરદનાં ગુલાલ ઉડાડતી સંધ્યા પણ આથમી ચૂકી હતી. શુક્લપક્ષની બીજરેખા ક્ષિતિજ આગળ ઊભી ઊભી મરક મરક હસી રહી હતી.

ધરતી ઉપર આ શરદાગમનનાં ગીત ગવાવાં શરૂ થઈ ગયાં હતાં. ઉધડિયાના લોકોએ પણ હર સાલ માફક ગામ વચ્ચે ગરબો ગોઠવ્યો હતો. બાલિકાઓએ કાલાંઘેલાં ગીતથી શરૂઆત પણ કરી દીધી. પરંતુ સમીસાંજ થવા છતાંય ન તો ગામના યુવાનો ગીત ગાવા ભેગા થયા કે ન આવી કોઈ યુવતીઓ.

જોકે પહેલા એક બે દિવસ તો આમ જ બને છે. કોઈ બે જણ આવે, ગરબા આગળ સરખાં સમોવડાંને ન જોતાં પાછાં ચાલ્યાં જાય. ત્યાં વળી બીજાં ત્રણ ચાર જણ આવે, છોકરાંવાળું જોઈને એ પણ નિરાશ થાય. પણ જો કોઈ બોલાવનાર—આગ્રહ કરીને રોકી રાખનાર હોય તો તો પહેલે દિવસે જ થોડી થોડી પણ શરૂઆત તો થાય જ. અને શરૂઆત થયા પછી તો કોઈને બોલાવવાની કે આગ્રહ કરવાની જરા સરખી પણ જરૂર નથી રહેતી. દરેક ગામમાં, અને આવા આવા દરેક પ્રસંગમાં ઘરવિવાહની પેઠે માથે લઈને ફરનાર અને આગ્રહ કરી શરૂઆત કરાવનાર હરિનો લાલ કોઈ હોય છે પણ ખરો.

ઉધડિયામાં આવું સ્થાન ભોગવનાર—ખાસ કરીને ગીત ગાવાની બાબતમાં તો એક કાનજી જ હતો. એના વગર આજે ચાર દિવસ થવા છતાંય બધું સૂનું સૂનું હતું. એક બાઈએ તો કહ્યું પણ ખરું: 'કાનોભાઈ હોત તો તો અત્યારે ગાણાંની રંગતાળી ન ઊડતી હોત કે?'

બાજુના ખાટલા ઉપર બે ચાર જણ સાથે બેઠેલા ભગતને કાને આ શબ્દો પડયા, બોલ્યા: 'એટલે જ તો કે'નારે કહ્યું છે કે બે ડાંડ હોય, બે સાંઢ હોય; બે ડાહ્યા હોય, બે ગાંડા હોય—આવું બધું હોય તો જ ગામ વસે!' અને મૂછો ઉપર ધીમેથી હાથ ફેરવતાં બબડયા: 'શું સમો આવ્યો છે!'

ભગતની જ કહેલી વાત યાદ આવતાં મનોર બોલી ઊઠ્યો: 'સમો એવો નથી ભગતકાકા. એ તો પેલી વખત જ એવી છે!' અને હસતાં હસતાં કહ્યું: 'મરશે કોઈ ગાણાં ન ગાય તો, ભગતકાકા. તમે એ સમાની ને વખતની વાત કો'ને! આ બધાં સાંભળે તો ખરાં!'

પછી તો ભૈરાંઓએ પણ ભગત ઉપર હલ્લો જ કર્યો: 'કો' કો' ભગતકાકા! અમને તો કોક દન આવી વાતો સંભળાવો! પે'લાં તો કોક દન કે'તાય હતા, પણ હવે તો તમેય સાવ —'

મનોર વચ્ચે બોલી ઊઠ્યો: —'સમા જેવા થઈ ગયા છો!'

છોકરાં પણ ભગતના ખાટલા આસપાસ ટોળે વળી ગયાં. છેટે પડેલા એક લાકડા ઉપર બેઠેલા બેચાર જુવાનોએ પણ એક ખાટલો ઉપાડી લાવી ભગતની બાજુમાં જ જમાવ્યું. સ્ત્રીઓ પણ નજીક સરકી આવી હતી.

વાત કહ્યા વગર ભગતનો હવે છૂટકો જ ન હતો. ખૂંખારો ખાઈ વાતની શરૂઆત કરી:

'સમો કરીને એક આદમી હતો. એક દિવસ પાસેના ગામમાં કંઈ વહોરાચાર કરવા ગયો હશે; તેલ છે, મરચું છે, ધૂળ છે ધમા છે – એમ લેતાં લેતાં મોડું થઈ ગયું. સમાએ ઉતાવળ કરી. પેલી મરચા મીઠાની પોટલીઓવાળી પોતડી બચકે મારી,* હાથમાં તેલનો સીસો લઈ લાંબી લાંબી ફાળે સમાએ જપટાવ્યું ગામ તરફ.

'વાટમાં સમો વિચાર કરે છે: 'આજ તો ઘેર જઈને એવું તો સવાદબંધ શાક કરું! – તેલ તો લીધું છે! પાટૂડામાં બે પળી ધમકારતાંકને, માંઈ જરા રાઈ મેથી મૂકતાંકને એવો તો કાંઈ પાકો વઘાર કરું!' – આમ વિચાર કરતા જઈ રહેલા સમાભાઈના નાકમાં જાણે વઘાર ન પેસી ગયો હોય એમ ઉધરસ પણ આવી ગઈ.' — કહી હસીને ભગતે ઉમેર્યું: 'પણ ભાઈ, સમોભાઈ આ બધો વિચાર તો કરતા હતા પણ મૂળમાં કોરું શાક થાય એવું તો કશું જ ઘરમાં

* બચકે મારવું=પીઠ ઉપર વજન રહે એ રીતે બાંધવું.

છવાયાં વાદળો સિવાય આકાશ લગભગ સ્વચ્છ હતું. બેસતી શરદનાં ગુલાલ ઉડાડતી સંધ્યા પણ આથમી ચૂકી હતી. શુક્લપક્ષની બીજરેખા ક્ષિતિજ આગળ ઊભી ઊભી મરક મરક હસી રહી હતી.

ધરતી ઉપર આ શરદાગમનનાં ગીત ગવાવાં શરૂ થઈ ગયાં હતાં. ઉધડિયાના લોકોએ પણ હર સાલ માફક ગામ વચ્ચે ગરબો ગોઠવ્યો હતો. બાલિકાઓએ કાલાંઘેલાં ગીતથી શરૂઆત પણ કરી દીધી. પરંતુ સમાસાંજ થવા છતાંય ન તો ગામના યુવાનો ગીત ગાવા ભેગા થયા કે ન આવી કોઈ યુવતીઓ.

જોકે પહેલા એક બે દિવસ તો આમ જ બને છે. કોઈ બે જણ આવે, ગરબા આગળ સરખાં સમોવડાંને ન જોતાં પાછાં ચાલ્યાં જાય. ત્યાં વળી બીજાં ત્રણ ચાર જણ આવે, છોકરાંવાજું જોઈને એ પણ નિરાશ થાય. પણ જો કોઈ બોલાવનાર—આગ્રહ કરીને રોકી રાખનાર હોય તો તો પહેલે દિવસે જ થોડી થોડી પણ શરૂઆત તો થાય જ. અને શરૂઆત થયા પછી તો કોઈને બોલાવવાની કે આગ્રહ કરવાની જરા સરખી પણ જરૂર નથી રહેતી. દરેક ગામમાં, અને આવા આવા દરેક પ્રસંગમાં ઘરવિવાહની પેઠે માથે લઈને ફરનાર અને આગ્રહ કરી શરૂઆત કરાવનાર હરિનો લાલ કોઈ હોય છે પણ ખરો.

ઉધડિયામાં આવું સ્થાન ભોગવનાર—ખાસ કરીને ગીત ગાવાની બાબતમાં તો એક કાનજી જ હતો. એના વગર આજે ચાર દિવસ થવા છતાંય બધું સૂનું સૂનું હતું. એક બાઈએ તો કહ્યું પણ ખરું: 'કાનોભાઈ હોત તો તો અત્યારે ગાણાંની રંગતાળી ન ઊડતી હોત કે?'

બાજુના ખાટલા ઉપર બે ચાર જણ સાથે બેઠેલા ભગતને કાને આ શબ્દો પડ્યા, બોલ્યા: 'એટલે જ તો કે'નારે કહ્યું છે કે બે ડાંડ હોય, બે સાંઢ હોય; બે ડાહ્યા હોય, બે ગાંડા હોય—આવું બધું હોય તો જ ગામ વસે!' અને મૂછો ઉપર ધીમેથી હાથ ફેરવતાં બબડ્યા: 'શું સમો આવ્યો છે!'

ભગતની જ કહેલી વાત યાદ આવતાં મનોર બોલી ઊઠયો: 'સમો એવો નથી ભગતકાકા. એ તો પેલી વખત જ એવી છે!' અને હસતાં હસતાં કહ્યું: 'મરશે કોઈ ગાણાં ન ગાય તો, ભગતકાકા. તમે એ સમાની ને વખતની વાત કો'ને! આ બધાં સાંભળે તો ખરાં!'

પછી તો બૈરાંઓએ પણ ભગત ઉપર હલ્લો જ કર્યો: 'કો' કો' ભગતકાકા! અમને તો કોક દન આવી વાતો સંભળાવો! પે'લાં તો કોક દન કે'તાય હતા, પણ હવે તો તમેય સાવ—'

મનોર વચ્ચે બોલી ઊઠયો:—'સમા જેવા થઈ ગયા છો!'

છોકરાં પણ ભગતના ખાટલા આસપાસ ટોળે વળી ગયાં. છેટે પડેલા એક લાકડા ઉપર બેઠેલા બેચાર જુવાનોએ પણ એક ખાટલો ઉપાડી લાવી ભગતની બાજુમાં જ જમાવ્યું. સ્ત્રીઓ પણ નજીક સરકી આવી હતી.

વાત કહ્યા વગર ભગતનો હવે છૂટકો જ ન હતો. ખૂંખારો ખાઈ વાતની શરૂઆત કરી:

'સમો કરીને એક આદમી હતો. એક દિવસ પાસેના ગામમાં કંઈ વહેવારાચાર કરવા ગયો હશે; તેલ છે, મરચું છે, ધૂળ છે ધમા છે–એમ લેતાં લેતાં મોડું થઈ ગયું. સમાએ ઉતાવળ કરી. પેલી મરચા મીઠાની પોટલીઓવાળી પોતડી બચકે મારી,* હાથમાં તેલનો સીસો લઈ લાંબી લાંબી ફાળે સમાએ જપટાવ્યું ગામ તરફ.

'વાટમાં સમો વિચાર કરે છે: 'આજ તો ઘેર જઈને એવું તો સવાદબંધ શાક કરું!–તેલ તો લીધું છે! પાટૂડામાં બે પળી ધમકારતાંકને, માંઈ જરા રાઈ મેથી મૂકતાંકને એવો તો કાંઈ પાકો વઘાર કરું!'–આમ વિચાર કરતા જઈ રહેલા સમાભાઈના નાકમાં જાણે વઘાર ન પેસી ગયો હોય એમ ઉધરસ પણ આવી ગઈ.'—કહી હસીને ભગતે ઉમેર્યું: 'પણ ભાઈ, સમોભાઈ આ બધો વિચાર તો કરતા હતા પણ મૂળમાં કોરું શાક થાય એવું તો કશું જ ઘરમાં

* બચકે મારવું=પીઠ ઉપર વજન રહે એ રીતે બાંધવું.

નથી, એનો તો એમને ખ્યાલ પણ ન રહ્યો. અત્યારે તો એ કોઈ રતાળુ કે લીલી વાલોળો વઘારવાનો વિચાર કરતા હતા, પછી ઘેર જઈને ભલે છાશ પાડી નિતનું કઢું હલાવે. મોઢામાં સવાદ તો આવી ગયો હતો, પછી ખાધા બરાબર જ છે ને?'

આવીને ખાટલા ઉપર બેસતાં હીરો મનોર પાસેથી હુંકારાની જવાબદારી સંભાળી લેતાં બોલ્યો: 'બરાબર છે ભગત! ખાધા બરાબર જ છે!'

ભગત જેવા વાત કહેનાર ને હીરા જેવો હુંકારો ભણનાર; એમાંય વળી એક કાને સાંભળનાર લોકોની ઠઠ! ભગત આગળ બોલ્યા:

'પછી તો સમાભાઈએ હેંડતાં હેંડતાં જ ઘઉંકી રોટી બનાવી દીધી. પાડોશમાંથી પાશેર ઘી પણ લઈ આવ્યા. આમ કરીને મોઢામાં કોળિયો મૂકવા જાય છે ને સમાભાઈને કાને કોયલના જેવો અવાજ પડ્યો. સમાના મનમાં થયું: 'ઘરમાં ગૈરું તો છે નહિ ને આ બોલ્યું કોણ?' ભાન આવતાં જુએ છે તો પોતેય વાટમાં ટાંટિયા તોડે છે ને બાજુમાં કોક ગૈરું પણ પાછળ તણાઈ રહ્યું છે. પેલી બાઈએ વળી પૂછ્યું: 'કયે ગામ રે'વું?'

'સમાએ મોઢું બગાડતાં ને પગ ઉપાડતાં કહ્યું: 'ઉધડિયે!''

પોતાના ગામનું નામ સાંભળી લોકોને વળી વધારે હસવું આવ્યું. ભગતે આગળ ચલાવ્યું: 'પેલી બાઈએ જરા છણકો કરતાં કહ્યું, 'ઓહોહો! ધરતી પર ગજ ગજના ખાડા પાડતા હેંડો છો તે જરા સંગાથ તો કરો!'

'સમાના ટાંટિયા પર કોઈએ જાણે લાકડી ન મારી હોય એમ પગ ઢીલા પડી ગયા. 'એકથી દો ભલા' આમ વિચાર કરી સમો બાઈની જોડે જોડે ચાલવા લાગ્યો. આપણી આ કાળીની પેઠે પેલી બાઈ જીભની જરા છૂટી હશે, પૂછ્યું: 'તમારું નામ તો કો'?'

"મારું નામ સમો' કહી સમાએ જાણી જોઈને મોં ચઢાવી રાખ્યું, પણ ભાઈ, બનાવટ તે ક્યાં સુધી ચાલે? પાતળા જીવના

સમાથી પૂછ્યા વગર ન રહેવાયું: 'તમારું નામ તો કો' ત્યારે ?'

''વખત' કહી વખતે આડી આંખે સમા તરફ જોયું. અંધારામાંય સમાએ એ આંખોમાં તારા તકતકતા જોયા. પછી તો બેઉ જણ લાંબી વાતે ચઢ્યાં. વાતોમાં ને વાતોમાં વાટ ક્યાં ખૂટી ગઈ એનો પત્તોય ન લાગ્યો !'

'શાનો પત્તો લાગે !' હુંકારો ભરતાં હીરાએ કહ્યું.

'પણ ભાઈ, ગામને ઝાંપે આવતાં સમો વિચારમાં પડી ગયો. ફળિયાને નાકે આવતાં તો થંભી ગયો. વખતને પૂછ્યું : 'તમે હવે ક્યાં જશો, વખત ?'

'જરાય ખચકાયા વગર વખત બોલી : 'તમે જશો ત્યાં વળી.'

'સમો તો ગૂંચવાયો. માથું ખંજવાળતાં બોલ્યો: 'પણ હું તો ઘરમાં એકલો છું !'

''ત્યારે હું ક્યાં એકલી છું ?' કહેતી વખત આગળ થઈ બોલી: 'લો હેંડોને, ઘર તો દેખાડશો કે નહિ ?'

'બિચારો સમો ! ઘેર જઈને કેડિયાની કસે બાંધેલી કૂંચી છોડવા મંડ્યો પણ એ પહેલાં તો વખતે જ છોડી લીધી. ઘરમાં તો ગયાં, પણ હવે દીવો શાનાથી સળગાવવો ? પણ એમ તો સમોભાઈ પાછા શોખીન મૂઆ હતા. ફટ કરીને ખીસામાંથી દીવાસળીની પેટી કાઢી આપી. વખતે દીવો સળગાવીને ફાટે મોઢે ઊભા રહેલા સમા પાસેથી સીસો લઈ લીધો, પાણિયારા ઉપરના ખીલાએ લટકાવતાં બોલી : 'પોટલી છોડીને બેસોને પેલા ખાટલા પર.' પણ સમો તો પેલા સીસા સામે જ તાકી રહ્યો હતો. મનમાં મનમાં બબડતો હતો: 'છતે ખીલે હું સીસાને ચૂલાની બેડે જ શું કામ મૂકી રાખતો હોઈશ ?' એટલામાં તો વખતે એની પાસેથી પોટલી પણ લઈ લીધી. અને ભોંય પર બેસીને 'આમાં શું છે ?' 'આમાં શું છે ?' આમ પૂછતી પૂછતી પોટલીની ગાંઠો છોડવા લાગી.

ખાટલા પર બેઠેલા સમાથી મન સાથે બોલી જવાયું: 'ગમે એટલું કરો, પણ ઘર તો બૈરાનું જ, સમા !'

હીરાએ ટાપસી પૂરી : 'થાય જ ને ! એક તો એકલદંડી હતા ને એમાં ફૂદા જેવી બૈરી મળી, પછી કેમ ન થાય !'

લોકો હસવા લાગ્યાં.

હુક્કાની બે ફૂંક લગાવી ભગતે આગળ ચલાવ્યું: 'પછી તો, ભાઈ, વખતે સમા માટે ઊનું પાણી પણ કાઢયું. કોરા મગનું શાક વધારતાંકને વખતે ત્રણ રોટલા પણ ઘડી કાઢયા. જમવા બેઠેલા સમાને થવા લાગ્યું: 'માન ન માન, સમા, પણ પેલા ભવની બાઈબંધણ જ લાગે છે !'

'તમને તો લાગેસ્તો !' કાળી ધીમેથી બબડી.

ભગતે કહેવા માંડયું : 'વખત વાટ જોઈને બેઠી હતી કે ક્યારે સમાના ભાણામાં રોટલો ખૂટે ને ક્યારે બીજો મૂકું. પણ સમો રોટલો ખાય તો એય ખૂટે ને? એનો તો આજ હરખેય નો'તો માતો. એક બટકું મોઢામાં મૂકતો ને વળી વળીને વખત તરફ જોતો હતો.

'વખતથી બોલ્યા વગર ન રહેવાયું, 'પાર મૂકો ને? આમ ફાંફાં શું માર્યા કરો છો?'

'સમો હસીને બોલ્યો : 'મને એમ થાય છે કે આવી વખત આ ભવમાં ફરી પાછી ક્યારે'—પણ 'આવશે' એમ બોલતા પહેલાં તો વખત બોલી ઊઠી :

'વખત તો આવેલી જ છે ને? જીવ ઠેકાણે રાખીને ખાઈ લોને છાનામાના?'

હીરો બોલી ઊઠ્યો : 'જોઈ કેટલી ખંધી બાઈ છે?'

ફરતા હુક્કાને ન્યાય આપતાં આપતાંમાં તો મનોર બોલી ઊઠ્યો : 'પછી ભગત કાકા?'

'પછી તો, ન તો સમાથી કેવાતું હતું કે તું રે' વખત, કે ન વખતથી કહેવાતું હતું કે હું જાઉં સમા ! ને આમ ને આમ આઠ દસ

દિવસ નીકળી ગયા. તમારા મારા જેવાને પણ થવા લાગ્યું: 'આ સમાને ત્યાં કોણ બૈરું આવ્યું હશે?' કોઈ કોઈ તો અટકળ (અનુમાન) પણ બાંધતા'તા: 'હશે કોઈ મામા માસીની.' પણ જ્યારે મહિનો થવા આવ્યો ત્યારે તો પાણીની પાણિયારીઓએ વખતને પૂછી જ નાખ્યું, 'હેં વખત, સમો તારે શો સગો થાય?'

'એ તો તમે સમાને જ પૂછી જોજો ને.' કહી મલકાતી મલકાતી વખત ચાલતી થઈ.

'લોકોએ સમાને પૂછી જોયું: 'હેં સમા, તારે ત્યાં આ કોણ બાઈ આવી છે?'

'સમાને નવાઈ લાગી હોય એમ બોલ્યો, 'કેમ, તમને ખબર નથી? એ તો વખત છે.'

'લોકોને થયું કે, આ સમાને તો ગાંડો કહેવો કે ડાહ્યો! કોઈ આ હીરાના જેવો ઉતાવળિયો બોલી ઊઠ્યો: 'અરે ભાઈ, વખત છે એ તો અમેય જાણીએ છીએ. પણ તારે ને એને સગાઈ શી થાય?'

'પણ સમાએય એ જ જવાબ આપ્યો: 'એ તો તમે વખતને જ પૂછી જોજો ને.' અને જે ભગતને કહેવાનું હતું એ જ પેલાં સાંભળનાર બૈરાં બોલી ઊઠ્યાં: 'મારો પીટ્યો સમોય ખરો તો!'

છભને ટેરવે શબ્દો રાખીને બેઠેલા મનોરે ઊભા થતાંકને કહ્યું: 'એમાં બિચારો સમો શું કરે! એ તો પેલી વખત જ એવી છે!' ત્યાં તો બાજુમાંથી મુખી બોલી ઊઠ્યા: 'ભાઈ, કોઈનોય વાંક કાઢવા જેવો નથી. સમો ને વખત બેય સરખાં જ છે.'

ભગતે પૂરી થતી વાત ઉપર કળશ ચઢાવી દીધો: 'તે દિવસથી જ સમો ને વખત બે એક થઈ ગયાં છે!'

લોકોને જાણે હમણાં જ ભાન આવતું હોય તેમ બોલી ઊઠ્યાં: 'ખરી વાત છે, લ્યા ભાઈ! સમો કો' કે વખત કો', પણ બેય છે તો એક જ ને!'

ખાટલા પર બેઠેલા સમાથી મન સાથે બોલી જવાયું: 'ગમે એટલું કરો, પણ ઘર તો બૈરાનું જ, સમા!'

હીરાએ ટાપસી પૂરી: 'થાય જ ને! એક તો એકલદંડી હતા ને એમાં ફૂદા જેવી બૈરી મળી, પછી કેમ ન થાય!'

લોકો હસવા લાગ્યાં.

હુક્કાની બે ફૂંક લગાવી ભગતે આગળ ચલાવ્યું: 'પછી તો, ભાઈ, વખતે સમા માટે ઊનું પાણી પણ કાઢ્યું. કોરા મગનું શાક વઘારતાંકને વખતે ત્રણ રોટલા પણ ઘડી કાઢ્યા. જમવા બેઠેલા સમાને થવા લાગ્યું: 'માન ન માન, સમા, પણ પેલા ભવની ભાઈબંધણ જ લાગે છે!'

'તમને તો લાગેસ્તો!' કાળી ધીમેથી બબડી.

ભગતે કહેવા માંડ્યું: 'વખત વાટ જોઈને બેઠી હતી કે ક્યારે સમાના ભાણામાં રોટલો ખૂટે ને ક્યારે બીજો મૂકું. પણ સમો રોટલો ખાય તો એય ખૂટે ને? એનો તો આજ હરખેય નો'તો માતો. એક બટકું મોઢામાં મૂકતો ને વળી વળીને વખત તરફ જોતો હતો.

'વખતથી બોલ્યા વગર ન રહેવાયું, 'પાર મૂકો ને? આમ ફાંફાં શું માર્યા કરો છો?'

'સમો હસીને બોલ્યો: 'મને એમ થાય છે કે આવી વખત આ ભવમાં ફરી પાછી ક્યારે'–પણ 'આવશે' એમ બોલતા પહેલાં તો વખત બોલી ઊઠી:

'વખત તો આવેલી જ છે ને? જીવ ઠેકાણે રાખીને ખાઈ લોને છાનામાના?'

હીરો બોલી ઊઠ્યો: 'જોઈ કેટલી ખંધી બાઈ છે?'

ફરતા હુક્કાને ન્યાય આપતાં આપતાંમાં તો મનોર બોલી ઊઠ્યો: 'પછી ભગત કાકા?'

'પછી તો, ન તો સમાથી કેવાતું હતું કે તું રે' વખત, કે ન વખતથી કહેવાતું હતું કે હું જાઉં સમા! ને આમ ને આમ આઠ દસ

દિવસ નીકળી ગયા. તમારા મારા જેવાને પણ થવા લાગ્યું: 'આ સમાને ત્યાં કોણ બૈરું આવ્યું હશે?' કોઈ કોઈ તો અટકળ (અનુમાન) પણ બાંધતા'તા: 'હશે કોઈ મામા માસીની.' પણ જ્યારે મહિનો થવા આવ્યો ત્યારે તો પાણીની પાણિયારીઓએ વખતને પૂછી જ નાખ્યું, 'હેં વખત, સમો તારે શો સગો થાય?'

'એ તો તમે સમાને જ પૂછી જોજો ને.' કહી મલકાતી મલકાતી વખત ચાલતી થઈ.

'લોકોએ સમાને પૂછી જોયું: 'હેં સમા, તારે ત્યાં આ કોણ બાઈ આવી છે?'

'સમાને નવાઈ લાગી હોય એમ બોલ્યો, 'કેમ, તમને ખબર નથી? એ તો વખત છે.'

'લોકોને થયું કે, આ સમાને તો ગાંડો કહેવો કે ડાહ્યો! કોઈ આ હીરાના જેવો ઉતાવળિયો બોલી ઊઠ્યો: 'અરે ભાઈ, વખત છે એ તો અમેય જાણીએ છીએ. પણ તારે ને એને સગાઈ શી થાય?'

'પણ સમાએય એ જ જવાબ આપ્યો: 'એ તો તમે વખતને જ પૂછી જોજો ને.' અને જે ભગતને કહેવાનું હતું એ જ પેલાં સાંભળનાર બૈરાં બોલી ઊઠ્યાં: 'મારો પીટ્યો સમોય ખરો તો!'

જીભને ટેરવે શબ્દો રાખીને બેઠેલા મનોરે ઊભા થતાંકને કહ્યું: 'એમાં બિચારો સમો શું કરે! એ તો પેલી વખત જ એવી છે!' ત્યાં તો બાજુમાંથી મુખી બોલી ઊઠ્યા: 'ભાઈ, કોઈનોય વાંક કાઢવા જેવો નથી. સમો ને વખત બેય સરખાં જ છે.'

ભગતે પૂરી થતી વાત ઉપર કળશ ચઢાવી દીધો: 'તે દિવસથી જ સમો ને વખત બે એક થઈ ગયાં છે!'

લોકોને જાણે હમણાં જ ભાન આવતું હોય તેમ બોલી ઊઠ્યાં: 'ખરી વાત છે, લ્યા ભાઈ! સમો કો' કે વખત કો', પણ બેય છે તો એક જ ને!'

અને પછી તો, 'ભગતકાકા, વાત તો સરસ કહી હાં!' કહી લોકો ઊઠવા જતાં હતાં ત્યાં તો ભગતે સંભળાવી દીધું: 'પણ વાત કંઈ મફત નથી કહી! ગાણું ગાયા પછી જ બધાંને વેરાવાનું છે.'

આડે દિવસેય ભગતને નારાજ કરવાની કોઈની હિંમત ન હતી, તો આજ તો હોઈ જ કેમ શકે? વળી અત્યારે બધાં ગીત ગાવા જેવા ઉત્સાહમાં પણ હતાં. જોતજોતામાં ઘૂમર મંડાઈ. હુક્કાનો ગડગડાટ કરતા ભગતને આ યુવાન યુવતીઓને ગરબે ઘૂમતાં જોઈને મનમાં થયું પણ ખરું: 'ત્યારે શું! જુવાનીનાં આ પાંચ વર્ષ જ ગાવા નાચવાનું તો છે ને!' અને હૈયામાં શ્વાસ ભરતાં બબડ્યા: 'પછી તો કોઈ કે'શેય નહિ કે ઊઠ ને ગા!'

**'મળેલા જીવ'માંથી**

### સ્વાધ્યાય

૧. 'સમો અને વખત'ની કથા ભગત શા માટે કહે છે? પોતાના હેતુમાં ભગત કેટલે અંશે સફળ થયો?

૨. ભગતના પાત્રની તમારા મન પર શી છાપ પડી છે તે જણાવો. એવું કોઈ પાત્ર તમારા ધ્યાનમાં હોય તો નોંધો.

૩. 'સમો અને વખત'ની કથા ફરીથી કહો.

૪. આ પાઠ વાંચતાં તમારા મન પર શી છાપ પડી તે જણાવો.

## કલાદર્શન

['ઘડપણની છાયા' શ્રી. રસિકલાલ પરીખનું ચિત્ર છે. એનો પરિચય શ્રી. કાકા કાલેલકરે કરાવ્યો છે. બાકીનાં ચિત્રોનો પરિચય શ્રી. ઉમાશંકર જોષી કરાવે છે.]

### ૧. ઘડપણની છાયા

આ ચિત્ર તો સરસ છે જ, પણ ચિત્ર કરતાંયે એનું વાતાવરણ આબાદ રીતે ચીતરાયું છે. અને ચિત્રમાંનો એકે રંગ એ વાતાવરણને ખોટું પાડતો નથી. યૌવન અને વાર્ધક્ય એવું નામ આ ચિત્રને હું ન આપું, કેમકે આમાં યૌવનની પ્રધાનતા નથી. આગળનો પથરો, પાછળના પહાડ, પડખેનાં ઝાડો અને એનાં થડો ઉપર

વાર્ધક્યની છાયા પડેલી છે. રસ્તો પણ આપણને ચડવા નથી પ્રેરતો. બે ત્રણ નાનકડાં ફૂલ યૌવન સૂચવે છે ખરાં, પણ એ પણ એટલાં ઉઠાવદાર નથી કે ઘડપણને માયાળુ બતાવે. આખા ચિત્રમાં સફેદ વાળવાળો ડોસો જ આપણું ધ્યાન ખેંચે છે. મૂછ સાથે એની ભમર પણ ધોળી થઈ ગઈ છે.

એનો દીકરો પિતાને પડખે ચાલે છે. એના મોઢા પર બાળપણની નિષ્પાપ કોમળતા છે. એને જોઈને મનમાં વહાલ જરૂર ઊપજે છે, પણ એ જુવાન વિષે અસાધારણ આશાઓ બાંધવાનું મન નથી થતું. એને જોઈને મોઢામાં એક જ પ્રાર્થના સ્ફુરે છે, 'ભગવાન, એને આવો ને આવો જ નિષ્પાપ રાખજે!' એ કિશોરની સાત્ત્વિક આંખો, સરળ નાસિકા અને એના સંસ્કારી હોઠ જોઈને આપણે સહેજે અનુમાન કરી શકીએ છીએ કે એના પિતાએ એના જમાનામાં ધર્મચુસ્ત જીવન ગાળ્યું હશે અને પોતાના સમાજ માટે એ આશીર્વાદરૂપ નીવડ્યો હશે. એ કિશોરની ભમર અને એનું કપાળ સ્પષ્ટ કરે છે કે એની માતા રૂપાળી સાધ્વી હોવી જોઈએ.

માતાપિતાની સફળ કારકિર્દીએ ઘરની દરિદ્રતા દૂર નહિ કરી હોય, એટલે બાળક નાનપણથી જ ઘડપણની છાયા તળે ઊછરેલો છે.

ચિત્રકારે આ આખા વાતાવરણને સાચવવા માટે ઉપરનો આશારૂપી આકાશનો કકડો પણ નાનકડો જ બતાવ્યો છે. આખું વાતાવરણ સૌમ્યસુંદર છે, શાંતિ અને સમાધાનનું સૂચક છે. એમાં ગમગીનીનો સહેજ સરખો ઇશારો છે. પણ એ અસંતોષ કે વિષાદ નથી ઉત્પન્ન કરતો. જીવન વિષેની ખોટી આશા અને અશ્રદ્ધાળુની નિરાશા બન્ને આમાં ટાળે છે, તેથી એ ચિત્રકાર સૌમ્યતા ને ભવ્યતાનો વિરોધ મિલાપ આમાં સાધી શકે છે. આખા ચિત્રનું વાતાવરણ એકરૂપ અને તૃપ્તિકારક છે. ફરી ફરી ચિત્ર જોયા પછી ડોસાને કહેવાનું મન થાય છે કે, 'તારી બાકી રહેલી જિંદગી તને શાંતિ બક્ષો અને તારી સેવા અનન્યનિષ્ઠાથી કરનાર તારો દીકરો તારા

'આશીર્વાદથી કુલોદ્ધારક નીવડો. ડોસાનું જીવનવ્રત એની ટેકીલી લાકડી અને એના મંગલમય લોટામાં વ્યક્ત થાય છે.

## ૨. ઝંઝા

ઝંઝાવાતનું, પવનના પ્રચંડ તોફાનનું આ ફોટોચિત્ર છે. ગયે વરસે (ઈ. સ. ૧૯૪૦માં) મુંબઈ બેટમાં અને આસપાસ આવા તોફાને જે કારમો કેર વરતાવ્યો હતો તે નજરોનજર જેણે જોયો હશે તેને ખબર હશે કે, કુદરત પાસે વિનાશનાં હથિયારો છે તેવાં તો એ પ્રકારનાં શસ્ત્રો શોધવાની શેખી કરનાર માણસ પાસે પણ નથી. પવન, પાણી અને અગ્નિ વડે, ધરતીકંપ અને જ્વાળામુખી દ્વારા, હિમ, તીડ, અનાવૃષ્ટિ, વગેરેથી કુદરત પૃથ્વી ઉપર વિનાશ વિનાશ પાથરી શકે છે. આ ચિત્રમાં પવનની એવી શક્તિ બતાવવાનો પ્રયાસ છે. ઝંઝા એટલે પ્રચંડ જોમ અને આંધળો જુસ્સો. એનાં જુસ્સો અને જોમ, ડાબે અને જમણે ખૂણે છોડવાઓને જમણી તરફ ઢાળી દીધા છે તે પરથી, અને વચ્ચેની ઝાડની કતાર આખી ને આખી જે રીતે ઝૂકી છે તે પરથી સહેજે દેખાય છે. ક્ષિતિજ પાર આકાશમાં કેવા ધસારાથી પવન ફૂંફાડા મારે છે એ પણ ચિત્રમાં અંકિત થયું છે. સામે છેલ્લાં વૃક્ષો આગળ જ ક્ષિતિજ દેખાતી હોઈ આપણને થાય છે કે, જાણે પેલી તરફ ખીણમાંથી, પૃથ્વીના પેટાળમાંથી, અનર્ગળ શક્તિના ગબારા ઊંચે ચડી રહ્યા છે અને આડુંઅવળું જોયા વગર સૃષ્ટિ પર ધસ્યા જાય છે. તેની આગળ બિચારાં વૃક્ષોનું શું ગજું? એમની પાંસળીયે પાંસળી ખુલ્લી થઈ ગઈ છે. પાંદડાંની ઘટાનો વૈભવ જે આડે વખતે શોભારૂપ હતો તે અત્યારે દુશ્મનને અનુકૂળ બની જઈને પોતાને ભારરૂપ થઈ પડ્યો છે. છતાં એમનાથી નીચેનાં પેલાં તરણાંની પેઠે પવનની તાબેદારી ઝટ માથે ચડાવીને ઝૂકી ઝૂકી સલામો પણ ઓછી જ ભરાય છે? તો તો પછી ધરતીએ ઊભતાં શીખવ્યું એ નકામું જ. અંદર રહ્યાં રહ્યાં મૂળિયાં જાણે કે એને પ્રોત્સાહન આપે છે: 'ગભરાઈશ નહિ.



મેડોના



પ્રજ્ઞાપારમિતા

અમે પૃથ્વીને જોરથી બાઝી રહ્યાં છીએ. સહેજમાં તું નમી જાય તો પછી તારી ઉચ્ચતા ક્યાં રહી?' વૃક્ષો ટટાર છાતી કાઢીને ઝંઝાની સામે મક્કમતાથી ખડાં રહે છે. ઝંઝારાજાની એક વધુ થપાટ, અને કડડ કરતાં તે જમીનદોસ્ત થઈ જવાનાં એમાં ફેર નહિ. પણ એવા ચોક્કસ ભાવિ સામે પણ સામી છાતીએ એ ઝૂઝે છે: 'આવ, આવ, ઝંઝારાણા, તારા પંજાનો સ્વાદ અમારે આજ ચાખવો છે. ટાઢ, તડકો, વરસાદ અને વીજના ઝાટકા તો અમે ભરપૂર માણ્યાં છે. પણ ધરતીનો રસ ચૂસી ચૂસી ઊંચાં થયાં તેની આજ અમારી કસોટી છે. તારા જેવાની સામે ઊભા રહેવાનું મળે એ ધન્ય ઘડી ક્યાંથી!' સૂસ્‌સૂસ્‌ કરતો પવન ફૂંકાય છે અને જોરથી વૃક્ષોનાં ડાળપાંખડાં વીંખી નાખે છે. વૃક્ષો વાંકાં વળી ગયાં છે. આ પડ્યાં! આ પડ્યાં! એવી દશા છે. છતાં તે તો જાણે કે કહે છે: 'બસ થાકી ગયો કે? આટલામાં જ હાંફી ગયો કે? ફૂંક, જરી જોરથી ફૂંક! 'તૂટી જવા કરતાં નમી જવું ભલું' એ તુચ્છ ફિલસૂફી તો અમે તરણાંને જ સોંપી છે. 'નમવું એ કરતાં તો બહેતર ભાંગીને કકડા થઈ જવું,' એ અમારો મુદ્રાલેખ છે. ચલાવ તારું જોર.' સુસવાટા કરતો ઝંઝાનિલ ફૂંકાય છે. વૃક્ષોની ડાળીઓ અને પલ્લવ એટલાં બધાં ઝૂકી ગયાં છે કે જાણે આધાર માટે ધરતીને વળગવા ન કરતાં હોય! હવે? એક ક્ષણમાં તો . . .

અહીં કળાકારે કૅમેરાની ચાંપ દબાવી દીધી છે. ક્ષણવાર પછી શું થયું એ એને પૂછશો નહિ. એણે તો કુદરતમાંથી એક અમૂલ્ય પળને તેજ અને છાયાના રૂપમાં — એક ચિત્રના આકારમાં ઝડપી લીધી છે. ક્ષણવાર પછી બનવાજોગ છે કે આખીયે ઝાડની કતાર ધૂળ ચાટતી થઈ ગઈ હોય, અથવા તો પછી વાવાઝોડું શમી જતાં આકાશમાંની બધી ધૂળ ધીરે ધીરે નીચે ઊતરી એ જ વૃક્ષોનાં મૂળિયાં ચાટવા લાગી હોય. પણ એ વાતની કોઈ વડાઈ નથી. મહત્તા તો છે વૃક્ષો છાતી કાઢીને પણ નિશ્ચિત મૃત્યુની સામે ઊભાં રહે છે એ ઘટનામાં રહેલા કાવ્યની. કળાકારે કુદરતની અનેકરંગી લીલામાંથી

## ૫. પ્રજ્ઞાપારમિતા

પ્રજ્ઞા એટલે બુદ્ધિ. પણ, ના, એ કરતાંયે કાંઈક વિશે એનો અર્થ છે. બુદ્ધિના બે પ્રકાર:

(૧) ગ્રહણવતી બુદ્ધિ તે વસ્તુને સમજી તેનું ગ્રહણ કરના શક્તિ.

(૨) ધારણવતી બુદ્ધિ તે ગ્રહણ કરેલી વસ્તુને ખપ પડે ત્યા સેવામાં રજૂ કરવા માટે, સંઘરી રાખનારી શક્તિ.

આમાંથી ગ્રહણવતી બુદ્ધિને પ્રજ્ઞા કહે છે, ધારણવતી બુદ્ધિ મેધા કહે છે.

**પ્રજ્ઞાપારમ્** એટલે પ્રજ્ઞાની પણ પેલે પાર. **इता** એટલે ગયેલી બુદ્ધિની પણ પાર ગયેલી એવી મહાશક્તિનાં દર્શન આ શિલ્પકૃતિ દ્વારા કરાવવામાં આવ્યાં છે. એ મહાશક્તિ તે સરસ્વતી. આ મૂર્તિ જાવામાંથી મળી આવી હતી. પ્રાચીન કાળમાં હિંદમાંથી કેટલાક લોકો જાવા સુમાત્રા જઈને વસ્યા ત્યારે તેમની સાથે અને તેમની પાછળ પાછળ અહીંની કળા પણ ત્યાં જઈ વસી. સરસ્વતીની આ મૂર્તિ ભારતીય ઢબે થયેલી છે. હાલ એ જર્મનીના લાઈન શહેરના માનવવંશવિજ્ઞાનના સંગ્રહાલય (મ્યુઝિયમ)માં, છે. ભાવનામૂર્તિ તરીકે એ અદ્વિતીય લેખાય છે.

વિકસેલાં પદ્મદલ વચ્ચે એમનું આસન છે. અને પદ્માસને પોતે બેઠાં છે. ડાબે હાથે બાજુબંધ પણ પદ્મના છે. હાથની મુદ્રા અને મુખાકૃતિ ધ્યાનાવસ્થાની નિષ્કંપ શાંતિ દર્શાવે છે. સમાધિમાં એ ગરક છે. સમાધિનો આનંદ ઢળેલાં પોપચાંમાંથી જાણે [illegible] નીકળે છે.

કળાકારે પોતાના હૃદયની ભાવનાને, સર્જનમાં પોતાને પ્રેરણા આપનારી ભાવનાને, પોતાની આગળ મૂર્તિરૂપે પ્રગટ કરી દીધી ન હોય!



આ એક અમર ક્ષણ ઝડપી લીધી તેમાં જ એની કાવ્યશક્તિનો વિજય છે.

કેટલાં માણસો ઘોર ભાવિ સામે આ વૃક્ષોની જેમ ઝૂઝી શકે છે?

## ૩. લાઓકોન

આ એક શિલ્પકૃતિ છે. રૃહોડઝ ટાપુમાં વેટિકન અજાયબઘર (મ્યુઝિયમ) માં એ અત્યારે છે. પણ મૂળ ગ્રીક લોકોએ એ ઘડેલી છે. દુનિયાની શિલ્પકૃતિઓમાં એ બીજા નંબરની લેખાય છે.

આ શિલ્પરચનામાં એક કથા ગૂંથવામાં આવી છે. ગ્રીક મહાકવિ હોમરના મહાકાવ્ય 'ઇલિયડ'માં એક પ્રસંગ આવે છે. ટ્રોય સામે લડવા ગયેલું ગ્રીક સૈન્ય બાર બાર વરસના ઘેરા પછી પણ ન ફાવવાથી કંટાળીને એક નવો ખેત રચે છે. લાકડાનો એક ગંજાવર ઘોડો બનાવી, એમાં થોડુંક સૈન્ય છુપાવી, બાકીનું દેશ ચાલ્યા જવાનો ડોળ કરી દરિયાકિનારા તરફ વળે છે. ટ્રોયના લોકો ગ્રીકોની ખાલી છાવણીમાં આવી, તપાસ કરી. આ ઘોડો બહુ મોટો હોવાથી તેને દરિયાપાર લઈ જવાનો વિચાર ગ્રીકોએ જતો કર્યો હશે એમ હરખભેર માની — પોતાના નગરમાં લઈ જાય તે પછી અંદરનું સૈન્ય બહાર કૂદી પડે અને ટ્રોયનો કબજો મેળવે, એ રીતનું કાવતરું હતું. ટ્રોયમાં લાઓકોન નામે નેપ્ચ્યુન – સાગરદેવ – વરુણદેવનો પૂજારી હતો. તેને આ પેચ સમજાઈ ગયો. એણે ટ્રોયના યોદ્ધાઓને વાર્યા, પણ અણધાર્યા વિજયના ઉન્માદમાં કોઈ એની વાત જ સાંભળે તો ને? આખરે સાગરદેવ આ લોકોને સદ્‌બુદ્ધિ પ્રેરે એ ખાતર તેમની ઉપાસના કરવા એ સમુદ્રકિનારે જઈ બલિદાન આપે છે. ત્યાં અંદરથી બે મોટા સર્પ બહાર ધસી આવી એનાં બે બાળકોને વીંટળાઈ વળે છે. લાઓકોન છોડવવા જાય છે તો તેને પણ ચૂડમાં લે છે. વૃદ્ધ પિતાની વેદનાનો તાગ કોણ લઈ શકે? કલાકારે શિલ્પકૃતિ દ્વારા કાંઈક એવું દર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે. એના મુખની વિહ્વળતા અને લાચારી જુઓ, મૃત્યુ સામે ઝૂઝતી છાતી અને બાહુની તાકાત જુઓ. ડાબો

પગ નાગચૂડથી અસહાયપણે સહેજ ખસ્યો છે, પણ પોતાનાં બાળકોને બચાવવાનો અડગ નિશ્ચય એના જમણા પગની સ્થિરતામાં વરતાયા વગર રહેતો નથી. પાંસળાં ધમણની માફક ફૂલી આવ્યાં છે. સ્નાયુઓ તૂટવાની અણી ઉપર છે. રગો ઊપસી આવી છે. ક્ષણનો વિલંબ થયો તો બીજી ક્ષણે તો સત્યાનાશ વળી ગયું હશે એવા ખ્યાલથી ઊપજતો કાર્યનો વેગ એની કાયાની રેખાએ રેખાએ અંકિત થયો છે. બાળકો હાથ વડે કમર અને પગ પરની ચૂડ વછોડવા મથે છે. એક બાળકે મદદ માટે પિતા તરફ વેદનાથી હાથ ઉછાળ્યો છે. બીજો 'આ શું!' એવી અજાયબીથી જમણો હાથ પિતા તરફ લંબાવી નિર્દોષ અમૂંઝણભરી મુખમુદ્રાથી પિતા તરફ તાકે છે ત્યાં એની મુખાકૃતિ ઉપર પિતાની મુખાકૃતિની કારમી વેદનાનું પ્રતિબિંબ પડે છે. એના કરતાં પિતાને જમણે પડખે લપાયેલો, પિતાની અને ભાઈની વેદનાથી અજાણ્યો જ રહેવા પામતો બાળક તે નસીબદાર નહિ?

મહાવ્યથાની એક અરધીઅમથી ક્ષણ કળાકારે પથ્થરમાં બંદીવાન કરી છે.

## ૪. મૅડોના

ઇટાલિયન ચિત્રકાર રફાએલની આ અમર કલાકૃતિ છે. પયગંબર ઇશુ ખ્રિસ્તનો જન્મપ્રસંગ અને શૈશવ નિરૂપવા અનેક કળાકારોએ પીંછી ચલાવી છે. રફાએલે પણ એ નિમિત્તે ઘણાં ચિત્રો આપ્યાં છે, તેમાંનું આ એક છે. જેમ જેમ આપણે એ ચિત્ર તરફ જોઈએ છીએ તેમ તેમ માતાના નિર્વ્યાજ અઢળક પ્રેમ અને બાળકની દિવ્યતાનાં દર્શન થાય છે.

રફાએલ દુનિયાના પ્રથમ પંક્તિના કલાકારોમાં પણ ઘણા આગળપડતા સ્થાનનો અધિકારી છે. તેણે અનેક અમર કળાકૃતિઓ સરજી સાડત્રીસ વરસની ઉંમરે તો આ દુનિયાની વિદાય લઈ લીધી હતી. તેનો આયુષ્યકાળ ઈ. સ. ૧૪૮૭ થી ૧૫૨૦.

## ૫. પ્રજ્ઞાપારમિતા

પ્રજ્ઞા એટલે બુદ્ધિ. પણ, ના, એ કરતાંયે કાંઈક વિશેષ એનો અર્થ છે. બુદ્ધિના બે પ્રકાર :

(૧) ગ્રહણવતી બુદ્ધિ તે વસ્તુને સમજી તેનું ગ્રહણ કરનારી શક્તિ.

(૨) ધારણવતી બુદ્ધિ તે ગ્રહણ કરેલી વસ્તુને ખપ પડે ત્યારે સેવામાં રજૂ કરવા માટે, સંઘરી રાખનારી શક્તિ.

આમાંથી ગ્રહણવતી બુદ્ધિને પ્રજ્ઞા કહે છે, ધારણવતી બુદ્ધિને મેધા કહે છે.

प्रज्ञापारम् એટલે પ્રજ્ઞાની પણ પેલે પાર. इता એટલે ગયેલી. બુદ્ધિની પણ પાર ગયેલી એવી મહાશક્તિનાં દર્શન આ શિલ્પકૃતિ દ્વારા કરાવવામાં આવ્યાં છે. એ મહાશક્તિ તે સરસ્વતી. આ મૂર્તિ જાવામાંથી મળી આવી હતી. પ્રાચીન કાળમાં હિંદમાંથી કેટલાક લોકો જાવા સુમાત્રા જઈને વસ્યા ત્યારે તેમની સાથે અને તેમની પાછળ પાછળ અહીંની કળા પણ ત્યાં જઈ વસી. સરસ્વતીની આ મૂર્તિ ભારતીય ઢબે થયેલી છે. હાલ એ જર્મનીના લાઈડન શહેરના માનવવંશવિજ્ઞાનના સંગ્રહાલય (મ્યુઝિયમ)માં, છે. ભાવનામૂર્તિ તરીકે એ અદ્વિતીય લેખાય છે.

વિકસેલાં પદ્મદલ વચ્ચે એમનું આસન છે. અને પદ્માસને પોતે બેઠાં છે. ડાબે હાથે બાજુબંધ પણ પદ્મના છે. હાથની મુદ્રા અને મુખાકૃતિ ધ્યાનાવસ્થાની નિષ્કંપ શાંતિ દર્શાવે છે. સમાધિમાં એ ગરક છે. સમાધિનો આનંદ ઢળેલાં પોપચાંમાંથી જાણે ફૂટી નીકળે છે.

કળાકારે પોતાના હૃદયની ભાવનાને, સર્જનમાં પોતાને પ્રેરણા આપનારી ભાવનાને, પોતાની આગળ મૂર્તિરૂપે પ્રગટ કરી દીધી ન હોય !